# ધર્મનો જય.

# ધર્મનો જય

અથવા

## ધર્માજીરાવની કુટુંબકથા.


લેખક તથા પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા,**

પીરમશારોડ—અમદાવાદ.


જેણે નીતિ ગ્રહી સુનમ્ર થઇને, રાખી અનીતિ પરી,
જે આપત્તિ વિશેષ આવી પડતાં, લેશ ગયા ના ડરી,
જે ધારી શુભ ધૈર્ય ઢાલ સતનું ખાંડું ધરીને ફર્યો,
તેણે તો જય જગતમાં જરૂર છે, સાચે જ સાચો કર્યો.


કિંમત રૂ. ૧-૪-૦

" મૂર્ખાઓને કદી સુઝતું નથી કે સદ્‌ગુણ અને સુભાગ્યને અતિ નિકટનો સબંધ છે."

—ગોટી.

શ્રી "ભાગ્યોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.

બીજી આવૃત્તિ.] પ્રત ૧૧૦૦. [સને ૧૯૧૮.

# મૂળ ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.



સમુદ્રમાં ડુબકી મારી મહા કષ્ટ અને મહેનતથી જ્યારે ખોબો ભરીને મોતી બહાર કાઢવામાં આવે છે, ત્યારે તેમાંથી પાંચ દશ દાણા સર્વોત્તમ મળે તો મળે. આ જ નિયમ ઉત્તમ પુસ્તકોને પણ લાગુ પડેછે.

પ્રસ્તુત સમયે શાસ્ત્રીય પુસ્તકો કરતાં નાટકો અને નવલકથાનાં પુસ્તકો બહુ જ ઉભરાવા લાગ્યાં છે; પરંતુ તેમાં ખરેખર સદ્‌બોધક અને કુલીન સ્ત્રી પુરુષોને વાંચવા જેવાં, આંગળીને ટેરવે ગણી શકાય તેટલાં પણ મળવાં મુશ્કેલ થઇ પડશે, એ કહેવું જરા પણ ખોટું નથી.

આપણા દેશમાં અર્વાચીન સમયના કોઇક ઇતિહાસનો આધાર લઇને નાટકો અથવા નવલકથાઓ લખવાનો પ્રચાર અદ્યાપિ સુધી જણાતો નથી; અને તેમાં પણ એકાદ રાજકીય ઉથલપાથલનો નાજુક સમય લઈ, તેમાં પોતાની કલ્પનાથી એકાદ બોધક કથાનક જોડી દઇને નાટક અથવા નવલકથા લખાયાનાં ઉદાહરણો બહુ જોવામાં આવતાં જ નથી.

બીજા દેશો તરફ જોતાં તેમનામાં લેખનકળાનું ચાતુર્ય અધિક દેખાઇ આવે છે. આપણી આ ખોટ કયારે પૂરી પડશે? ખાંડેલું ખાંડવા બેસવું એ પદ્ધતિ સારી નથી. એટલે દરેક ભારત અને રામાયણની જ પાછળ હાથપગ ધોઇને મંડવું એ વિદ્વત્તાનું લક્ષણ ન્હોય. હશે, આ નવલકથા કેટલી યોગ્ય થઇ છે, અને આના વાંચનથી કોને શું ગ્રહણ કરવાનું મળશે એ નક્કી કરવાનું કામ સુજ્ઞોને જ સોંપું છું.

મુ. સોલાપૂર
તા. ૧—૪—૯૬.

આપનો નમ્ર સેવક
ગ્રંથકર્ત્તા.

# અનુવાદકની પ્રસ્તાવના.

સૃષ્ટિકર્તા વિભુની લીલા અથાગ—અકળ—અગોપ્ય—અમાપ—છે. મનુષ્યની ઇચ્છા જ્યારે એક હોય છે ત્યારે તેની ઇચ્છા વળી બીજી કાંઇક જ હોય છે. પણ તેની ઇચ્છા શી હશે એ જાણવાને જ્ઞાની સિવાય અન્ય મનુષ્ય પ્રાણી અસમર્થ છે. આ નિયમાનુસાર મારી ઇચ્છા અથવા આશા સ્વપ્ને પણ નહીં હોવા છતાં એ વિભુની કૃપાથી, બાલ્યવયમાં જ—એટલે મારી ઉમ્મરના અગીઆરમા વર્ષે જ—મરાઠી ભાષાનું પઠન કરવાનો મને અવસર મળી આવ્યો. અનાયાસે આવી મળેલા આ અવસરનો પાંચ વર્ષ સુધી લાભ લઇ એ ભાષાનું જ્ઞાન મેળવ્યાબાદ સામાન્ય જ્ઞાન અને શાસ્ત્રોનાં પુસ્તકો વાંચવા તરફ મારી વૃત્તિનું ખેંચાણ થવાને પરિણામે, એ ભાષામાં ઘણાં સારાં પુસ્તકો હોવાનું મને જ્ઞાન થયું. અને તેથી કોઇ સારા પુસ્તકનો તરજુમો (ભાષાંતર) કરવાનો વિચાર ઘણી મુદત પહેલાં મને થઇ આવ્યો હતો. બે વર્ષ પહેલાં મેં તેવા એક પુસ્તકનો તરજુમો કર્યો પણ હતો; પરંતુ કેટલાંક સાધનોની ગેરહાજરીને લીધે તે દફ્તરમાં પડી રહેવાને જ નશીબદાર થયો છે! તે પહેલાં આ નવલકથા ગુર્જર વાચકોના હાથમાં મૂકતાં મને અતિ આનંદ થાય છે. આ આનંદ સત્ય છે, કે ઝાંઝવાના પાણી જેવો છે, એ હવે પછી જાણી શકાશે.

આ અર્ધૈતિહાસિક નૉવેલ "**कादंबरी संग्रह**" નામના પૂનામાં પ્રસિદ્ધ થતા માસિક પત્રમાં "**धर्माजिरावाचें कुटुंब, अथवा बडोदें राजधानींतील साडे तीन वर्षांची कारकीर्द**" એ નામથી

પ્રસિદ્ધ થયું હતું. તેને સદરહુ માસિક પત્રના મેનેજર રા. રા. પાંડુરંગ બળવંત દેવલ એમણે પુસ્તકના આકારમાં જૂદું છપાવીને પ્રસિદ્ધ કરેલું, એ મારા વાંચવામાં આવતાં તેનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની આકાંક્ષા થઇ. જેથી પૂનાના "जगत्हितेच्छु" પત્રના મેનેજર મિ. ગોંધળેકર માર્ફતે એ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની પરવાનગી મળવા પ્રસિદ્ધકર્ત્તા રા. રા. પાંડુરંગ બળવંત દેવલને જણાવતાં, તેમણે ઉદાર દીલથી પરવાનગી આપી, એ માટે તે ગૃહસ્થનો હું અતિ આભારી થયો છું. તેમજ એ પરવાનગી અપાવવામાં મદદ કરનાર મારા મિત્ર મિ. ગોંધળેકરનો પણ મારે તેટલો જ આભાર માનવો જોઇએ.

આ આખા પુસ્તકના અવલોકન પછી વાંચકો જોઇ શકશે કે, સ્વર્ગવાસી શ્રીમંત મલ્હારરાવ મહારાજ જાતે બહુ જ ભોળા સ્વભાવના હોવાથી દામોદરપંત જેવા અત્યાચારમાં પડેલા કારભારી, અને તેની મંડળીએ મહારાજાના નામને કલંકિત કરેલું હતું.

અનુવાદ કરતાં કોઇક કોઇક જગોએ સહેજસાજ ફેરફાર કરવાનું યોગ્ય વિચાર્યું છે. પ્રકરણને મથાળેની ભાવસૂચક કવિતાઓ અને વાક્યો, 'મણિની મુંઝવણ'વાળું પ્રકરણ, તથા વિશ્વાસરાવને આવેલાં સ્વપ્ન: વગેરે કેટલોક ભાગ નવો જ ઉમેરેલો છે. મૂળ ગ્રંથનાં પ્રકરણો બહુ જ લાંબાં લાગવાથી એકેક પ્રકરણના વિષયને અનુસરતા બબે ભાગ કરેલા છે. તેમજ બે ચાર નામો પણ ફેરવેલાં છે; શહેરથી જૂનું સ્ટેશન પાંચ ગાઉ દુર હોવાનું મૂળ ગ્રંથમાં છે, પણ ખરી રીતે એટલું દૂર નથી; તોપણ એ પાઠ નહીં ફેરવતાં જેવો ને તેવો જ રાખેલો છે, તેનાં કેટલાંએક કારણો છે.

આ પુસ્તકનો વિશિષ્ટ હેતુ મૂળ ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના આ પહેલાં દાખલ કરવામાં આવેલી છે, એ ઉપરથી જાણી શકાશે.

મારો હેતુ ફલિતાર્થ કરવામાં હું કેટલે અંશે શક્તિમાન થયો છું, એ જોવાનું કામ સુજ્ઞ વાચકોનું જ છે. એટલે એ તેમને જ સુપ્રત કરું છું.

વડોદરા—"દેશભક્ત" પત્રની ઓફિસ, તા. ૨૪–૫–૯૯. ના. મહારાણીની ૮૧ મી સાલગ્રેહનો શુભ દિવસ.

મૂળ નિવાસ સ્થાન,
**ચલાળા.** પોસ્ટ–કુંડલા.
(કાઠીઆવાડ.)

**જીવનલાલ અમરશી મહેતા.**



**ભગવાનજી જગજીવનદાસ શાહ,**

નિવાસસ્થાન—**ખંભાત.**

ઉન્નતિસ્થાન—**મુંબાઇ.**

**પરમ સ્નેહી ભાઇ,**

આપણે વીશેક વર્ષ ઉપર એક લાયક અને કદરદાન શેઠની પાસે ભવિષ્યના જીવનની તાલીમ લેતા હતા ત્યારે સંધાયેલો આપણો સ્નેહ—આપણે છૂટા પડયા પછી ઘણા દૂર અને જૂદી જ લાઇનમાં પડી ગયા છતાં—દિવસાનુદિવસ વધતો જઇ કુટુંબી સંબંધ સ્વરૂપે દૃઢ થયો છે. જીવનની શરૂઆતના આ સ્નેહ—સંબંધના સ્મરણાર્થે તે જ અરસામાં મારા હાથે લખાયેલું મારૂં આ પહેલું જ પુસ્તક હું તમને સમર્પણ કરૂં છું.

"જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા" ઑફિસ, અમદાવાદ, તા. ૧૦—૭—૧૮.

સ્નેહાધીન બન્ધુ
જીવનલાલ.

# ધર્મનો જય

અથવા

# ધર્માજીરાવની કુટુંબકથા.

## પ્રકરણ ૧ લું.

### વિપત્તિના વાદળની ઘનઘોર ઘટા.

" સુમિત્રોની વેલી વળગી તરૂ તે ક્ષીણ ન કદી
" થવાનું, મૃત્યુ એ જખમ ખમતાં વલ્લરી જતી;
" કદાપિ કુસંગે, તરૂપર સિંચ્યું વારિ તવ હા !
" જવાનું મૃત્યુ એ નકી વિપુલ તે વૃક્ષ વિણ હા ! "

આ દુનીઆ પર જે અનેક પ્રકારની ઉથલપાથલો થાય છે, તે પ્રત્યેકમાંથી સાધક મનુષ્યને કંઇ ને કંઇ પણ ગૃહણ કરવાનું મળે છે; એવો જ્ઞાની પુરૂષોનો સિદ્ધાંત છે. તેમાં પણ રાજકીય ઉથલપાથલ અતિ મહત્વની તેમજ લોકોપયોગી હોય છે. ઉન્નતિપ્રિય મનુષ્યને બીજી ઉથલપાથલો કરતાં રાજકીય ઉથલપાથલમાં ઘણો જ સારો યોગ મળી આવે છે. એને માટે સાક્ષી પૂરવાની જરૂર જણાતી હોય તો ઇતિહાસોમાંનાં અનેક ઉદાહરણો આપણી દૃષ્ટિમર્યાદા સામે તૈયાર ઉભેલાં મળી આવે છે. જુઓ, એવડું મોટું રોમન સામ્રાજ્ય કાલગતિના યોગે

દુર્દશાને પામ્યું ત્યારે પાશ્ચાત્ય રાષ્ટ્રોને—બલ્કે આખા યૂરોપખંડને—કેવો અપૂર્વ લાભ થયો હતો? અથવા અઢારમા સૈકાના અંત સમયમાં ફ્રાન્સ દેશમાં જે મોટી રાજક્રાંતિ થઇ તેનો ઉપયોગ ઇંગ્લાંડ અને જર્મનીને શું થોડો થયો હતો? તે જ પ્રમાણે સન ૧૭૮૩ માં અમેરિકાએ ઇંગ્લંડના દાસત્વને છેવટની સલામ કરીને સ્વતંત્રતાની ધ્વજા ઉડાવી, એ સર્વ રાજકીય ઉથલપાથલનાં જ ફળ કે બીજું કંઇ?

ગોબ્રાહ્મણ પ્રતિપાલક ગાયકવાડી રાજ્યના પાટનગર વડોદરામાં પણ પ્રસ્તુતની સુધારણા થવાને—એટલે **શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ** જેવા પ્રજાહિતચિંતક અને રાજકાર્યકુશળ પ્રતાપી મહારાજાને તે રાજગાદી પ્રાપ્ત થઇને, રાજ્યની સુવ્યવસ્થા થવાને—પાછલા એક પ્રકારની રાજકીય ઉથલપાથલ જ કારણભૂત થઇ છે. તેવી એક ઉથલ-પાથલના પ્રસંગનું ચિત્ર આ નવલકથાના રૂપે સહૃદય વાંચકની દૃષ્ટિ સન્મુખ મૂકવાનો વિચાર કર્યો છે. એવા પ્રસંગે તે ઠેકાણે કેવા કેવા પ્રકારની મઝાઓ થાય છે, અને કેવા કેવા દાવપેચ ખેલાય છે; છેવટે ઈશ્વરકૃપાવડે દૂધક્ષીરનું પરિણામ કેવું આવે છેઃ વગેરે કલ્પિત રૂપકદ્વારા વાચકોના લક્ષમાં સહેલાઇથી ઉતરી શકે તેવું ચિત્ર ચીતરવાનો યત્ન આ નવલકથામાં કર્યો છે.

પેશવા સરકારની કારકિર્દીમાં દાભાડેનું કુટુંબ પોતાના શૌર્ય, ધૈર્ય વગેરે ગુણો વડે સારી પેઠે પ્રસિદ્ધિને પામ્યું હતું, એ વાત જગ-વિખ્યાત છે. સેનાપતિ દાભાડેનું નામ ન જાણતો હોય તેવો આ વિશાળ પ્રદેશમાં માણસ મળવો મુશ્કેલ! આ ઉચ્ચ કુળ સંબંધને લીધે જ ગાયકવાડનું કુટુંબ આગળ ઉપર મોટી યોગ્યતાએ પહોંચ્યું હતું; અને પછી તેઓ વડોદરામાં ગાદી સ્થાપન કરીને રાજૈશ્વર્ય ભોગવવા લાગ્યા હતા.

દૈવયોગે **દાભાડેના** કુટુંબની ઉત્તરોત્તર પડતી થતાં તેઓ સાધારણ ઈનામદાર જેવા થઇને એક ગામડામાં રહેવા લાગ્યા હતા; પરંતુ **દાભાડેના** વંશમાંનો એક પુરુષ પ્રથમથી જ **ગાયકવાડને** આશ્રયે રહેલો હોવાથી તેનું કુટુંબ વડોદરામાં સારી રીતે—સુખી સ્થિતિમાં—રહેતું હતું. કેટલાંક વર્ષો ગયા પછી વડોદરાની રાજગાદી પર મહારાજા **મલ્હારરાવ** આવ્યા એ વખતે દાભાડેના વંશમાં **ધર્માજીરાવ દાભાડે** નામના સદ્વર્તનશાળી પુરુષ સહકુટુંબ વડોદરામાં રહેતા હતા. તે સમયના રાજદરબારની સ્થિતિ **ધર્માજીરાવને** પસંદ નહીં પડવાથી રાજદરબારમાં ભાગ લેવાનું કમી કરી તેઓ રાજ્યકાર્યથી અમુક અંશે દૂર રહેતા તોપણ **ધર્માજીરાવ** પર રાજ્યનો એવો આરોપ આવ્યો કે, 'તેમને અને **ભાઉ** સિંધિયાને મિત્રતા છે!' વાસ્તવિક રીતે જોતાં તેમાં સત્યાંશ બિલકુલ નહોતું; પરંતુ જેમ **સરસ્વતીચંદ્રને** માટે તેના પિતા **લક્ષ્મીનંદનના** મનમાં **સરસ્વતીચંદ્રની** સાવકી માતાએ એક વખત શૈલ્ય ભરાવ્યા પછી **સરસ્વતીચંદ્રનાં** ખરેખરી શુદ્ધબુદ્ધિથી કરેલાં કૃત્યો પણ **લક્ષ્મીનંદનને** ઠગાઈ—લુચ્ચાઈ ભરેલાં લાગવા માંડયાં હતાં. અથવા તો **ધારાનગરીપતિ ભોજરાજાના** મનમાં કવિવર્યશ્રી **કાળીદાસ** અને પોતાની રાણી **લીલાદેવીને** કંઈક અયોગ્ય વ્યવહાર છે, એમ **કાળીદાસના** પ્રતિસ્પર્ધીઓએ ઠસાવ્યા પછી, એક સમયે ભોજન વખતે **કાળીદાસને ભોજે** પૂછ્યું કે:—"કવિરાજ, રોગને હરનારી આ મગની દાળનાં છોડાં કેમ ઉખડી ગયાં હશે?" આ **પ્રશ્નના** ઉત્તરમાં **કાળીદાસે** જણાવ્યું કે:—"ભાતરૂપી વલ્લભનો સંયોગ થતાં એણે પોતાની છોડાં રૂપી કંચુકી ઊતારી નાખી છે!" **કાળીદાસના** આ ઉત્તરનો મર્મ સમજી **લીલાદેવીને** હસવું આવ્યું, એથી **ભોજના** મનમાં જે વહેમ હતો તે દૃઢ થયો. **કાળીદાસે** જો કે ઉપર પ્રમાણેનો

ઉત્તર પોતાના હમેશના સંપ્રદાય પ્રમાણે શુદ્ધ ભાવથી આપ્યો હતો, પરંતુ ભોજરાજાના મનમાં વહેમને બલવત્તર કરવાને સાધન રૂપ તે ઉત્તર થઇ પડ્યો હતો. આવો જ પ્રસંગ ધર્માજીરાવ પર આવી લાગ્યો હતો !

વખત જતાં ભાઉસિંધિયા બેહાલ થઇને મરણ પામ્યો; પરંતુ ધર્માજીરાવ પરનો રાજ્યનો કોપ ઓછો થયો નહીં, એટલું જ નહીં પણ ઉલટી તેમાં વૃદ્ધિ થઇ; અને તેને મળતી દરબારી નીમણુંક તથા રાજમહેલની સલામી પણ બંધ થઇ ! ! હલકા લોકોએ ધર્માજીરાવને મહારાજા સાહેબને પ્રસન્ન કરવાની અનેક યુક્તિઓ બતાવી, પરંતુ તે નીચ પ્રતિની હોવાથી સ્વાભાવિક રીતે જ ધર્માજીરાવને પસંદ પડી નહીં. કેટલાક કાર્યસાધુ પુરુષોએ પુણ્યપાપ, નીતિ અનીતિ, અથવા ન્યાય અન્યાય તરફ સહેજ પણ નજર નહીં કરતાં તે અમલમાં પોતાનાં ગજવાં યથેચ્છ રીતે તર કરી લીધાં ! પરંતુ ધર્માજીરાવ શુદ્ધ ધર્મમૂર્તિ હોવાથી તે પ્રમાણે કરવાનું તેમને સ્વપ્ને પણ યોગ્ય લાગ્યું નહીં.

એક દિવસે ધર્માજીરાવને ખાનગી દરબારમાંથી એક ગુપ્ત સંદેશો આવ્યો કેઃ—"તમારે ત્યાં એક વખત મહારાજા મલ્હારરાવને "તેમની ખાનગી મંડળી સહીત જમવા બોલાવીને મીજબાની "આપવી. તેમાં ખાસ તજવીજ માત્ર એટલી જ રાખવી કે તમારા "ઘરમાંની સ્ત્રીઓ એ ખાસા મંડળીને પીરસે ! આમ કરશો "એટલે તમારાં સર્વ દુઃખોનો મહારાજાની કૃપાથી અંત આવશે." દરબારનો આ ગુપ્ત સંદેશો ધર્માજીરાવને પસંદ ન પડયો, એ કહેવાની કશી જરૂર નથી. આ સંદેશાથી ઉલટું ધર્માજીરાવનામાં અધિક ઔદાસીન્ય માત્ર થયું. આવો ગુપ્ત સંદેશો ધર્માજીરાવ પર એ

ઉદ્યોગી મંડળી (!) તરફથી કેમ આવ્યો તે સંબંધે વિશેષ પંચાત કરવાની ખટપટમાં ઉતરવાનું જો કે આપણને આ સ્થળે પ્રયોજન નથી; તોપણ આટલું જણાવી રાખવું આવશ્યક છે કે, ધર્માજીરાવના ઘરમાંની સ્ત્રીઓ કેવળ સ્વર્ગમાંની અપ્સરાઓ સમાન લાવણ્યમયી હતી.

ધર્માજીરાવની સ્ત્રી સુમતિદેવી રૂપ, ગુણ અને સાંસારિક દરેક કાર્યમાં અતિ પ્રશંસનીય હતી. તેના જેવી દક્ષ અને નીતિમાન સ્ત્રી ઘણું કરીને તે વખતના મોટા મોટા લોકોના ઘરમાંથી ક્વચિત્ જ મળી શકતે, એમ કહેવામાં અતિશયોક્તિ કહેવાશે નહીં. સુમતિની એક બહેન તેના ઘરમાં જ રહેતી હતી; કારણ તે બાલવિધવા હોઇ બીજા આધાર વગરની હતી. તેનું સ્વરૂપ પણ તેની બહેન સુમતિના જેવું જ હતું. સુમતિદેવીને એક પુત્ર અને એક પુત્રી હતી. પુત્ર ઉમ્મરે આશરે દશ અગીઆર વર્ષનો, અને પુત્રી તેર ચૌદ વર્ષની ઉપવર થયેલી કેવળ શુક્લપક્ષની ચંદ્રકળા જેવી સૌંદર્યવતી હતી. પુત્રનું નામ સદ્‌ગુણરાવ અને પુત્રીનું નીતિબાઇ; એ પ્રમાણે ધર્મ અને સુમતિના અત્યંત પ્રિય ગુણો ઉપરથી રાખવામાં આવ્યાં હતાં. ધર્માજીરાવને હાલની સ્થિતિ પ્રાપ્ત થવામાં ઘણે અંશે તેમની વ્હાલી પુત્રી નીતિ જ કારણભૂત હતી. કારણ- તેનું સ્વરૂપ એટલું તો ઉત્તમ હતું કે, સ્વર્ગમાં-ની રંભા, ઉર્વશી અને તિલોત્તમા વગેરે અપ્સરાઓનું સ્વરૂપ તેની આગળ તુચ્છ માત્ર કહીશું તો અતિશયોક્તિનો દોષ આવી શકશે નહીં. કારણ પ્રાચીન ગ્રંથ–પુરાણોમાં સ્ત્રીઓના ઉત્તમ સ્વરૂપનાં જે જે લક્ષણો વર્ણવેલાં છે તે તે સર્વ લક્ષણો નીતિનામાં અતિ પ્રસન્નતાથી વાસવ્ય કરતાં હતાં. અને તેટલા માટે જ સ્ત્રી માત્રમાં નીતિનું સૌંદર્ય અધિક એમ કહેવામાં અમારૂં ધોરણ રૂપક દ્વારા કઇ તરફ છે, એ સુજ્ઞ વાચકોના હૃદયમાં સહેજ રીતે ઉતર્યા સિવાય રહેશે નહીં. અમારો

કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે, ધર્મ અને સુમતિની કન્યા અને કુમાર આખા જગતમાં રૂપસૌંદર્યમાં વર્ણનનીય, અને ગુણસૌંદર્યમાં પ્રશંસનીય હતાં; ત્યારે એકલા વડોદરા શહેરમાં તે ઉત્તમ હતાં એમ કહેવામાં વિશેષ શું ? સતી દમયંતીનું વર્ણન લખતાં કવિ ભાલણ જે વર્ણન કરે છે તેમાં ફક્ત નામનો જ ફેરફાર કરીને આપણે કહીએ તોઃ—

" ઇંદ્રાણીથી અધિક ઓપે, નિતિ જેહ ધર્મકુમારી;
" આકાશરૂપી અનુચરી છે, વિદ્યુત્ રૂપી બાળી.
" વિષ્ણુકેરી લક્ષ્મી જેવાં, નેત્ર કમળ વિશાળ;
" ભૃકુટી ધનુષ છે વાંકડું, વિપુલ પ્રકાશિત ભાલ.
" દેવ, કીન્નર, યક્ષ, દાનવ, મનુષમાં નવ નાર;
" * * * છે અતિ મનોહર, ઉતારે સઉનુ વાર."

આવું સૌંદર્ય નીતિનું હોવાથી સારા સારા લોકોની ઘણી માગણીઓ નીતિબાઇ સંબંધી ધર્માજીરાવ પાસે આવી ચૂકી હતી.

આ અરસામાં શ્રીમંત મલ્હારરાવ મહારાજનાં એક વખત લગ્ન થઇ મ્હાલસાબાઇ રાણીસાહેબ રાજમહેલમાં પધારીને સેવામાં હાજર થયાં હતાં. તોપણ બીજી બે ચાર સુંદર ( સુસ્વરૂપ ) રાણીઓ કરવાનો મહારાજા મલ્હારરાવનો વિચાર જણાતો હોવાથી, તેમની અનુયાયી મંડળી હમેશાં તે સંબંધની ખટપટમાં ગુંથાયલી જ રહેતી. દરરોજ નવા નવા દેશ અને ગામોમાંથી સુસ્વરૂપ કુમારિકાઓના નવા ફોટોગ્રાફો રાજમહેલમાં આવતા, અને તે સંબંધે ખાનગી દરબારી મંડળી તરફથી નિત્ય અવનવી ચર્ચાઓ પણ ચાલતી. આ સિવાય કેટલાંક પોતાની ઉપવર કન્યાઓને તેડી વડોદરામાં આવી શહેર બહારની ધર્મશાળામાં મુકામ કરીને પણ રહ્યા હતા.

આવી સંધીમાં ધર્માજીરાવની કન્યા નીતિના સૌંદર્યની કીર્તિ

મહારાજા મલ્હારરાવને કાને જતાં એ અનુપમ સૌંદર્યવતી સુંદરીને નજરે જોવાની તેઓએ પોતાની ઇચ્છા જાહેર કરી. એટલે પછી પૂછવું જ શું! ભાવતું હતું અને વૈદે કહ્યું! ખાસા મંડળીએ તુરત જ પોતાનાથી થાય તે પ્રયત્ન કરવાને આરંભ કર્યો!! તે મંડળીએ ધર્માજીરાવને આ સંબંધે "તમે તમારી પુત્રીને મહારાજાને બતાવશો તો તમારૂં કલ્યાણ કલ્યાણ થઇ જશે." "તેમ કરશો, તો તમારા દુઃખરૂપી કંટકનો આપોઆપ નાશ થશે"..........વગેરે વિવિધ પ્રકારનાં કહેણ કહેવરાવ્યાં. ધર્માજીરાવે તે બધાનો એક જ ઉત્તર આપ્યો કેઃ—

"અમારી પુત્રી લગ્ન પહેલાં પુરૂષોની નજરે કદી પણ પડશે "નહીં. જો કન્યાને જોવી હોય તો વૃદ્ધ, પુખ્ત, સભ્ય અને "કુલીન એવી તમારી વિશ્વાસુ બે સ્ત્રીઓને અમારે ત્યાં જોવા મોકલો "એટલે અમે અમારી પુત્રીને તેમને બતાવીશું. ઉપવર થયેલી કન્યાને "પુરૂષોની દૃષ્ટિએ પડવા દેવી એ રીત અમારા કુળમાં નથી."

ધર્માજીરાવના આ નિસ્પૃહી જવાબથી, તથા ફોટોગ્રાફ લેવરાવી આપવાના સંબંધમાં પણ ચોખ્ખો નન્નો ભણવાથી દરબારી મંડળીનાં માણસો ધર્માજીરાવ પર પહેલાના કરતાં વિશેષ ગુસ્સે થયાં. ધર્માજીરાવપર દરબારની પ્રથમથી જ અત્યંત અવકૃપા હતી, અને તેમાં આ નવીન પ્રકરણ ઉમેરાયું. એટલે પછી પૂછવું જ શું! ધર્માજીરાવનો આ નીતિયુક્ત ઉત્તર કોઇને પસંદ પડ્યો નહીં, એટલું જ નહીં પણ તેના યોગે તે રાજદરબારનો શત્રુ છે એવું પ્રત્યક્ષ રીતે જાહેર થયું!

ધર્માજીરાવ પર દરબારની અત્યંત અવકૃપા થવાથી ધર્માજીરાવને ઉત્તરોત્તર દ્રવ્ય સંબંધે બહુ જ અડચણ પડવા લાગી. શાહુકાર તેમને નાણાં ધીરતો બંધ થયો. કારણ તેમની નીમણુંક બંધ થયેલી હોઇને, તેઓ

મહારાજા સાહેબની અવકૃપાને પાત્ર થયા છે, એ તેના જાણવામાં આવ્યું જ હતું; એટલે પછી તે નાણાં કેમ ધીરે ? આ પ્રમાણે ઘરમાં દ્રવ્ય નથી, શેઠ ધીરતો નથી, અને સરકારમાંથી નીમણુંક આવતી નથી. આવી સ્થિતિ થઇ પડવાથી ધર્માજીરાવ દરેક રીતે અડચણમાં આવી પડયા. ધર્માજીરાવ જાતે આબરૂદાર અને ગર્ભશ્રીમંત હોવાથી આ સ્થિતિ તેમને 'મોં બાંધીને ગડદા પાટુનો માર ખાવા' જેવી લાગતી હતી. ગામમાં તેમના કેટલાએક સ્નેહીઓ શ્રીમંત તથા સમય-પરત્વે કાર્ય કરે એવા હતા; પણ તેમની પાસે જઈને દીન વદને પોતાની લાચારી બતાવવાનું ધર્માજીરાવને બિલકુલ યોગ્ય લાગતું નહોતું. યોગ્ય લાગે જ કેમ ? કારણ ગોપાળ મૈરાળ, દિવાન, રોડે, મજમુદાર, ફડણીસ, નવાબ, પાંઢરે, ઘોરપડે વગેરે શ્રીમાન મંડળી જોડે અડીને ગાદીતકીએ બેસનારો ધર્માજીરાવ પોતાની ખાનગી અડચણ તેમની આગળ જઇને કહે કે ? નહીં, કદી નહીં. એ બને જ કેમ ? ચંદનના લાકડાના ગમે તેટલા કકડા કરી તેને અગ્નિમાં નાખીએ તોપણ શું તે પોતાનો સુવાસ ( સુગંધી ) આપવાનો ગુણ કદી છોડશે કે ? હાથી વૃદ્ધ થાય પરંતુ તે પોતાના શરીરની મોટાઇ છોડી દેશે કે ? શેરડીના સાંઠાને ગમે તેવી રીતે પીલી કાઢવામાં આવે તો પણ શું તે મિષ્ટ રસ આપવાને બદલે કડવો રસ આપશે ? નહિ. તે જ પ્રમાણે ખરો મોટો માણસ ગમે તેટલા સંકટમાં સપડાય, તોપણ તે પોતાનો ઉચ્ચ સ્વભાવ છોડતો નથી. ધર્માજીરાવ પણ એ ઉચ્ચ પંક્તિમાંના જ હતા, એ વાચકો પોતાની મેળે જ સમજી શકે તેવું છે.

હશે—જેને તારનાર જગતનિયંતા વિભુ જેવો સમર્થ છે, તેને મનુષ્ય તરફનો શો ભય છે ? આ અરસામાં જ એવો એક યોગ ઘડી આવ્યો કે, જુના રાજમહેલની પછવાડેના ભાગમાં એક સુંદર મહેલ

બંધાવવાનું અને બાગ બનાવવાનું કામ શરૂ થયું હતું. તેપર જુદી જુદી જાતના જુદા જુદા હજારો કારીગરો કામ કરતા હતા. તેમાં કોઇ સુતાર, કોઇ લુહાર, કોઇ કડીઆ, કોઇ રંગ દેનારા, અને કોઇ સોનેરી ફુલો તથા વેલો વગેરે કાઢનારા, નકશીનું કામ કરનારા એવા હજારો માણસો કામે જતા હતા. તેમાં કાળબળે ગરીબ અવસ્થામાં આવેલા આપણા ધર્માજીરાવ દાભાડે પણ વેષાંતર કરીને દાખલ થઇ ગયા ! તેમણે વડોદરાશાઇ ઉંચી ચંદેરી પાઘડી કહાડીને, એક સાધારણ જુની પુરાણી પાઘડી માથાપર મુકી દીધી ! શરીરપરનું ઝીણી મલમલનું પહેરણ તથા જાત જાતના જાળીદાર બુટ્ટાથી વેષ્ઠિત અંગરખાને બદલે ખાદીની બંડી પહેરવા લાગ્યા ! અને તેજ પ્રમાણે ફાટલા તુટલા ધોતીઆની યોજના કરી ! તેમના કાનમાં ઉંચા સાચા મોતીની પન્નાના લોલકવાળી વાળી હતી તે તો બિચારી તેના કમભાગ્યે કાનમાંથી નીકળીને ક્યારનીએ એક શેઠની તીજોરીમાં જઇ ભરાઇ હતી ! આ પ્રમાણે આપણા ચરિત્રનાયક ધર્માજીરાવ સરદારી ઠાઠમાઠથી વિમુખ થઇ એક સાધારણ મજુર બની ગયા ! કાળની શી વિચિત્ર ગતિ ! !

ધર્માજીરાવે નજરબાગના મજુર વર્ગમાં દાખલ થઇને વર્ષ દહાડ વર્ષ સુધી પોતાનો સંસારવ્યવહાર પોતાની શારીરિક મહેનતપર ચલાવ્યો, અને ઘરમાંનાં માણસોને અન્નવસ્ત્રાદિ સંબંધમાં જરા પણ કમીપણું પડવા દીધું નહિ. તેમજ પોતે મજુર થઇને મજુરી કરવા જાય છે એ વાત પણ ઘરમાં માણસોને જાણવા દીધી નહોતી. કારણ એ સ્થિતિ ઘરનાં માણસોના જાણવામાં આવતાં તેમને બહુ જ ઓછું ( ખોટું ) લાગે, અને કદાપિ તેઓ હિંમત છોડીને કંઇ વિચિત્ર જ કરી બેસે;' એવો ધર્માજીરાવના મનમાં ભય રહેતો હતો અને તેમની એ કલ્પના ખરી પણ હતી. તેમણે ઘરમાંથી બહાર નીકળતી વખતે પોતાનો

રાજશ્રી પોશાખ પહેરીને બહાર નીકળવું; અને પછી ગામબહાર જઇને જંગલમાં એક જુના પુરાણા-ભાગલી તૂટલી સ્થિતિના શિવાલયની ભીંતની ફાટમાં પોતાનો એ સરદારી પોશાખ સંતાડી મૂકવો; અને ત્યાંથી મજુરનો પોશાખ પહેરીને શહેરમાં આવી બાગમાં કામ પર જવું. સાંજરે કામમાંથી છુટે એટલે એ શિવાલયમાં જઇ દિવસે પહેરેલો મજુરનો પોશાખ ત્યાં મૂકીને સરદારી પોશાખ પહેરી ઘેર આવવું! આ પ્રમાણે ધર્માજીરાવે દહોડ વર્ષ સુધી ચલાવ્યું!! પ્રથમ તેમણે એ બાગમાં કેટલાક દિવસ રોજનો એકેક રૂપીઓ લીધો. પછી કેટલાક દિવસ દહોડ દહોડ રૂપીઓ અને આગળ આગળ બબે ત્રણ ત્રણ રૂપીઆનો રોજ ધર્માજીરાવ લેતા હતા. તેઓ કારીગરીના ઘણાખરા કામમાં કુશળ હતા, તોપણ નકશી તથા સોનેરી વેલ ચીતરવાના કામમાં તેમણે આ બાગમાંથી સારા પૈસા મેળવ્યા. કોઇને પણ પોતાની ઓળખાણ પડવા ન દેતાં ચતુરાઇથી ધર્માજીરાવે આ પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવ્યો; પરંતુ તેઓ નીચ લોકોને શરણે ગયા નહિ.

ધર્માજીરાવના ઘરમાં તેઓ સુદ્ધાં ચાર પુરૂષ અને ચાર સ્ત્રીઓ મળીને કુલ આઠ માણસો હતાં. સ્ત્રીઓ પૈકી ત્રણને આપણે શરૂઆતમાં ઓળખી ગયા છીએ. હવે ચોથીની ઓળખાણ આપવાની બાકી છે, તે ધર્માજીરાવની વૃદ્ધ માતુશ્રી સુબુદ્ધિદેવી. સુબુદ્ધિદેવી વૃદ્ધાવસ્થાને લીધે શરીરે અત્યંત અશક્ત થયેલી હોવાથી તે ઘણુંખરૂં પથારીમાં જ પડી રહેતી. પહેલાં ઓળખાણ કરાવેલી ત્રણે સ્ત્રીઓ તરફથી તેમની ઉત્તમ પ્રકારે સેવાચાકરી કરવામાં આવતી હતી. પુરૂષોમાંના બે-પિતા પુત્રને આપણે ઓળખીએ છીએ. બાકીના બેમાંના એક મામાસાહેબ એટલે ધર્માજીરાવના મામા; અને એક વિશ્વાસરાવ નામનો વિશ્વાસુ ચાકર. આ પ્રમાણે ધર્માજીરાવના ઘરમાં આ સમયે આઠ માણસો રહેતાં હતાં.

---

૭૬૪૫૮

## પ્રકરણ ૨ જું.

### વિપત્તિનો વરસાદ અને હિંમતની હાર !

" હવે તો હું હાર્યો રે! પ્રભુ બળ ચાલે નહિ;
" વેઠાયું તે વેઠયું રે! વેઠાય એથી ઝાઝું નહિ—ધ્રુવ.
" ક્યાંય સૂધી તું કરીશ કસોટી દેઇ વિપત્તિ માર,
" મુંગે મ્હોડે સહન કર્યો મ્હેં કર કરૂણાળુ વિચાર;
" વિચાર કાંઇ કરની રે! બીજાનું મ્હારે શરણ નહિ—
" હવે હુ તો હાર્યો રે!—"

ધર્માજીરાવની પુત્રી **નીતિ**ને હવે ચૌદમું વર્ષ શરૂ થયું છે. તેના રૂપસૌંદર્યનું વર્ણન આરંભમાં આપણે કરી ગયા છીએ; પરંતુ ગુણ-સૌંદર્ય વિષે સહેજ કહેવું એ આ સ્થળે અનુચિત ગણાશે નહીં. તેનું **નીતિ** નામ ખરેખર તેના ગુણસૌંદર્યના યોગ્ય પ્રભાવને લીધે યોગ્ય જ હતું. તે પોતાની હાથચાલાકીથી ઝીક તથા ભરત શીવણનું કામ બહુ જ ઉત્તમ રીતે કરી જાણતી હતી. **નીતિ**ના હાથે ભરાયલાં કપડાં—જેવાં કે ચોળીઓ, ટોપીઓ, વગેરે—ઘણાં જ ખપતાં હોવાથી વેપારીઓ ઘણા આગ્રહ સાથે તે માલ તેની પાસે તૈયાર કરાવતા હતા. **નીતિ**ના આ હસ્તકૌશલ્યથી ધર્માજીરાવને આવા દુર્ઘટ વખતમાં ઘણી સારી/મદદ મળતી હતી.

ધર્માજીરાવના પુત્રનું નામ સદ્‌ગુણરાવ પાડવામાં આવ્યું હતું, તે ખરેખર અન્વર્થક હતું, એમ તેના આચરણ પરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તે જો કે ઉંમરે નાનો હતો, પરંતુ યોગ્યતામાં કેવળ સદ્‌ગુણમૂર્તિ જ હતો. તેને તથા **નીતિ**ને લખવું, વાંચવું, નમ્રતાથી

અને સત્ય સ્મરીને ભાષણ કરવું, વડીલોની મર્યાદા રાખવી; અને ઈશ્વરભક્તિમાં તત્પર રહીને અહોનીશ સત્ય આચરણથી વર્તવું: ઇત્યાદિ વ્યવહારશાસ્ત્રનું ઉચ્ચપંક્તિનું જ્ઞાન સુમતિદેવીએ આપ્યું હતું. ધર્માજીરાવે પણ ફુરસદને વખતે પાસે બેસાડીને આ બન્ને ભાંડુઓને મરાઠી, સંસ્કૃત, ગુજરાતી અને થોડું થોડું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ કરાવ્યું હતું. આ પ્રમાણે સદ્‌ગુણ અને **નીતિ** એ બન્ને ભાઇ બ્હેન રૂપ, ગુણ, વિદ્યા અને વ્યવહારવિજ્ઞાન વડે અલંકૃત થવાથી અદ્વિતીય જણાતાં હતાં.

પુત્ર પ્રમાણે જ પુત્રીને વિદ્યા, સુશિક્ષા અને વ્યવહાર શાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ, એવો આ દંપતિ—ધર્માજીરાવ અને સુમતિદેવી—નો ખાસ અભિપ્રાય હતો; પરંતુ છોકરાઓની પેઠે છોકરીઓએ નિશાળમાં જવું, પુરૂષો (છોકરાઓ) જોડે રખડવું,—તેમની જોડે ગમે તે ઠેકાણે હરવું ફરવું,—પારકા પુરૂષ જોડે પ્રેમ—મિત્રતાથી વર્તવું, ગુપ્તપત્રો લખવા, નિર્ભિડ અને મર્યાદાશૂન્ય થવું, મનને ગમે તેને ગમે ત્યારે પતિ તરીકે સ્વીકારવામાં આગળ પાછળનો વિચાર ન કરવો, લગ્નગ્રંથીથી જોડાવા માટે માતાપિતા અથવા સ્વકીય આપ્તજનોની પરવાનગીની અપેક્ષા ન કરવી; એ વગેરે તથા એ સિવાય તેમ જ પ્રાચીન નીતિશાસ્ત્ર વિરુદ્ધ અન્ય બાબતોમાં સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાના સંબંધમાં તે દંપતિનો વિચાર જૂદો જ હતો. તેમનો મુખ્ય અભિપ્રાય એવો હતો કે:—“ સ્ત્રીઓનું મુખ્ય ભૂષણ શરમ અને મર્યાદા છે: આ બે ભૂષણોને જેના વડે ભૃષ્ટતા આવે તેવું કોઇ પણ શિક્ષણ યા તેવી કોઇ પણ સોબત સ્ત્રીઓને ઉપયોગી નથી. સ્ત્રીઓને વિદ્યા અને સુશિક્ષણની આવશ્યકતા ખસુસ કરીને પુરૂષોના જેટલી જ છે ખરી; પરંતુ તે ઘરમાં ને ઘરમાં સદ્‌ગુણશાળી માતાપિતા, સાસુસસરા અને

આગળ વિદ્વાન અને સુશિક્ષિત પતિ તરફથી પ્રીતિયુક્ત અંતઃકરણ અને મધુરવાણી વડે મળવું જોઇએ. આમ થાય તો જ સ્ત્રીઓ સ્ત્રી તરીકેની યોગ્ય ફરજો અદા કરવાને સમર્થ થઇ શકવા લાયક થાય. પરંતુ જો આ યોગ્ય માર્ગ છોડીને અન્યમાર્ગે દ્વારા પરિક્રમણ કરાવી સ્ત્રીવર્ગને સુશિક્ષિત કરવાનો યત્ન કરવામાં આવે તો તેથી ઘણે અંશે સ્ત્રીઓ નીતિમાન થવાને બદલે નીતિભ્રષ્ટ જ થાય, એ નિ:સંશય છે. તેઓ કદાચ વિદ્વાન્ થશે, પરંતુ તે સાથે લુચ્ચી, અમર્યાદી, નીતિશૂન્ય, નાસ્તિક, એકલપટી, નિષ્ઠુર અને ધર્મદ્વેષ્ટ્યા થશે ! આમ થાય તો પછી વિદ્યાની મહત્તા શું રહે ? જે વિદ્વત્તા પર નીતિશાસ્ત્ર અને સ્વધર્મનિષ્ઠાનું જબરદસ્ત ઢાંકણુ રહેનાર નથી તેવી વિદ્વત્તા સ્ત્રીઓને તેટલાજ માટે ઉપયોગી નથી. જેમ એકજ જાતના રોગ પર જૂદા જૂદા મનુષ્યની પ્રકૃતિભેદને લીધે એકજ જાતની દવા સર્વેને સરખી રીતે લાગુ નહીં પડવાથી અનુપાન બદલવું પડે છે; તેમજ પુરૂષોને સુશિક્ષિત અને વિદ્વાન્ થવાને માટે જે પદ્ધતિ તથા રીતભાતો ઉપયોગી છે તે જ પદ્ધતિ અને રીતભાતો સ્ત્રીઓને માટે સર્વાંશે ઉપયોગી ગણીને તે પ્રમાણે જ કરવું એ બિલકુલ ઉપયુક્ત નથી. પરંતુ જેમ દવાનાં અનુપાનો બદલવાં પડે છે, તેમ પદ્ધતિ અને રીતભાતમાં પણ અમુક ફેરફાર હોવાની આવશ્યકતા છે. * * * ” સ્ત્રીશિક્ષણના સંબંધમાં એ દંપતિના વિચારો આ પ્રમાણે હોવાથી તેમણે પોતાની પુત્રીને અપાય તેટલું શિક્ષણ ઘેર પોતે જ આપ્યું હતું.

પહેલા પ્રકરણમાં કહી ગયા પ્રમાણે ધર્માજીરાવનો વ્યવહાર ચાલતો હતો, એવામાં તેના પર બીજું એક મહા સંકટ આવી પડયું— તેને પોતાના કુટુંબનાં માણસો સાથે નજરકેદ ભોગવવાનું કપાળમાં ચોંટયું—અને તેના ઘર પર સરકારી પહેરો આવીને બેઠો ! ઘરમાંનાં

માણસોએ ઘરબહાર જવું નહીં અને બહારથી કોઇએ અંદર આવવું નહીં એવો સખ્ત બંદોબસ્ત થઇ ગયો; ત્યારે માત્ર બિચારા ધર્માજી-રાવને મોટી ચિંતા થઇ પડી. કારણ કે આ નવીન સખ્તાઇને લીધે પોતાને કામકાજ માટે બહાર જવાનું બંધ થઇ ગયું. આમ થતાં ખર્ચખુટણના સંબંધમાં ખરેખરી અડચણ પડવા લાગી. માત્ર એકલી નીતિના હસ્તકૌશલ્યથી આવડા મોટા કુટુંબનો બોજો નીભાવવો એ મુસ્કેલ થઇ પડયું. એટલે સુમતિ અને તારા ( સુમતિની બહેન )ના ભાગ્યા તુટયા એક દાગીના રહ્યા હતા તે પણ ચટ લઇને શાહુકારને ત્યાં જઇ પડયા ! ધર્માજીરાવે પોતાને ત્યાં સરકારી પહેરો શા માટે બેઠો છે, એ સંબંધની ચોકશી કરવા માટે અનેક પ્રકારે યત્ન કર્યો; પરંતુ તે સંબંધની કશી પણ ચોક્સ બાતમી તેમને મળી શકી નહિ. માત્ર ઉડતાં ઉડતાં એટલું જણાયું કે, “ શહેર તથા રાજમહેલમાંની દરરોજની બાતમી રેસીડેન્સીમાં જે જણાય છે, તે વિશેષે કરીને હું જણાવું છું, એવો મહારાજા સાહેબના મનમાં વહેમ આવ્યો છે. ” આ વહેમ જૂઠો છે એવી મહારાજાની ખાત્રી કરી આપવા ધર્માજી-રાવે અરજીઓ વગેરે દ્વારા કેટલીએક તજવીજ કરી જોઇ; પરંતુ તેની કશી દાદ લાગી જ નહિ ! ફરિયાદ મહારાજા હજુર પહોંચે ત્યારે દાદ લાગે ને !

આવા કાર્યમાં બિચારા ધર્માજીરાવનો જરા પણ હાથ નહોતો એ વાસ્તવિક દૃષ્ટિથી જોનારને ખુલ્લી રીતે જણાઇ આવે તેમ હતું, તે તો માત્ર આખો દિવસ સખત મજુરી કરીને પોતાનો નિર્વાહ ચલાવતા હતા. આમ હોવા છતાં નિર્દોષ—તદ્દન નિર્દોષ—ધર્માજીરાવ પર રાજ્યદરબારનો આવો કોપ ઉતર્યો ત્યારે દૈવની ગતિની વિચિત્ર કૃતિ સિવાય બીજા કોનો દોષ કહાડીએ ?

ધર્માજીરાવ પર આવા પ્રકારનો ક્રૂર કોપ મહારાજા મલ્હારરાવના હુકમથી ગુજરતો હતો એવું બિલકુલ હતું જ નહિ. આ ખટપટમાંની કોઇ પણ જાતની હકીકત મલ્હારરાવ મહારાજને અથવા તો પ્રત્યક્ષ રીતે દિવાનગીરીનું કામ નિમિત્ત માત્ર માટે કરતા હતા તેમને જરા પણ માલુમ હોવાનો સંભવ નહોતો. આ અને આવા જ બીજા કેટલાક પ્રપંચો ખાસા મંડળીમાંના નાજુક મગજ (ભેજા) નાં માણસો તરફથી બારોબાર રચાતા હતા ! અને પ્રથમ પોતાનો સ્વાર્થ સાધી લેતાં જો શેષ વધે તો જ તેઓ મલ્હારરાવ સુધી શેષ પહોંચાડતા ! પરંતુ શેષ ન વધે તો સર્વ આસ્માની સુલ્તાની અધરની અધર જ થઇ ઉડી જતી ! ! આ પ્રમાણે દરબારના ખાનગીખાતામાંના બધા માણસો પોતે ' મલ્હારરાવ મહારાજ ' થઇ ગયા હતા ! અને તેમાંના સૂત્રધાર પૈકી કોઇક ' ગવરનર ' અને ' ગવરનર જનરલ ' થઇ ગયા હતા. આ ' ગવરનર ' અને ' ગવરનર જનરલો ' એ નિર્દોષ બિચારા આપણા ચરિત્રનાયક ધર્માજીરાવને તેના પર કેટલાંક કારણોથી કુદૃષ્ટિ રાખીને નજરકેદ કર્યો હતા. તથાપિ આવા વિકટ પ્રસંગે પણ ધર્માજીરાવ અને તેમના કુટુંબમાંના માણસો હિંમત નહિ હારતાં સર્વ ભાર ઇશ્વર પર રાખીને દિવસો કાઢતા હતા.

" મારા ઉપર આ સર્વ કોપ ફક્ત મારી પુત્રી **નીતિ** અને " સાળી **તારાબાઇ** માટે ગુજરે છે. તે મંડળીના કહેવા પ્રમાણે હું " વર્તુ તો આ સર્વ ત્રાસ એક ક્ષણ માત્રમાં દૂર થાય તેમ છે; એટલું " જ નહિ પણ મને ગરીબનો કુબેર થવાને પણ વાર લાગશે નહિ." આ પ્રમાણે ધર્માજીરાવના જાણવામાં આવ્યું હતું ખરૂં: પરંતુ તેનું મન તેમ કરવાને તત્પર થયું નહિ. તેણે મનમાં નિશ્ચય કર્યો કે, " જે થવાનું હશે તે થશે, પરંતુ હું અથવા મારા કુટુંબમાંનું કોઇ પણ અનીતિના ઓથે ઉભા રહીશું નહિ."

ધર્માજીરાવના વિચારને અનુસરતા જ વિચારો તેના ઘરમાંનાં માણસોના હતા. **નીતિએ** પોતાની માને સ્પષ્ટ કહી રાખ્યું હતું કેઃ—
" મને સુંડલોક ઘરેણાં ગાંઠાની, અથવા તો શોક્યના સાલ નીચે રહી
" રાજ્યસુખ ભોગવવાની સહેજ પણ અપેક્ષા નથી. ઠરી ગએલા પાંચ
" પકવાનના ભોજન કરતાં જુવાર બાજરીનો ઉનો રોટલો બહુ મીઠો
" લાગે છે. "

ખરૂં જ છે કે, સોના રૂપાનાં ઘરાણાં ગાંઠાના સુખ કરતાં વ્હાલા પતિની પ્રીતિના સુખની કીંમત હજારો દરજ્જે વધારે થાય છે. હીરા માણેક જડીત દાગીના કરતાં કુલીન સ્ત્રીઓને ફક્ત કપાળમાં કુંકુમનો ચાંદલો વિશેષ લાવણ્યમયી બનાવે છે. પૃથ્વીનું રાજ્યસુખ અને કુબેરની સંપત્તિ ધરાવનારો મદન જેવો સ્વરૂપવાન પતિ મળતો હોય, પરંતુ વિચારવંત અને પુત્રીના હિતચિંતક માબાપોએ પોતાની વ્હાલી પુત્રીને શોક્ય ઉપર કદી પણ આપવી નહિ જોઇએ. પરંતુ સુજ્ઞાન, સુશિક્ષિત અને વિચારશીલ વર જોઇને પોતાની દીકરીઓને ખુશીથી આપવી જોઇએ. પછી તે પહેલાના જેટલું ઐશ્વર્ય અને સંપત્તિ ન ધરાવતો હોય તો પણ ફીકર નહિ. કારણ ઐશ્વર્ય અને સંપત્તિનો માલેક તે નહિ હોય, પરંતુ ફક્ત શુદ્ધ પ્રીતિનો જ માલેક જો હશે તો પછી તે દંપતિ રાજૈશ્વર્ય અને કુબેરની સંપત્તિ ધરાવનાર દંપતિ કરતાં પણ વધારે સુખી થશે.

સુમતિના આ વિચાર પોતાની પુત્રીને સુખી જોવા ચાહનારા મા બાપોને ઘણા જ વિચારવા જેવા છે. આપણામાંના કેટલાકો દિકરીનો વિવાહ કરવો એ તો જાણે સાધારણ જ કાર્ય ગણે છે. પણ દિકરીનો વિવાહ કરવો એ સાધારણ કાર્ય ગણનારાઓએ વિચાર કરવો જોઇએ કે, આપણે હમણાં જે કાર્યને સાધારણ ગણીને જેમ

સુમતિનો વિચાર પણ આવો જ હતો. તેણે તો નિશ્ચય કર્યો હતો કેઃ—" ઘરેણાંગાંઠાં અને રાજસુખના લોભે મારી લાડકી દિકરીને " હું ત્રણ સ્ત્રીના પતિની કોટે વળગાડવા કરતાં કોઇ ગરીબ છોકરાને " દઇ સંતોષ માનીશ ! શોક્યના સાલને લીધે પતિવિયોગે મચ્છરદાની- " વાળા પલંગપર એકલી પડી પડી—લોચી લોચીને રાત્રિની રાત્રિઓ " કહાડવા કરતાં તૂટલ ખાટલા પર પતિ સન્નિધ સૂઇ તેના પ્રેમના " પ્રવાહમાં આળોટવું, એ સુખનો શો મહિમા ? તેમ કરવા કરતાં— " મારી દીકરીને મલ્હારરાવને આપવા કરતાં—હું અવિવાહિત રાખીશ, " અથવા તો વાવ કુવો કરાવી ખુશી થઇશ ! ! "

સુમતિના આ વિચાર પોતાની પુત્રીને સુખી જોવા ચાહનારાં માબાપોને ઘણા જ વિચારવા જેવા છે. આપણામાંના કેટલાકો દિકરીનો વિવાહ કરવો એ તો જાણે સાધારણ જ કાર્ય ગણે છે. પણ દિકરીનો વિવાહ કરવો એ સાધારણ કાર્ય ગણનારાઓએ વિચાર કરવો જોઇએ કે, આપણે હમણાં જે કાર્યને સાધારણ ગણીને—જેમ ફાવે તેમ પૂરતો વિચાર નહિ કરતાં-હોડી પાડીએ છીએ, તે જ કાર્ય ઉપર પોતાની દિકરીનો આખો જન્મારો સુધરવાનો કે બગડવાનો આધાર રહે છે. ઉચ્ચ જ્ઞાતીઓમાં એક વખત લગ્નગ્રંથિથી બંધાઇ પતિપત્ની થયાં એટલે પછી તે જોડું ગમે તેવાંથી બંધાયું હોય તોપણ તે જ અવસ્થામાં આખી જીંદગી તેમને ગુજારવી પડે છે; અને યોગ્યાયોગ્યતાના વિચારને અભાવે જોડાણ થયું હોય તો પછી આખો જન્મારો એ કુટુંબ દુઃખી દશામાં કહાડે છે. કદાચ તેના પરિણામે લાંબા વિચારની ગેરહાજરીને લીધે આત્મઘાત અથવા અત્યાચાર જેવા કેટલાક બનાવો પણ બને છે. પરંતુ માબાપો " લાકડેમાકડું " વળગાડી દઇ પોતાની એ સંબંધની ફરજમાંથી ઉતાવળે મુક્ત થવાને અધીરા થવાને બદલે

સારાસારનો પૂરતો તપાસ તથા વિચાર કરીને જીંદગીની ગાંઠ બાંધી આપતા હોય તો આ પ્રમાણે અલ્પાચાર અને આત્મઘાત જેવા બનાવો જવલ્લે જ જોવાનો પ્રસંગ આવે. એટલા માટે પોતાની પુત્રીનું ખરૂં હીત ઇચ્છનારાં માબાપોએ પોતાની પુત્રીની જન્મગાંઠ હર કોઈ પુરુષ જોડે બાંધી આપતાં પહેલાં ધર્માજીરાવ તથા સુમતિની પેઠે યોગ્યા-યોગ્યતાના સંબંધમાં પૂરતો વિચાર કરવો જોઇએ. કેટલાંક માબાપો પોતાની લાડકી ગણાતી પુત્રીને દ્રવ્યની લાલસાને લીધે શોક્ય પર આપે છે, અથવા ધરડાખખ વર જોડે પરણાવે છે; તેઓ પ્રત્યક્ષ કસાઇ કરતાં પણ નીચું કામ કરે છે. કસાઈ તો મુંગા પ્રાણીઓને એકજ સપાટે હલાલ કરી નાખે છે; પરંતુ આવાં માબાપો તો તેના કરતાં પણ વધારે નીચ પંક્તિને લાયકના એટલા માટે જ ગણાય કે કસાઇ જેમ એક ઘાએ હલાલ કરી નાખે છે, તેમ એકી વખતે તે હલાલ કરી નાખતાં નથી; પરંતુ અર્ધું ગળું કાપી આખો જન્મારો પીડાયાં કરે તેવી સ્થિતિમાં નાખે છે. અને આમ થાય છે ત્યારે દીકરીઓ પોતાનાં માબાપને કસાઈ કરતાં પણ નીચ પંક્તિની ઉપમા આપે છે, તે એટલા માટે જ !!

ધર્માજીરાવનું કુટુંબ આ પ્રમાણે નીતિના માર્ગને અવલંબીને સદ્‌ધર્મ-પરાયણતાથી દિવસો નિર્ગમન કરવા છતાં તેમની દુઃખરાશીની પરમાવધી થઇ. ઉપરાઉપરી નકોરડા અપવાસો પડવા લાગ્યા ! એક વખતે આ કુટુંબને ઉપરાઉપરી ચાર કડાકા પડયા, ત્યારે માત્ર ધર્માજીરાવ બહુ જ શિથિલ થઈ ગયા. હવે આગળને માટે શું કરવું એની સમજણ તેમને પડી નહીં. એક વખતે તેમના મનમાં એમ આવતું કે, 'આ સર્વ હકીકત અને પોતાને વેઠવો પડતો સર્વ ત્રાસ એક અરજી માર્ફતે રેસીડેન્સીમાં જણાવું.' પણ વળી તરત જ તેમને

વિચાર થઇ આવતો કે:—" જેના અન્નોદક વડે આ મારો જન્મપીંડ—
" દેહ વૃદ્ધિ પામ્યો છે, તેના પર જ કૃતઘ્ની થઇને તેમના વરીષ્ટ પાસે
" ફરીઆદ કરવી એ ઉત્તમ કુલશીલને ઉચિત નથી. પોતાના અન્નદાતાને
" આજ નહીં તો કાલ દયા આવશે, પરંતુ જેમ બીજા ઘણાઓએ
" રેસીડેન્સી માર્ફતે ગવરનર જનરલ સુધી બુમાટ કરી મેલ્યો છે,
" તેમજ હું પોતે કરૂં એ બીલકુલ યોગ્ય કહેવાય નહીં. તેમ કરવા
" કરતાં કુટુંબસહવર્ત્તમાન હું મરણ પામું તો આ દુનીઆમાં શું
" ઉજડ થનાર છે ?"

વાહ ! ધર્માજીરાવનો આ વિચાર કેવો મોટાઇભર્યો છે ? તેમણે પોતાના ધણી—મહારાજા મલ્હારરાવ—વિરુદ્ધ અન્યની પેઠે બુમાટ—આટલું આટલું પોતાના પર વીતતાં છતાં—ન કર્યો એ સામાન્ય મહત્તા ન કહેવાય! બહુ તો શું પણ કોઇનું એક દિવસ અન્ન ખાધું હોય તો તેના હમેશના દબાયલા રહેવું પડે છે: ત્યારે જે ગાદીના અન્નાશ્રયવડે જેનાં રક્ત માંસ ઉત્પન્ન થયાં છે, ને પોષાયાં છે, તેજ ગાદી પ્રત્યે અભિમાન રહિત થઇને ધણી પર ધાડ કરવા ઉપડવું એ કુલીન વંશજને ઉચિત કર્તવ્ય ન જ કહેવાય. અને એટલા માટે જ એમ કહી શકાય કે, તે વખતના મોટા લોકોમાં ધર્માજીરાવ જેવો પુરુષ ક્વચિત્ જ મળી આવ્યો હોત.

ધર્માજીરાવના કુટુંબનાં માણસોનામાં તેવા સખ્ત પ્રતિબંધનમાં ભૂખે પેટે દિવસો કહાડવાનું સામર્થ્ય નહીં રહેવાથી તથા આજ સુધી ટકાવી રાખેલી હિંમતની હવે હાર થવાથી જે દિવસે તેમને લાગોલાગ ચાર કડાકા પડયા હતા, તે દિવસે તે કુટુંબનાં સૌએ મળીને નિશ્ચય કર્યો કે:—"આજ રાત્રે આપણે સર્વેએ મળીને એકજ વખતે એક બીજાની ડોકપર ડોક મૂકીને આ હતભાગ્ય જીવિતનો અંત આણવો ! ! "

હાય હાય ! બિચારાંઓએ અન્ય ઉપાય રહિત થતાં તે રાત્રે

બધાં સાથે મરણને શરણ થવાનો નિશ્ચય કર્યો ! ! સર્વેએ સાથેજ યમદ્વારના પંથે પડવું એટલે કોઇના માટે કોઈને વિલાપ કરવાનું કારણ રહે નહીં, એવી તેમની કલ્પના હતી; અને તે ખરી પણ હતી. જે કુટુંબમાં શુદ્ધ પ્રેમનો વાસ તથા શુદ્ધ માયાનું આવરણ છે તે કુટુંબની સ્થિતિ આવી જ પ્રેમબદ્ધ હોવાની. ધર્માજીરાવે પોતાના જુના વસવાટના ઘરને આગ લગાડીને સર્વની સાથે આ દુઃખરાશીમાંથી મુક્ત થવાનો નિશ્ચય કર્યો. અર્ધ રાત્ર થઇ ગયા પછી ઘરને આગ લગાડવાનો ઠરાવ કરવામાં આવ્યો. હાથના કાંડા જેવો એક મોટો જાડો લૂગડાંનાં ચીથરાંનો કાકડો કરીને તેને ગ્યાસલેટ તેલમાં સારી પેઠે પલાળ્યો. ઘરના કડેપાટને ગ્યાસલેટ લગાડી દીધું, અને તેવા જ બીજા અગ્નિ ઉત્તેજક પ્રવાહી પદાર્થો ઘર જલદી સળગી ઉઠે એટલા માટે ઘરમાં એકઠા કરી રાખ્યા !

આખો દિવસ તેમણે ઉપર પ્રમાણેની તૈયારી કરવામાં કહાડયો. આ કાર્ય એટલા સાવધપણાથી તથા ગુપ્ત રીતે કરવામાં આવ્યું કે, ઘરમાંનાં માણસો સહિત આખું ઘર બળી જઇને બીજે દિવસે છલોના હાથમાં રાખ માત્ર આવે, અને તે પ્રમાણે સર્વ તૈયારીઓ કરી. રાતના બે વાગ્યા છે, શહેરના દરેક ભાગમાં શાંતતા પ્રસરી રહી છે: મનુષ્ય પ્રાણી માત્ર વ્યાવહારિક ઉપાધિને ભૂલી જઇને નિદ્રાસુખમાં નિમગ્ન થઈ ગયાં છે. પોલીસની એક ગસ્ત આવી ગઈ હતી. આ વખતે વડોદરામાં કુતરાંનું જોર વધારે હોવાથી તે માત્ર ચોતરફ 'ભૂંભૂં' કરી ભૂકતાં જણાતાં હતાં. ચંદ્ર હમણાંજ અસ્ત પામેલો હોવાથી, અને આકાશમાં બધે વાદળાં છવાઇ રહેલાં હોવાથી આખી પૃથ્વી અંધારાના ઓછાડથી આચ્છાદિત થઈ ગઈ હતી. આ વખતે સુરસાગર તળાવના કાંઠાપરના એક ઘરમાં અગ્નીનો પ્રવેશ થઇ ધીમે ધીમે ધૂમાડા તથા

જ્વાળાઓએ બહાર દર્શન દેવા માંડયાં હતાં. આ સમયે એ ઘરમાંનાં આઠ માણસો એક બીજાને દઢાલિંગન દઇને; દુઃખાશ્રુથી આંખો ભરીને પરમેશ્વરની સ્તુતિ કરતાં છેવટની પળની રાહ જોતાં બેઠાં હતાં. થોડીવારમાં ચોતરફથી આખું ઘર સળગી ઉઠયું, અને એક મોટો ભડકો બહાર નીકળ્યો ! ! !

## પ્રકરણ ૩ જું.

### જળપ્રવાહમાં તણાતાં બે બાળકો.

" તેવી મદદ આવી મળે, જેવું ભવિષ્ય થનાર."

* * * *

" આનંદી સુખ રમ્ય સ્થાન પળમાં શોકાબ્ધિમાં ડૂબતું,
" સુખી સૂર્ય પ્રકાશતાં દુઃખ રૂપી તીમીર નાશી જતું;
" ચાલે છે ઘટમાળ આ જગ વિષે જે વસ્તુતાએ કરી,
" આવે દુઃખક્રમાનુસાર સુખ સૌ નિર્માણ છે ઈશ્વરી."

—આસે.

સર્વ ઋતુઓ કરતાં ચોમાસાની ઋતુ અત્યંત આહ્લાદક લાગે છે. ચોતરફ પાણી જ પાણી જોતાં મનને કંઈક વિલક્ષણ પ્રકારનો ચમત્કાર લાગે છે. ઝાડઝાંખરાં અને મોટાં મોટાં વૃક્ષો ટવટવિત અને લિલાંછમ જોઈ આંખને એક નવીન પ્રકારનો આનંદ થાય છે. જ્યાં ત્યાં પક્ષીઓ આનંદથી કલ્લોલ કરતાં હોય છે. પૃથ્વી લીલોછમ પોશાક પહેરે છે તેથી જાણે શૃંગાર સજેલી કન્યકા જ ન હોય શું તેવી રમણીય દેખાય છે. ખેડૂત લોકોના મનમાં અત્યંત આનંદ

આનંદ પ્રવર્તી રહ્યો હોય છે. આવી રીતે ચોમાસાની ઋતુ ધાન્ય તથા સર્વ પ્રકારની સુખ-સામગ્રીની ઉત્પાદક હોવાથી તેના આગમનથી સર્વ પ્રાણી માત્ર ખુશી ખુશી થાય એમાં કંઈ નવીન નથી. કમાઉ દીકરાને ઘેર આવેલો જોઇને કોણ ખુશી ન થાય? પણ એજ વર્ષાઋતુ પોતાના સ્વરૂપમાં નિયમ કરતાં થોડીક વૃદ્ધિ કરે તો એની એજ વર્ષાઋતુ છતાં સર્વ પ્રાણી માત્રને ત્રાસદાયક તથા નુકસાન કર્ત્તા થઇ પડે છે. હદ કરતાં વધારે વૃષ્ટિ થવાથી લીલો દુષ્કાળ પડે છે, અને તેમ થાય તો પ્રાણી માત્રને બાકીના આઠ મહિના અન્ન મેળવવાના સાંસા પડે છે.

આપણે જે સમયની વાર્તામાં છીએ તે સાલે દરસાલ કરતાં વર્ષાઋતુએ હદપારની ઉદારતા વાપરી દીધી હતી અને વડોદરા શહેરમાં પણ તેમજ હતું. એક દિવસની પાછલી રાત્રે તો ચાર કલાકમાં આશરે એટલો બધો વરસાદ વરસ્યો કે તેટલો છેલ્લાં વીશ વર્ષમાં કદી પણ થયો નહોતો. વિશ્વામિત્રી નદીમાં એટલું પૂર આવ્યું કે પૂલ ઉપર બબ્બે માથોડાં પાણી ચડી ગયું. તળાવો, કુવા, વોકળાઓ અને નદી નાળાં પાણીથી ભરાઇને છલકાઇ જવા લાગ્યાં-જાણે અર્ધું વડોદરા શહેર તો પાણીમાં તરવા લાગ્યું; અને તેમાંની હવેલીઓ જાણે દરીઆઈ મહેલ ન હોય તેવી દેખાવા લાગી!! ઘણીક દુકાનોમાં પાણી ભરાઇ જવાથી માલની ખાનાખરાબી થઇ ગઇ. કેટલાક રસ્તાઓ બંધ થઈ ગયા. ઘરોમાંનો સરસામાન તથા માણસોને બહાર કાઢવા માટે શહેરમાં ઠેકઠેકાણે ત્રાપા ફરવા લાગ્યા. ખીચડી ઝાંપાની અંદર નાનાસાહેબ પવારના વાડા સુધી પાણી ભરાઇ ગયું. આમ થવાથી ગરીબોને ખીચડી આપવાનું કામ પણ બે ત્રણ દિવસ બંધ રાખવું પડયું હતું. દરેક લોકોના મનમાં ભીતિ ઉત્પન્ન થઈ હતી કે, હજુ થોડીક

વાર જો આવો ને આવોજ વરસાદ વરસ્યા કરશે તો વડોદરા શહેરને મોટો ધોકો પહોંચ્યા સિવાય રહેશે નહીં.

સુરસાગર તળાવમાં તો પાણી માય નહીં! આ તળાવ એટલે જાણે કે એક ન્હાનું સરખું સુંદર સરોવર જ છે. તેમાં પણ હમણાં તેની દુરસ્તી મલ્હારરાવ મહારાજાએ થોડી જ મુદત પહેલાં કરાવી હતી, તેને લીધે તો તે ઘણું જ શોભાયમાન થયું હતું. અહાહા! જે વખતે સુરસાગર પાણીથી છલોછલ ભરાઇ જાય છે, તે વખતે તેને આબેહુબ 'પુષ્કરતીર્થ'ની ઉપમા આપી શકાય છે. ચોતરફથી વસ્તી અને મોટી મોટી હવેલીઓના મધ્ય ભાગે આ ભવ્ય તળાવ જોઇને જોનારના મનને જો તેણે પુષ્કરતીર્થ જોયું હોય તો તેનું સ્મરણ થઈ આવ્યા સિવાય રહેતું નથી. કારણ જે પ્રમાણે પુષ્કરતીર્થની આસપાસ દેવાલયોનાં ગગનચુંબિત શીખરો સોનેરી કળશથી વિરાજમાન થયેલાં દેખાય છે; તે જ પ્રમાણે આ સુરસાગર તળાવની ચારે બાજુએ પણ મોટી મોટી હવેલીઓનો શીરોભાગ જોવાથી જોનારને આભાસ થાય છે. પુષ્કરતીર્થને જે પ્રમાણે ચારે બાજુથી ફરસબંધી ઘાટ બાંધેલો છે. તેજ પ્રમાણે સુરસાગરને પણ મનુષ્યો તથા જનાવરોની સગવડને માટે ફરતો ઘાટ બાંધેલો છે.

આ સરોવરના બચ્ચામાં—જંગી તળાવમાં—ઊંચીપોળના ઝાંપા તરફથી પાણીનો એક જબરજસ્ત પ્રવાહ વહેતો આવીને પડતો હતો. એ પ્રવાહ એટલો મોટો હતો કે તેમાં મોટાં મોટાં વૃક્ષો, લાકડાં અને અનેક પ્રકારની ચીજો તથા સરસામાન તણાતાં હતાં. સુંડલા, સુંડલીઓ, ઘોડીઆં અથવા વાસણકુસણ જ તણાતાં હતાં; એટલું જ નહીં પણ ગાય, ભેંશ, બળદ અને ગધેડાં જેવાં પ્રાણીઓ પણ આ જળપ્રવાહમાં તણાઈ આવતાં હતાં. જે દિવસે અને જે વખતે ધર્માજી-

રાવના ઘરમાં આગે દેખાવ દીધો, તે દિવસે અને તે જ વખતે વરસાદે મુસળધારે વરસવા માંડયું. તે એક ધારે ચાર કલાક સુધી વરસીને પાછલી રાત્રે આશરે ૭ વાગવાના સુમારમાં વરસતો બંધ પડયો. કાળીરાત્રિનું ઘોર અંધારૂં નાશ પામ્યું, અને પૂર્વ દિશામાં પહો ફાટેલી જણાઈ; તથા વૃષ્ટિદેવીએ પોતાની ઉદારતાની પાથરેલી સાડી સંકેલી લીધી, ત્યારે લોકો પોતપોતાના ઘરમાંથી પાણી જોવા માટે બહાર નીકળ્યા. કોઈ ખીચડી ઝાંપા તરફ ગયા; કોઇ બહેચરાજી તરફ દોડવા લાગ્યા; કોઈ ઘડીઆળીપોળ અને સિદ્ધનાથ તરફ ગયા. એ સિવાય હજારો લોકો સુરસાગર ઉપર બાપાસાહેબ પાગેદાર તથા કાઠીઆવાડના દીવાનના બંગલા આગળ એકઠા થયા. તે દિવસે આખા શહેરમાં જ્યાં ત્યાં પાણીની જ વાતો ચાલી રહી! મોઢેથી પાણીની વાતો કરવી, ને આંખે પાણી જોવું એજ આખા શહેરના બધા લોકોનું તે દિવસનું પ્રાતઃકાર્ય થઈ પડયું! આ પ્રમાણે આખો દિવસ ચાલ્યું!

મલ્હારરાવ મહારાજનાં કુંવરી કમાબાઈ સાહેબની ચાર મજલી જંગી હવેલી સુરસાગરપર જ હોવાથી તેઓ પોતાના પરીવારસહ આ જળપ્રલયનો રમણીય દેખાવ જોવા ઝરૂખામાં બેઠાં હતાં. પ્રથમના ચાર કલાકની પેઠે જ થોડાક કલાક વરસાદ વધુ વરસ્યો હોત તો લહેરીપુરા દરવાજાની બહારનો ભાગ, એટલે અર્ધું વડોદરા શહેર તે દિવસે જળપ્રવાહમાં તણાઇ સફા થઇ ગયું હોત. પરંતુ સર્વનાં સારાં ભાગ્યે ખેર ગુજરી ગઇ કે વરસાદ ચાર કલાક વરસીને બંધ થઈ ગયો.

સવારના ૭ વાગવાના અરસામાં ઉંચીપોળઝાંપા તરફથી જે મોટો જળપ્રવાહ વહેતો આવતો હતો તે અર્ધો સુરસાગરમાં પડતો હતો, અને અર્ધો આગળ વહેતો હતો. એ પ્રવાહમાં દાંડીઆ બજાર તરફથી બે બાળકો સુરસાગર તરફ તણાતાં આવતાં હતાં; તેમાં એક

છોકરો હતો અને એક છોકરી હતી. છોકરો આશરે પંદર સોળ વર્ષનો અને છોકરી દશ અગીઆર વર્ષની હતી. છોકરાના હાથમાં એક ફુલઝાડની ડાળી અને છોકરીના હાથમાં **શતાવળ** નામની વેલીની કુંજ આવી હતી, તેના આશ્રય વડે એ બન્ને બાળકો ઈશ્વર-કૃપાથી અદ્યાપ સુધી જીવતાં રહ્યાં હતાં. આ બન્ને બાળકો આશરે દહોડેક મૈલ સુધી તણાતાં આવ્યાં હતાં. વસ્તીવાળા ભાગમાં દાખલ થતાં પાણીના પ્રવાહમાં તાણ કંઈક કમી થવાથી છોકરો પાણીમાં જમીન પર પગ ટેકીને ચાલતો હતો; અને છોકરીને પોતાના આશ્રય નીચે સંભાળીને ચલાવતો હતો. દૈવગતિ અનુકૂળ હોવાથી બિચારાં તેઓ **વિશ્વામિત્રી**ના મોટા જળપ્રવાહમાં નહીં સપડાતાં આ નાના પ્રવાહમાં તણાઈ આવવાથી **સિદ્ધનાથ**ની પાસેના વસ્તીવાળા ભાગમાં આવી પહોંચ્યાં હતાં. **ભીમ**નાથની પછવાડે થોડાક અંતરે **વિશ્વામિત્રી**નો એક મોટો લોઢ એક મોટા વહેળામાં મળીને તેજ વહેળો મોટા વોક-ળાના રૂપે થઇને, બીજા કેટલાક નાના મોટા વહેળાને પોતાની જોડે લઇને **સિદ્ધનાથ**ની આ તરફ થઇને **દાંડીઆ બજાર**માં વહેતો આવતો હતો. તેજ વહેળામાં વરસાદની ભરજુવાનીના ઝપાટામાં—વરસાદ મૂસળધારે વરસતો હતો તે વખતે—આ બાળકો સપડાયાં હતાં. તેઓ તણાતાં તણાતાં, અને વચ્ચે લાગ ફાવે તો ચાલતાં ચાલતાં આવીને આપણે પ્રથમ કહ્યું તેમ, હમણાં જ **સુરસાગર** નજીક આવી પહોંચ્યાં હતાં.

**સુરસાગર** પાસેના એક ગોવાટના દ્વારવાટે આ જળપ્રવાહ **સુરસાગર**માં જઈ મળતો હતો: ત્યાં પાણીમાં તાણ ઘણું જ હોવાથી છોકરો પાણીમાં જમીન પર પગ ટેકીને ચાલતો હતો તેના પગ ફરી વખત સર્યા; એટલે એ બન્ને બાળકો જળપ્રવાહના વહનની જોડે તણાવા લાગ્યા; અને **સુરસાગર**માં પડવાની અણીપર જઈ ચઢ્યાં—

સુરસાગરના મુખ આગળ જઈ પહોંચ્યાં. તે બાળકો હમણાં જ સુરસાગરમાં જઇ પડનાર, અને તેમની લાંબી લાંબી આશાઓનો અંત આવનાર, એટલામાં ત્યાં નજીક જ એક દયાળુ પુરુષ પોતાના બારણામાં ઉભો હતો. તે આ બાળકોને સુરસાગરમાં પડતાં જોઈ દોડતો દોડતો આવીને પાણીમાં પડયો, અને તેણે હિંમત તથા યુક્તિથી એ બન્નેને ઉંચકીને પાણી બહાર કહાડયાં. એ બન્ને બાળકો આખી રાત પાણીથી ભીંજાયલાં હોવાથી, તથા ઘણે છેટેથી તણાતાં આવેલાં હોવાથી થર થર કંપતાં હતાં. તેમને આવી હાલતમાં જોતાં એ દયાળુ પુરુષના મનમાં તેમને માટે બહુ જ દયા આવી. તેમને પોતાના ઘરમાં લઇ જઇને જરૂર પૂરતી મદદ કરી, તેઓ હુશીઆર થાય તેવી તજવીજ કરી.

બે ચાર દિવસમાં એ બાળકો સારી પેઠે હુશીઆર થયાં, ત્યારે તેમણે પોતાની અથઇતિ હકીકત એટલે પોતે કોણ, ક્યાંના રહીશ, પોતાનું નામ ઠામ શું એ વગેરે જણાવ્યું. તેમની એ હકીકત સાંભળીને જે દયાળુ પુરૂષે તેમને પાણીમાંથી બહાર કહાડી પોતાના ઘરમાં રાખ્યાં હતાં તેની તથા ઘરમાંનાં બીજાં માણસોની તેમના પર પ્રીતિ બેઠી. સર્વેને તેમના પર અંતઃકરણથી માયા ઉત્પન્ન થઈ: એટલે એ બે નવાં આવેલાં બાળકો પોતાનાં કુટુંબમાંનાં જ છે એમ તેમને લાગવા માંડયું. તેમાં પણ એ કુટુંબમાંની એક તરૂણ બાઇને હવે પછી છોકરાં છૈયાં થવાની આશા નહોતી—એટલે કે એ બાળવિધવા હતી, અને તેમનામાં પુનર્વિવાહ કરવાનો રિવાજ નહીં હોવાથી એ બાઈ મરણકાળ પર્યંત સંતતિ વિનાની રહેનારી હતી; એ બાઇની આ બાળકો પર ઘરમાંનાં સર્વે કરતાં અધિક માયા બેઠી. આ સ્થિતિ ઘરના મુખ્ય પુરુષના જાણવામાં આવતાં તેણે તે બાઇને કહ્યું કે:—"હવેથી આ બાળકો

"તમારાં જ છે એમ સમજી આ બાળકોનું લાલનપાલન પેટનાં છોકરાંની "પેઠે તમારે જ કરવું; અને તેઓ પણ તમને માતુશ્રી સમજીને "તમારી આજ્ઞામાં રહેશે. ઈશ્વરે ઘેર બેઠાં આ ઉત્તમ બાળકોનો "લાભ આપ્યો છે, તે બદલ તે પરમાત્માનો આપણે આભાર માનવો "જોઇએ." આ પ્રમાણે કહીને તે બન્ને બાળકોના હાથ ધરીને તે બાઈના હાથમાં દીધા એટલે એ બાઇને અત્યંત આનંદ થયો; અને ઘરમાંનાં બીજાં સર્વ માણસોને પણ તેટલો જ આનંદ થયો.

આ તણાતાં આવેલાં બાળકો ઘણા જ સદ્દગુણી, માયાળુ અને વિવેકી હતાં. તેમણે આ નવા ઘરમાંનાં મનુષ્યો જોડે સારી પેઠે વર્તીને, તથા મધુર મધુર ભાષણ કરીને એ ચાર દિવસમાં બધાંને પોતાનાં કરી લીધાં. જે બાઇના હાથમાં પોતાનો હાથ દીધો હતો તે બાઇને તેઓએ 'બા;' તેની બહેનને 'માશી' અને ઘરના મુખ્ય માલેકને 'મામા' એ પ્રમાણે કહેવાનો પરિપાઠ-પાડી, ઘરમાંનાં બધાં માણસોની માયામમતા મેળવી લીધી. ઘરનાં માણસોએ તેમનાં જુનાં નામો બદલીને છોકરાનું **ભ્રમર** અને છોકરીનું **વિમલદુર્ગા** એ પ્રમાણે પાડયાં. આ નામો તે બન્નેની કૃતિ અને સ્વભાવને અનુસરીને જ રાખવામાં આવ્યાં હતાં. આવાં નામો પાડવા પરથી જ એ ઘરમાંનાં માણસોની ઉત્તમ પ્રતિની રસિકતા જણાઇ આવે છે.

આ પ્રમાણે આ નવાં બાળકો આ ઘરમાં એકરૂપ થઈ ગયાં; પરંતુ એ બે બાળકોને આ ઘરમાં ખાવાપીવાના સંબંધમાં અત્યંત હરકત પડવા લાગી. આખા દિવસમાં એક વખત પણ પુરૂં પાધરૂં—અર્ધું પર્ધું—અન્ન ભાગ્યે જ મળી શકતું! અરે! ક્યારેક તો તે પણ ન મળે!! આ ઘરની આવી સ્થિતિ જોતાં **ભ્રમર**ને મનમાં બહુ જ લાગી આવ્યું; તેમ જ તેને આશ્ચર્ય પણ લાગ્યું કે, "આ માણસો

આવાં સજ્જન અને ઉચ્ચ કુળનાં હોવા છતાં, તેમની આવી સ્થિતિ કેમ થઈ હશે ?"

ભ્રમરને પોતાને માટે બહુ જ લાગતું નહોતું; પરંતુ પોતાની નાની બહેન વિમલદુર્ગા માટે ખાસ કરીને લાગી આવતું હતું. કારણ તેનો જીવપ્રાણ એ તેની બહેન જ હતી. તેનાં માબાપ મરી ગયા પછી તેણે પોતે જ તેને પાળી પોષીને ઉછેરી મોટી કરી હતી, એટલે ખાવાપીવાના સંબંધમાં આવી સ્થિતિ જોઈને તેને લાગી આવ્યા સિવાય કેમ રહે? તેમજ તે જેમને બા, માશી, મામા, મા, વગેરે કહીને બોલાવતો હતો તેમના પણ આવા હાલ તેનાથી નજરે કેમ જોવાય ? આ કુટુંબની સ્થિતિ આવી દુઃખદ કેમ થઈ હશે, તેને માટે તેણે પાંચ સાત દિવસ પોતાના મનમાં બહુ જ વિચાર કર્યો; પરંતુ કશું પણ ખરૂં કારણ તેના વિચારમાં આવી શક્યું નહીં. છેવટે તેનાથી તે જાણ્યા સિવાય રહી શકાયું નહિં, એટલે એક દિવસે તેની બા પાસે જઇ તેમને પગે પડી પોતાના સોગન દઈને તે સંબંધની હકીકત પૂછી. ત્યારે તેણે અથઇતિ તમામ હકીકત કહીને દરવાજા પર સરકારી પહેરો બેઠાની વાત પણ કહી; અને છેવટે કહ્યું કેઃ—

"અમારા આયુષ્યના બાકીના કેટલાક દિવસો અમારે જોવા
"સરજેલા હતા, અને દીકરા! તમારો લાભ પણ અમને પ્રાપ્ત થવાનો
"સરજ્યો હતો, માટે જ અમે આજસુધી જીવતાં રહ્યાં છીએ, નહીં
"તો એક અઠવાડીઆ પહેલાં જ અમે બધાં અગ્નિકુંડમાં ડૂબી
"મરણને શરણ થઈ આ દુઃખદરીઆમાંથી છુટયાં હોત. બહુ તો શું
"પણ અમે સૌ એક બીજાને આલિંગન દઇને આ ઘરને આગ લગાડીને
"મરણપથારી પર સૂતાં પણ હતાં; પરંતુ દૈવગતિ મહા વિચિત્ર—
"અમારૂં ભોકતૃત્વ સંપૂર્ણ થયેલું નહીં—તેથી અમે હજુ સુધી જીવતાં

" રહ્યાં છીએ ! ! તે દિવસે જો એક કલાક મેઘવૃષ્ટિ મોડી થઇ હોત
" તો અમે સૌ સાથે જ આ દુઃખમાંથી છુટયાં હોત. પરંતુ જ્યાં
" સુધી અમારાં કર્મનાં ફળ ભોગવવાનાં બાકી રહ્યાં હોય ત્યાં સુધી
" તેમ થાય જ કેમ ? અમે ઘરને સળગાવ્યું, ઘર થોડું થોડું
" સળગવા માંડયું, અમે બધાં બેઠાં હતાં ત્યાં અગ્નિનો ભડકો આવી
" પહોંચવાની તૈયારી હતી એટલામાં મૂસળધારે વરસાદ વરસવા
" માંડયો, અને તેમ થતાં અમારા સર્વના સાથે મરવાના મનોરથ
" નિષ્ફળ થયા ! સવાર થતામાં તો તમો આવી મળ્યા."

પ્રિય વાચક વૃંદ ! ઉપરના ખુલાસા ઉપરથી તમારા ધ્યાનમાં સારી પેઠે આવી ગયું હશે કે, ધર્માજીરાવ દાભાડે પોતાના કુટુંબ સહવર્ત્તમાન ઇશ્વરકૃપાથી હજુ સુધી જીવતા હોઇને, પાણીમાં તણાતાં આવતાં નિરાધાર બાળકોને તેમણે જ કાળના વિકરાળ મુખમાંથી બચાવી લીધાં હતાં; અને તેમને હુશીઆર કરીને તારાબાઈને ખોળે બેસાર્યાં હતાં. તે જ બાળકો આ ભ્રમર અને વિમલદુર્ગા.

પાછળ કહેવા પ્રમાણે ભ્રમરે તેની બા તારાને મોઢેથી સર્વ હકીકત સાંભળ્યા પછી, તે એકદમ ઉઠીને મામા ધર્માજીરાવ પાસે ગયો; અને પોતાની કેડનો એક કંદોરો તથા એક પોટલી ધર્માજીરાવના હાથમાં આપીને કહ્યું કેઃ—" મામા ! જે પ્રમાણે તમે અમો બન્નેના
" રક્ષણકર્તા માલીક થયા છો, તે જ પ્રમાણે આ મારી પાસેના દ્રવ્યના
" માલીક પણ તમેંજ છો. આપના આ વિપત્તિ સમયમાં આ મારી
" પાસેના દ્રવ્યનો યથાયોગ્ય ઉપયોગ થઇ શકશે, માટે મનમાં તલભાર
" પણ સંકોચ નહીં લાવતાં આ સર્વ આપની પાસે રાખી લઇને, તેથી
" ચાલે તેટલા દિવસ કુટુંબનું તથા અમારૂં ગુજરાન ચલાવો. આગળ
" જે થવાનું હશે તે થશે: અને જ્યારે જે થશે ત્યારે તે જોઇ લેવાશે.
" ઇશ્વિર આપણા દિવસો હમેશાં જ આવા રાખશે એમ છે જ નહિ.

"ચડતી પછી પડતી અને પડતી પછી ચડતી એમ ક્રમાનુસાર ચાલેજ
"જાય છે. *ઈશ્વર કરશે તો આપણે આ સંકટમાંથી જલદી જ
"મુક્ત થઈશું. જે પ્રમાણે નીતિ અને સદ્દગુણને તમે તમારાં ગણો
"છો, તેજ પ્રમાણે અમને તમારાં માની આ મારી વિનંતિ સ્વીકારી
"અમો બાળકોનું રક્ષણ કરવાના ઉપયોગમાં એ લેશો." ભ્રમરે પોતા પાસેનું દ્રવ્ય ધર્માજીરાવને આપ્યું, એટલે ધર્માજીરાવના ઘરમાં બીજા દિવસથી ખાવાપીવાની વ્યવસ્થા પ્રથમ પેઠે યથાસ્થિત રીતે થવા લાગી એ જૂદું જણાવવાની કાંઈ જરૂર રહેતી નથી.

સજ્જન અને પ્રિય વાચક ! જુઓ ઈશ્વરની લીલા કેવી અગાધ છે ! ધર્માજીરાવ તથા તેના કુટુંબને બચાવવા માટે ઈશ્વરે તેજ દિવસે કેવી સમયાનુકૂળ વૃષ્ટિ કરી ! અને ખાવાપીવાના સંબંધમાં તે કુટુંબને અડચણ પડતી જોઇ તેમાંથી મુક્ત કરવા માટે દ્રવ્ય અને બે બાળકો ક્યાંથી મોકલી આપ્યાં ? સજ્જનોનો બેલી પરમેશ્વર છે, ત્યાં આખી પૃથ્વીના લોકો ફરીને પણ તેને શું કરનાર છે. ભોજો ભક્ત કહે છે:—

* "ધડકશોમાં ધણી રાખશે, લક્ષ્મીનો વર લાજ રે;
"વિશ્વાસ આવ્યો તો વાણિયાને, તે દી જળમાંથી તારેલ ઝાઝરે.

* * * *

* ખરેખર દૈવની ગતિ કંઇ વિચિત્ર જ હોય છે. ઘડી પછી શું થશે એ કોઇથી કહી શકાતું નથી; તોપણ ચઢતી પડતીના નિયમાનુસાર બહુ દુઃખને અંતે સુખનો જ માર્ગ પ્રાપ્ત થતો કહેવાય છે. કવિ લજ્જારામ કહે છે કે:—

"નકુળ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય;
"ભીમ ઉદરને કારણે, રહ્યો રસોડામાંય.

"સકલ છત્રપતિ વશ કર્યા, જીત્યો જરાસંધ રાય;
"નર રીટિ નારી થયો, કર્મ ગતિ કહેવાય.

"સુખકેડે દુઃખ પામીએ, દુઃખ કેડે સુખ થાય;
"સરખા દિન ચાલે નહીં, જયમ તડકો ને છાંય."

" અસુરને માથે ઊતર્યો રે, જે દી કોપ્યો કો યમરાય રે;
" અશ્વે ચડિને હરી આવિયા રે, તે દી જેમલના જુદ્ધમાંય.
" માનવી કેમ કરી મારશે રે, જેને માથે ધણી છે મોરાર રે;
" ભગવાનની રે પત રાખી ભલી, જે દી ત્રિકમ જોઈ તરવારરે."

* * * *

એ પ્રમાણે ધર્માજીરાવ પર વડોદરાનો રાજદરબાર ફરી ગયો હતો; પરંતુ તેનો ઈશ્વર ફર્યો નહોતો; એટલે તેને ઊની આંચ પણ શાની આવે ?

## પ્રકરણ ૪ થું.

### નિરાધાર ભાઇ બહેન.

" નવ સુઝે ઉપાય કૈં ડોળાય મારી કિસ્તી,
"આવા તોફાનમાં જરૂર ડુબશે કિસ્તી—
" ભવ સમુદ્ર છે સખત,
" બચે જો લખ્યું હોય લખત;
" સહસા નોયે આ–વખત,–ઝુકાવી છે મેં કિસ્તી.
" અજાણ્યો છું જોકે અગર,
" નથી દિઠું બીજું નગર;
" વિચાર કંઇ કર્યા વગર,– ઝુકાવી છે મેં કિસ્તી."

કાન્ત.

જળપ્રવાહમાં તણાતાં આવેલાં આ ભાઈ બહેન કોણ હતાં, વડોદરામાં શા માટે આવ્યાં હતાં; અને જળપ્રવાહમાં કેમ સપડાયાં; એ વૃત્તાંત જાણવાની ઉત્કંઠા વાચકોને થતી હશે; માટે આ પ્રકરણમાં તે જ ભાગ જણાવીને પછી આગળ ચાલીશું.

ભ્રમર અને વિમલદુર્ગા એ અસલ મરાઠા કુળમાંનાં હતાં. તેમનું ઉપનામ (અટક) જાદવ (યાદવ) હતું. તે દૌલતાબાદ પાસેના એક ગામડાના રહેવાશી હોઇને, પૂર્વે તેમનું કુટુંબ દૌલતાબાદના પ્રસિદ્ધ રાજકુટુંબમાંનું હતું. કેટલાક કાળે—ધીમે ધીમે—તેમનું એ ઐશ્વર્ય નષ્ટ થઇને હમણાં તો તે તદ્દન લાચાર સ્થિતિમાં આવી ગયું હતું. થોડીકજ જાહાગીરમાં ભાયાતોના ઘર સાથે રહી નિર્વાહ ચલાવવામાં બહુજ અડચણ પડવા લાગી. તેમાં પણ સરકારના કાનુનો સંબંધે તેમનાપર વખતોવખત બહુ જ તવાઇ થવા લાગી; અને તેજ પ્રમાણે ઉપજનીપજ પણ દિવસાનુદિવસ અધિકાધિક કમી થતી ગઈ. આવી સ્થિતિમાં ભ્રમરના કુટુંબનો જેમ તેમ ઉદરનિર્વાહ ચાલતો હતો, એટલામાં એકજ વર્ષમાં ભ્રમરની મા તથા બાપ આ ફાની દુનીઆને છેલ્લા રામરામ કરીને ચાલ્યાં ગયાં. આમ થતાં પંદર વર્ષની બાલ્યવયમાં ઘરનો સર્વ બોજો બિચારા ભ્રમરને માથે આવી પડયો! તેનાં માતાપિતાના મરણ પશ્ચાત ઘરમાં માત્ર ભ્રમર અને તેની નાની બહેન વિમલદુર્ગા એ બે જ રહ્યાં હતાં. ભ્રમર માતાપિતાના મરણ પછી પોતાની નાની બહેન વિમલદુર્ગાની ઘણી જ કાળજીથી સંભાળ રાખતો હતો. ગામમાં તેના ભાયાતોનાં ઘણાં ઘર હતાં, પરંતુ તે ભ્રમરના ઘરનો દ્વેષ કરતા હોવાથી ભ્રમર તેમને શરણે ગયો નહીં. એક વખત તેના સાંભળવામાં આવ્યું કે, વડોદરામાં શ્રીમંત મલ્હારરાવ મહારાજના લગ્નની તજવીજ ચાલતી હોવાથી, તેમના તરફથી દેશે દેશ અને ગામે ગામ સુંદર સુંદર કન્યાઓની શોધ ચાલે છે. આ ઉપરથી ભ્રમરને વિચાર થઈ આવ્યો કે, "આ વખતે જો હું "મારી બહેન વિમલદુર્ગાને લઈને વડોદરે જાઉં તો કંઇક ફાયદો "થાય તો થાય! કદાચ મારી બહેન મલ્હારરાવ મહારાજને પસંદ

" પણ પડશે. અને ઈશ્વરકૃપા હોય ને તેવો યોગ મળી જાય તો
" આપણું દળદર પણ જાય. " આવો વિચાર કરી દૈવની પરીક્ષા કરવા ભ્રમરે વડોદરે જવાની તૈયારી ગુપ્ત રીતે કરવા માંડી. તેની માના કેટલાક દાગીના હતા, તેમાંથી થોડાક વેચીને આશરે પાંચશેંક રૂપીઆ રોકડા કર્યા, અને કેટલાક દાગીના જોડે લીધા. રોકડા રૂપીઆ અને દાગીનાની પોટલી કેડે બાંધી વિમલદુર્ગાને જોડે લઇને ભ્રમર વડોદરા તરફ આવવા નીકળ્યો. પ્રથમ અહમદનગરના સ્ટેશન પર આવી ત્યાંથી રેલવેમાં બેસી એ ભાઈ બહેન મુંબઇ આવ્યાં. બીજે દિવસે ત્યાંથી વડોદરાની ટીકીટ લઇ રવાના થયા. પરંતુ બે ટીકીટો આખી લેવી જોઇએ તે નહીં લેતાં દોઢ લીધી, તેથી તેની આગળ જતાં ભારે ફજેતી થઇ ! હાલના વડોદરાના સ્ટેશનની આગળ ચાર પાંચ ગાઉઉપર એક જૂનું સ્ટેશન હતું, ત્યાં તે ભાઈ બહેનને ઉતરી જવું પડયું. કારણ કે વિમલદુર્ગાની ટીકીટ આખી જોઇએ તેને બદલે અર્ધી હતી.

ભ્રમરે સ્ટેશન માસ્તરને અને ગાર્ડને વિનંતિ કરી કહ્યું કેઃ—
" અમે આંટરોડના સ્ટેશન ઉપર અર્ધી ટીકીટ લીધી ત્યારે ટીકીટ—
" માસ્તરને આ છોકરીને બતાવી હતી. ત્યાં તો કોઇએ કંઈ હરકત
" કરી નહોતી અને આપ અહીં કરો છો એ કેમ ? તેમ છતાં આપની
" ઇચ્છા હોય તો અહીં સુધીના તેની અર્ધી ટીકીટના પૈસા હું આપું છું. "

પણ તેમના મગજમાં ઉતર્યું નહીં, ને તેણે બેઉ બાળકોને નીચે ઉતારી બીજી ટીકીટ લેવાની કડાકૂટમાં નાખ્યાં. એટલામાં ગાડીનો ટાઇમ થઇ જવાથી સીસોટી મારીને ગાડી ઝપાટાબંધ આગળ વડોદરા તરફ ચાલતી થઈ ગઇ ! બિચારો ભ્રમર અને વિમલદુર્ગા નિરૂપાયે સૂર્યોદય થતાં સુધી સ્ટેશન પર જ પડી રહ્યાં. પ્રાતઃકાળે તપાસ કરતાં

અમરને જણાયું કે વડોદરા તરફ જવાની ગાડી સાંજ સુધી મળી શકશે નહીં. આ ઉપરથી, તેમજ ગાર્ડની સાથે થયેલી બોલાચાલીથી અમરને રેલવેમાં બેસવાનો કંટાળો આવ્યો હતો તેથી, ફરી વખત રેલવેમાં નહીં બેસવાનો તેણે નિશ્ચય કર્યો !! વડોદરા જવા માટે ત્યાંથી કંઇ વાહન પણ મળી શકે તેમ નહોતું, તેથી તે વડોદરા સુધી પગે ચાલીને જ જવાના વિચારથી વિમલદુર્ગાનો હાથ ઝાલીને ત્યાંથી રવાના થયો. આ સ્ટેશનથી વડોદરા ચાર પાંચ ગાઉ દૂર થતું હતું: એટલે ધીમે ધીમે વિશ્રાંતી લેતાં લેતાં ચાલવાને તે રસ્તો તેમને સાંજ સુધી પહોંચ્યો. એક પગનો પોંચો રેતીમાં પેસે ત્યારે બીજો નીકળે એવો એ રસ્તો—સોપારી ભાગવા માટે પથ્થરનો નાનો સરખો કકડો પણ મળે નહીં એવી રેતાળ જમીન; અને ચોતરફ એક સરખું મેદાન, કોઈ કોઇ જગોએ મોટી મોટી બખોલો અને ઝાડીવાળા રસ્તામાં થઇને જવાને બિચારા આ બે સુકુમાર બાળકોને પાંચ ગાઉમાં સંધ્યાકાળ થાય તેમાં શી નવાઇ ?

છેવટે વડોદરૂં આશરે દોઢેક મૈલ રહ્યું, તેટલામાં સૂર્યાસ્ત થવાનો સમય થયો. પશ્ચિમ દિશા તરફના આકાશે રક્તવર્ણ ધારણ કર્યો. પક્ષીઓ પોતપોતાને સ્થાનકે જઈ બેસવા માટે કિલકિલાટ કરતાં આમ તેમ ઉડવા લાગ્યાં. ખેડૂત લોકો પોતાના સરંજામ સાથે માંહોમાંહે પોતાના કામની વાતોના તડાકા મારતા ઘર તરફ જતા હતા. આવા રમણીય વખતે ગીચ અંબરાઈ અને ઝાડીથી વેષ્ટિત થયેલું વડોદરા શહેર આ સ્થળેથી ઘણું જ શોભાયમાન દેખાતું હતું. ઉપરની બાજુએ જમણા હાથ તરફ મકરપુરાના રાજમહેલનો કેટલોક ભાગ દૃષ્ટિગોચર થવા લાગ્યો હતો, અને શહેરમાંની માંડવીની ઈમારત પોતાનું મસ્તક ઉંચું કરીને જેમ શંકરે મસ્તક પર ચંદ્રને ધારણ કર્યો હતો,

તેમ પોતે મસ્તકમાં ધારણ કરેલા ઘડીઆળમાં કેટલા વાગ્યા એ બતાવી આપતી હતી. તેની જોડે જ નજરબાગમાંની ઇમારત હું માંડવી કરતાં પણ ઉંચી છું એમ ડોકયાં કરી કરીને પ્રવાસીઓને જણાવતી હતી. અહાહા ! આ રસ્તેથી–ભ્રમર અને વિમલદુર્ગા ધીમે ધીમે ચાલીને આવતાં હતાં તે રસ્તેથી–વડોદરા શહેરની શોભા અત્યારે અપ્રતિમ દેખાતી હતી ! દેવળો પરનાં સોનેરી કળશો પર પશ્ચિમ દિશા તરફથી સૂર્યનાં કીરણો પડવાથી ચકચક કરી જાણે માંહે વિરાજતા દેવોની પ્રતિભાનું પ્રવાસીને ભાન કરાવતાં ન હોય તેવો ભાસ થતો હતો; તથા રંગબેરંગી રંગથી સુશોભિત થએલી હવેલીઓ શહેરની સ્મૃદ્ધિનો ચિતાર બતાવવાની હિમાયત કરતી જણાતી હતી. આ બધાની જોડે નગારખાનામાંનો નગારાનો અવાજ સંધ્યાકાળના મધુર રાગમાં મળીને ઠેઠ આ રસ્તા સુધી આવતો હતો, તેથી આ રસ્તે આ સમયે ચાલતા પ્રવાસીઓના અંતઃકરણ બહુ જ ખુશનુમા આવી જતાં હતાં.

વડોદરા શહેરનો સૂર્યાસ્ત સમયનો આવો સુંદર મનોહર દેખાવ જોઇને કયા પાંથિકને આનંદ અને વિશ્રાંતિ ન મળે ? આપણો આ પ્રવાસી પોતાની બહિનનો હાથ ઝાલીને ધીમે ધીમે વડોદરા શહેરની શોભા જોતો જોતો ચાલતો હતો. જ્યારે વડોદરામાં પ્રવેશ કરીએ એવી ઉત્કંઠા તે બંને ભાઈ બહેનના મનમાં થઇ રહી હતી, ત્યારે વડોદરૂં આઘું જતું હોય એમ તેમને લાગતું હતું. એટલે તેમને એમ લાગે કે, હવે તો વડોદરૂં આ આવ્યું; આપણે હમણાં જ શહેરમાં દાખલ થઇશું, ત્યારે થોડેક આગળ ચાલતાં વળી જાણે તેટલુંને તેટલુંજ દૂર હોય તેમ લાગતું ! ! વિમલદુર્ગા થાકી ગઈ હતી: પણ વડોદરૂં જોવાના આનંદને લીધે તેને થાક જણાતો નહોતો. આ ભાઇ બહેનના મનની

સ્થિતિ—વડોદરાને મળવાની લાગણી—આવી પ્રબળ હોવા છતાં વડો-દરાને તેની કંઈ દયા આવી નહીં કે વડોદરૂં કંઈ તેમને ગાંઠયું નહીં ! ! આખરે વડોદરૂં આશરે એક મૈલ દૂર રહ્યું, એટલામાં અંધારૂં થઈ ગયું. સંધ્યાની સુવર્ણ રેખાઓ આકાશમાંથી અદ્દશ્ય થઈ ગઈ; અને કાળી રાત્રિની કાળી ચાદર ધીમે ધીમે પથરાવા લાગી. ભ્રમર ચિંતામાં પડયો. હવે શું કરવું એ વિચાર તેને થઈ પડયો. "અંધારામાં આગળ ચાલું તો રસ્તો માલુમ નથી." "શહેરમાં જઇને પણ રાતને વખતે ઊતરવું કોને ત્યાં ?" "ઓળખાણ વિના રાતને વખતે ઉત-રવા દે પણ કોણ ?" એવા એક પછી એક વિચારો ભ્રમરના મસ્તિકા-કાશમાં સંધ્યા સમયના પક્ષીઓની પેઠે ઉડવા માંડયા ! અંધારૂં વધારે થતાં ભ્રમરના પગ ઢીલા થઇ ગયા, એટલે બધા વિચારો માંડી વાળી નજીકના જ એક ખેતરમાં ઝુંપડી હતી તેમાં પડી રહી રાત ગાળીને સવારે વડોદરામાં જવાનો નિશ્ચય કર્યો.

આ ખેતર નાના સરખા વૉકળાને કાંઠે આવેલું હતું; અને તે-માંની ઝુંપડી તો વૉકળાના કાંઠાપર જ હતી. આ વૉકળો આગળ વહેતાં વિશ્વામિત્રી નદીના એક ફાંટાને મળ્યો હતો; અને ત્યાંથી ઘણે છેટે ગયા પછી તેના બે ભાગ થયા હતા. તેમાંનો એક ભાગ સિદ્ધ-નાથ પાસે થઇને દાંડીયાબજારમાં થઇ આગળ વધી, અર્ધો સુરસાગરમાં પડતો હતો. બિચારાં ભ્રમર અને વિમલદુર્ગા એ ઝુંપડીમાં જઇને રહ્યા પછી અર્ધ રાત્ર વિતતાં તેમની સહેજ આંખ મીંચાઇ. એવામાં એકદમ વરસાદ મુસળધારે વરસવા લાગ્યો. પોતાની ઝુંપડી તણાઈ જશે એવું ભ્રમરને પહેલાં લાગ્યું નહીં તેથી, અને વળી આ વખતે ઝુંપડી બહાર જઇને પણ કોનો આશ્રય મળનાર છે એવા વિચારથી તે ઝુંપડીનો આધાર છોડીને ઝુંપડી બહાર નીકળ્યો નહીં. કેટલીક

વાર પર્જન્યવૃષ્ટિ એકસરખી રીતે ચાલુ રહેતાં એ વોંકળામાં એટલું તો પાણી આવ્યું કે ભ્રમર અને વિમલદુર્ગા સહિત એ ઝુંપડીને તેણે પોતાનામાં ખેંચી લીધી ! ! બિચારો ભ્રમર પોતાની વ્હાલી બ્હેન સાથે અપરંપાર પાણીથી ઉછળતા એ સમુદ્ર સરખા પ્રવાહમાં તણાવા લાગ્યો. પરંતુ આ બંનેનો પ્રારબ્ધયોગ કંઈક ચમત્કારિક હોવાથી તથા ઈશ્વરના મનમાં આ ગરીબોને બચાવવાની ધારણા હોવાથી એવો ચમત્કારિક યોગ ઘડી આવ્યો કે, એક મોટા ફુલ-ઝાડની ડાળ પુષ્પગુચ્છ સાથે ભ્રમરના હાથમાં આવી ગઇ; અને શતાવળ નામની વેલની એક કુંઝ મૂળીઆં સહીત ઉખડીને તણાતી આવતી હતી, તે વિમલદુર્ગાને હાથ આવી ગઇ. ઈશ્વરકૃપાવડે એ આધારથી એ બંને બાળકો સુરક્ષિતપણે તણાતાં તણાતાં સુરસાગરના મુખ આગળ ગોઘાટ પાસે આપણા ધર્માજીરાવ દાભાડેના હાથમાં આવ્યાં.

એ બિચારાં સારાં નશીબદાર કે વિશ્વામિત્રીના પ્રવાહમાં ન સપડાતાં ન્હાના પ્રવાહમાં સપડાઇને વસ્તીવાળા ભાગમાં આવી ચઢ્યાં ! અને તેમાં પણ એક ચમત્કૃતિ એ થઈ કે ભ્રમરની કેડ બિલકુલ છુટી નહીં. જો તે છુટી ગઈ હોત તો બેની પાસેનું સર્વસ્વ જલપ્રલયમાં હોમાઈ જાત ! “ જેને ઈશ્વર જેવો સમર્થ તારનાર છે, તેને બીજો કોણ મારનાર છે ?”

પછી શી હકીકત બની તે આપણે આ પહેલાના પ્રકરણમાં હમણાં જ વાંચી ગયા છીએ, તે વાચકોના સ્મરણમાં જ હશે.

# પ્રકરણ ૫ મું.

## પ્રેમપિંજરામાં.

* " પંખી એ નાજુક દિઠાં, કરતાં મધુરા ગેલ;
" એક વૃક્ષની ડાળ પર, હસ્તાં વસ્તાં ભેળ.
" સંગે રંગે પ્રીતથી, પરસ્પરે શોભાય;
" એક બીજાને જોઇને, હૃદે જરી મલકાય.
" દિન દિન પિયુ પ્રતિ, વધતું વ્હાલિ વ્હાલ;
" અદકી વ્હાલી પિયુ ઉરે નાજુકડી તે બાલ.
" એક દિવસને સાંઝરે, મંદ મંદ લ્હેરાય;
" તેવા પવને હસિ રમે, પાસે ઉડિ કાંય."

—અંબુજ.

વડોદરા શહેરની અંદરની રચના ઘણીજ વખાણવા લાયક છે. જેમણે મુંબઈ, પૂના, કલકત્તા, દિલ્લી, જયપૂર, જેવાં શહેરો જોયાં હશે, તેમને વડોદરા કદાચ બહુ સારૂં નહીં લાગે; પરંતુ ગુજરાતના ભાગમાં આ શહેર પ્રથમ પંક્તિમાં મૂકી શકાય તેવું છે લ્હેરીપુરાને દરવાજે થઇને શહેરમાં પ્રવેશ કરતાં જાણે આપણે જયપૂરમાં જ પેઠા હોઇએ તેવો ભાસ થયા વિના રહેતો નથી. શહેરના મુખ્ય ચાર દરવાજાની અંદરની રચના બરાબર ચોપાટના જેવી છે. ચોતરફ ચોપાટના પટની પેઠે બજારો રૂપી પટની વચ્ચે માંડવી નામની ભવ્ય ચાર મજલી ઇમારત આવેલી છે. એ માંડવીના છેલ્લા માળ પર એક વાગતું મોટું ઘડીઆળ મૂકેલું છે, ને તેની ઉપર ગાયકવાડનો ભગવો વાવટો ફરકે છે. મુંબઇમાં જેમ ક્રાફર્ડ મારકીટ પર, કોટ

અને ભાયખાળામાં મોટાં મોટાં ક્રિશ્ચિયન દેવળો પર સાર્વજનિક ઉપયોગાર્થે મોટાં મોટાં વાગતાં ઘડીઆળો રાખેલાં હોય છે; તે પ્રમાણે જ માંડવી પર પણ સરકાર તરફથી એક મોટું ઘડીઆળ સાર્વજનિક ઉપયોગાર્થે મૂકવામાં આવ્યું છે. રાત્રે શહેરમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહ્યા પછી આ ઘડીઆળનો અવાજ લગભગ શહેરના ઘણાખરા ભાગમાં સંભળાય છે. માંડવી પર ચડીને શહેરની શોભા જોઇએ તો ઘણીજ સરસ દેખાય છે. શી શોભા ! ચારે બાજુના પ્રશસ્ત રસ્તા પરની મોટી મોટી હવેલીઓ, તેના પરનો વિવિધ પ્રકારનો રંગ, અને ચારે બાજુના ભવ્ય ચાર દરવાજા; રસ્તાની બન્ને બાજુએ આવેલી વેપારીઓની મોટી મોટી દુકાનો—તેમાં કેટલીક ગાંધીની—કેટલીક કાપડીઆની, કેટલીક ઝવેરીઓ અને સોના રૂપાના દાગીના વેચનારાઓની, તેમજ કંદોઇની, માળીની, સુગંધી પદાર્થો વેચનારાઓની, શરાફની; વગેરે સેંકડો દુકાનોના રમણીય દેખાવની તથા *દેવદર્શનની શોભા જોઇને નવા આવનાર પ્રવાસીનું મન આનંદમગ્ન થઇ રહે છે.

સંધ્યાસમયનો ત્યાંનો દેખાવ તો અતિશય પ્રેક્ષણીય હોય છે. ગમે તેવો દુઃખી માણસ હોય, અને તે સંધ્યા સમયે માંડવી પાસે જઇને ક્ષણભર ઊભો રહે તો તેની દિલગિરી કોણ જાણે ક્યાંય ઉડી જાય ! અસ્તમાનના સમયે સામાન્ય રીતે સામાન્ય શહેરની શોભા પણ આનંદકારક દેખાય છે જ; ત્યારે આ વડોદરા તો રાજધાનીનું શહેર, એટલે ત્યાંની શોભા વિશેષ પ્રેક્ષણીય હોય તેમાં શી નવાઇ ? હમણાં જ વર્ણવેલા ઠેકાણે, એટલે સરકારવાડાની આસ-

* વડોદરાની શોભામાં શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ બહાદુરે ઘણો સુધારો કરાવેલો છે; પરંતુ આ વર્ણન મલ્હારરાવ મહારાજના વખતનું હોવાથી મૂળ પ્રમાણે જ રાખવામાં આવેલું છે. **ભાષાંતરકર્તા.**

પાસ સાંજને સમયે ગામમાંનાં ઘણાંએક માણસો ગમે તે નિમિત્તે પણ એક વખત તો આવવાના ખરા જ; એવું આ સ્થળનું સ્થળ-મહાત્મ્ય છે! કેટલાક શ્રીમંત લોકો બગલાની પાંખ જેવા સફેદ બે ઘોડાની બગીમાં બેસીને લ્હેરીપુરા દરવાજા બહાર સ્ટેશન, કેમ્પ, ઘોડ-દોડ વગેરે તરફ ફરવા જવાના. કોઈ ગાડીમાં, કોઈ ઘોડા પર, કોઇ મ્યાનામાં અને કોઈ હાથી પર, એમ જે તે વાહનો પર બેસીને આ વખતે આ રસ્તે થઇને ફરવા નીકળવાના! તેમની સ્વારી આગળ કેટલાએક સિપાઇઓ, મશાલચી, ઘોડેસ્વાર, કાઠીવાળા, છત્રીવાળા, બાલદાર અને ચોપદાર વગેરે સેંકડો લોકો દોડતા હોય આ પ્રમાણે શ્રીમંત લોકોની સ્વારીનો ઠાઠ જોઇને જે લોકો આ વખતે અહીં નવા આવેલા બેઠા હોય—અથવા આમતેમ હરતા ફરતા હોય—તેમને અત્યંત આશ્ચર્ય અને ગમ્મત સાથે વાર્તાનો વિષય મળી આવતો. મોટા લોકોની સ્વારીઓ નીકળે, એટલે તેવાઓમાં જે ભાષણો થાય તેમાંનો એક નમુનો આપણે જોઇએ.

**પહેલો**—"આ હમણાં ગઈ એ સ્વારી કોની?"

**બીજો**—"એ તો દોસ્તમહમદ સાહેબની."

**ત્રીજો**—"નારે ના, એ ગયા એ તો નવાબ સાહેબ. એમને "તો લાખ રૂપીઆની જહાગીર છે."

**પહેલો**—"અને તેમની પછવાડે એ વડોદરશાઈ બ્રાહ્મણીઆ "પાઘડી પહેરેલી સ્વારી ઘોડા પર બેસીને ગઈ એ કોની?"

**બીજો**—"એ ખાનગી કારભારી."

**ત્રીજો**—"છે! એ ન્હોય! એ તો બાબાસાહેબ પાગેદાર!"

**પહેલો**—"હશે. પણ પેલી મરેઠીશાઇ પાઘડી ને મખમલી

“ જરી કુમજાવાળા ગૃહસ્થ લ્હેરીપુરાના દરવાજા તરફથી આવીને સર-
“ કારવાડા તરફ ગયા એ કોણ ? ”

**બીજો**—“ એ તો ખાનવીલકર ! ”

**ત્રીજો**—“ તમને આ શહેરની ખબર નથી યાર ! ”

**બીજો**—“ પણ મને કાલ ગોવિંદરાવે જ કહ્યું હતું કે, એજ
“ ખાનવીલકર. ”

**ત્રીજો**—“ પણ હરીબાદાદા હોય તો શું આપશો ? ”

**પહેલો**—“ બે તમાચા ! ”

**બીજો**—“ નહીં ભાઈ અરે એ તો નિંબાળકર ! ”

**પહેલો**—“ અરે ! પણ તમે જરા વિચાર તો કરો કે લ્હેરી-
“ પુરા પરની સલામીની બ્યુગલ ખાનવીલકર સિવાય બીજા કોઇને
“ અપાય છે ? ”

* * * *

આ પ્રમાણે અંહીં નવા અને ઇસ્કી લોકોના તડાકા ચાલી રહે છે ! રાજેશ્વરના દેવળમાં અને સરકારવાડા આગળના વિઠ્ઠલમંદીરમાં ભિક્ષુક લોકોની જંગી સભા મળીને ફુલેલા પેટ પર હાથ ફેરવતા અને છીકણીની ચપટીઓ સુંઘતા, શહેરના ઘરેઘરની વાતોના તડાકા મારતા હોય છે. તેમાં આજ કોને ઘેર શ્રાદ્ધ હતું, કોને ઘેર ગર્ભાદાન થયું, કોના ઘરમાં વાસ્તુશાંતિ થઈ, કોને ત્યાં મંત્રજપ થયો, ફલાણાને ત્યાં લાડવા કેવા થયા હતા, દક્ષણા શું મળી, ઇત્યાદિ અનેક વિષયોની કથાનાં કથાનકો વંચાતાં હોય ! અને ક્યારેક ક્યારેક તો રાજકીય અને દરબારી વાતો પણ આ મંડળમાં મોટા દમામ સાથે થતી હોય ! જ્યારે આ મંડળમાં દરબારી વાતોનો અધ્યાય દમભેર વંચાતો હોય ત્યારે જાણે કે આખા વડોદરા રાજ્યની ઉથલપાથલ કરવાનું કામ નામદાર

હિંદી સરકારે તેમને જ સુપ્રત કર્યું હોય ! "ફલાણા અમલદાર ઘણા જ ખરાબ છે; અને ફલાણાની વર્તણુંક તો જરા પણ લાયક નથી, તેવાઓને એક પળભર પણ રાજ્યમાં રાખવા નહીં જોઇએ; અને સાળો ફલાણો તો મફતનો જ સરકારનો પગાર ખાય છે," વગેરે ફેરફારી કરવાના હુકમોની નોંધ કરવા મંડી પડેલા હોય છે! તેમનું ચાલે તો તે કેટલાકને બરતરફ પણ કરી નાખે ! ! !

"વિલાયતના રૂમશામને સાતસો સ્ત્રીઓ હોઇને તે હમણાં જ "કાશીયાત્રા માટે આ તરફ આવનાર છે. તેની યોગ્ય રીતે સરભરા રાખવા માટે મુંબઇના ગવર્નર પર તાર આવેલો છે, કલકત્તાના બડા લાટ સાહેબ તરફથી ! તે મુંબઇ આવશે ત્યારે આપણા મહારાજા "સાહેબને પણ કદાચ જવાનું થશે મુંબઇ સુધી ! એટલે અનાયાસે "આપણને ટંકશાળ, રાણીનો બાગ, કોલાબાની દીવાદાંડી, અને પેલો "મોટો ટાઉનહોલ વગેરે જોવાનું મળી શકશે" વગેરે ટહાડાપોરના જેને જેમ ફાવે તેમ તડાકા મારતા હોય છે. વિઠ્ઠલમંદીરના બહારના ભાગમાં જાહેર રસ્તા પર સુગંધીવાળાઓની દુકાનો આવેલી છે; ત્યાં ચૈની અને લ્હેરી લોકો આ સમયે તરેહ તરેહના પોશાખ પહેરીને રજવાડામાં શરૂ થએલા સંધ્યાકાળના રાગમાંના નગારાના મધુરસ્વર અને આલાપ સાંભળવા જઈ પહોંચવાના ! આ સમયની અહીંની શી ખુબી ? ! સુવાસિત પુષ્પો અને ઉત્તમ પ્રકારના હીનાદિ અત્તરની સુવાસ સર્વત્ર પ્રસરી રહેતી હોવાથી વિલાસી લોકોનાં મન આ સ્થળે અત્યંત પ્રસન્ન પ્રસન્ન થઇ જતાં હતાં; કારણ તેમની ઘ્રાણેંદ્રિયની તૃપ્તિ આ સ્થળે સારી પેઠે થઈ શકતી હતી. રસ્તા પર પાણી છાંટીને શીતળતા કરેલી હોય છે, શણગારેલા હાથીઓ ઝુલતા હોય છે; અને સેંકડો ઘોડેસ્વારો હુકમ બજાવવા માટે તૈયાર ઉભા હોય છે. તેની જોડે

રાજદર્શનાર્થે મોટા મોટા ગૃહસ્થો તથા કામદાર લોકોનાં ટોળેટોળાં આવજા કરી રહ્યાં હોય છે. આ વખતે તે સ્થળનો દેખાવ કેવો થતો હશે, અને પ્રેક્ષકોને કેવા પ્રકારનો આનંદ થતો હશે, તેનો ખરેખરો ખ્યાલ જેણે તે નજરે જોયું હોય તેના તો મગજમાં ઉતરી શકે તેવું છે.

આ વખતે સુરસાગર તળાવના કાંઠા પરના એક જુના અને જીર્ણ થએલા ઘરમાં ધર્માજીરાવ દાભાડેનું કુટુંબ દુઃખમાં પણ આનંદથી વાતો કરતું બેઠું હતું. જો કે દરવાજા પર સરકારી પહેરો તો હતો જ; પરંતુ હમણાં પહેલાના કરતાં સખ્તાઇ કંઇક કમી થએલી હતી. નજરકેદ ભોગવતું આ કુટુંબ ખરેખર આપત્તિમાં હતું, તોપણ તેમાંનાં સર્વ માણસો ઘણાં જ નીતિમાન, વિચારશીલ અને સદ્‌ગુણસંપન્ન હોવાથી તેમના ઘરમાં આવે વખતે પણ મૂર્તિમાન આનંદ મ્હાલતો હતો. અને એ આનંદના પ્રભાવ વડે પોતા પરની આપત્તિનું કષ્ટ ઘણું જ ઓછું થઇ જતું હતું. આ ઘરમાં જે ચાર છોકરાંઓ હતાં, તે કેવળ બૃહસ્પતિ જેવાં બુદ્ધિમાન, મદન–રતિ જેવાં સ્વરૂપવાન, અને સર્વ સદ્‌ગુણ સંપન્ન હોવાથી તેમનો પરસ્પર ગાઢ પ્રેમ બંધાયો હતો. તે એક બીજાને જીવ પ્રાણ સમાન થઈ પડ્યાં હતાં. ધર્માજીરાવની ઉપવર કન્યા નીતિનો પ્રેમ ભ્રમર જોડે કંઇક વિલક્ષણ રીતે બંધાયો હતો. ભ્રમરનું રૂપ, તેના ગુણ, તેનો સ્વભાવ, તેની વર્તણૂક, અને તેની બોલવાચાલવાની રીતભાત; એ વગેરે નીતિને અંતઃકરણથી ગમ્યાં હતાં. તેજ પ્રમાણે ભ્રમરનો પણ નીતિપર તેવો જ ગાઢ પ્રેમ હતો. તેનું રૂપ, ગુણ અને સ્વભાવ ભ્રમરને અત્યંત પ્રિય હતાં; અને તેથી નીતિને ભ્રમર સ્વાત્મારૂપ ગણતો હતો.

જે પ્રમાણે ભ્રમર અને નીતિ પ્રેમબદ્ધ થયાં હતાં, તે જ પ્રમાણે સદ્‌ગુણરાવ અને વિમલદુર્ગા પણ મનથી એકરૂપ થઇ ગયાં

હતાં. વિમલદુર્ગા ઉમ્મરે જો કે ન્હાની હતી, તો પણ તેની બુદ્ધિ, તેના મનોભાવ, તેનું ડહાપણ અને વર્તણુંકઃ એ વગેરે એક પુખ્ત વયની સ્ત્રીના જેવાં હતાં. તેના મનમાં સ્વતઃના ભાવી સંસાર સંબંધે જ્યારે વિચારો આવતા ત્યારે તેને લાગતું કે, "મારાં લગ્ન સદ્‌ગુણ જોડે થાય તો જ ઠીક થાય." સદ્‌ગુણે તો મનમાં નિશ્ચય જ કર્યો હતો કેઃ—"ઈશ્વરકૃપાથી અમારા આ દુઃખના દિવસ રૂપી કાળી રાત્રીનો "અંત આવે, અને સુખરૂપી તેજસ્વી સૂર્યનો ઉદય થાય તો ખરેખર "હું આ વિમલદુર્ગા જોડે જ લગ્ન કરીશ. જો હું સ્ત્રી તરીકે કોઈને "સ્વીકારીશ તો આ વિમલદુર્ગાને જઃ એ સિવાય બીજી કોઈ જોડે "હું લગ્ન કરીશ જ નહીં!"

આ પ્રમાણે સદ્‌ગુણ અને વિમલદુર્ગા તથા ભ્રમર અને **નીતિ** એ બંને જોડાં અંતઃસ્થ પ્રેમબંધનથી એવાં બંધાઈ ગયાં હતાં કે, તેમને પોતાની ભવિષ્યની સ્થિતિ તથા ભાવી સુખ માટે અનેક પ્રકારના તરંગો થવા લાગ્યા હતા. આવા પ્રકારની અંતઃસ્થ પ્રેમ રૂપ સ્થિતિવડે તેમને બ્હારનાં દુઃખોની કેટલીએક વખતે બિલકુલ વિસ્મૃતિ થઇ જતી હતી. કોઈક વખતે ભ્રમર ઉદાસીનતામાં છે એવું **નીતિ**ના જોવામાં આવે તો તે હરેક પ્રયત્ને તે જ વખતે તેને મળતી, અને અતિ પ્રેમ તથા માયાથી પોતાનો સુકોમળ હાથ તેના ગળામાં નાખીને વિવિધ પ્રકારનાં મધુર ભાષણો વડે તેની ઉદાસીનતાનું કારણ પુછતી. અહાહા! આવે વખતે ભ્રમરને જે આનંદ થતો હશે તેની કિંમત કોણ આંકી શકશે? આખી દુનીઆ પરનું દ્રવ્ય પણ તેના આ સમયના આનંદની કિંમત માટે પુરૂં પડી શકે તેમ નથી. જેમ લોઢાને પારસમણીનો સ્પર્શ થતાં જ તે લોઢું મટી સોનું થઇ જાય છે; તેમ ભ્રમરના શરીરે **નીતિ**નો હાથ અડકતાં જ તેની ઉદાસીનતા કોણ

જાણે ક્યાંય નાશી જતી હતી કે, તેનો પત્તો જ મળતો નહીં. આવે વખતે તે **નીતિ**ને દૃઢપ્રેમાલિંગન દઇ—" સુંદરી ! તારા જેવી સુશીલ સ્ત્રી મારા સુખદુઃખની ભાગીઅણુ થાય તો પછી ઉદાસીનતા શાની ?" એમ કંઇ કંઇ કહી-સમજાવીને ઘરમાંના કોઇએ ન જોઈ હોય એટલામાં ઘરના કામકાજમાં જોડી દે. આ પ્રમાણે જ બીજી તરફ ત્રિમલદુર્ગાના જીવને સહેજસાજ સારૂં નરસું લાગતું હોય તો **સદ્‌ગુણ**ના જીવ ઊંચો નીચો થઈ જતો.

દુઃખના દિવસોમાં પણ એ પ્રમાણે આ ઘરમાં શુદ્ધ પ્રેમના પ્રભાવવડે વખતોવખત આનંદ ઉછાળા મારી રહેતો હતો. **ભ્રમર** અને **નીતિ** તથા **સદ્‌ગુણ** અને **વિમલદુર્ગા**ની દૃષ્ટોદૃષ્ટ મળી એટલે કોણ જાણે ક્યાંયથી એકદમ એ દુઃખી ઘરમાં આનંદ ઉતરી પડતો હતો કે, એ ચારેની આઠે આંખો આખી દુનીઆમાં આનંદ આનંદ જ જોઇ શકતી હતી. એક દિવસની રમણીય સંધ્યા સમયે આ ઘરના પછવાડેના એક ભાગમાં ધર્માજીરાવના ઘરની પ્રસ્તુતની સ્થિતિ તથા પોતાની વ્હાલી પ્રાણપ્રિયાના વિચારમાં ગમગીન થઇને સુતરની પાટી ભરેલા ખાટલા પર **ભ્રમર** પડયો છે. એટલામાં કંઈ કામ નિમિત્તે **નીતિ** ત્યાં અનાયાસે જઈ ચઢી. **ભ્રમરે** વિચારની ગમગીનીમાં **નીતિ**ને પ્રથમ તો જોઈ નહીં; પરંતુ **નીતિ** નજીક આવતાં-પગનો ઘસારો સાંભળી જાણે તે નિદ્રામાંથી જાગી ઉઠયો હોય તેમ ચકીત જેવો થઈ ગયો.

**ભ્રમરે** પોતાના મનનું દુઃખ **નીતિ**ને ન જાણવા દેવા યત્ન કર્યો; પણ **નીતિ** ચકોર હોવાથી તુરત જ તેના મનનો ભાવ સમજી ગઈ. **નીતિ**એ જરા મોં મલકાવ્યું. **નીતિ** ધારતી હતી કે **ભ્રમર** હમણાં જ હસશે; પરંતુ આજ કોણ જાણે શા કારણથી પણ **ભ્રમર**ના

મોં પર **નીતિ**ને જોતાં વિશેષ ઔદાસીન્ય પ્રસરી આવ્યું. **નીતિ** વધારે નજીક ગઇ; અને પ્રશ્ન કર્યો:—

"વ્હાલા **ભ્રમર** ! આજ કંઇ ઊંડા વિચારમાં જણાઓ છો ?"

"કંઇ નહીં." **ભ્રમરે** ટૂંકેથી પતાવવાના વિચારથી ટૂંકો જ ઉત્તર આપ્યો.

**નીતિ** તેનો એ મનોભાવ પણ સમજી ગઇ, અને પૂછ્યું:—"ના, એમ ટૂંકેથી ના પતાવો. ખરેખરૂં કહો કે શા વિચારમાં હતા ?"

**ભ્રમર**—"વ્હાલી **નીતિ** ! શું કહું ? આવામાં તે વળી બીજા "શા વિચાર આવે ? આપણી હાલની આ સ્થિતિ—અને—" **નીતિ**-ના સંબંધની પોતાના મનની વાત કહેવાથી તે શોચ કર્યા કરશે એમ ધારી વાત ફેરવી **ભ્રમર** બોલ્યો:—"મને અત્યારે એ વિચાર થઇ "આવ્યો હતો કે, આ વિપત્તિમાંથી ઇશ્વર આપણો છૂટકો ક્યારે "કરશે ?"

**નીતિ**—"મ્હારા **ભ્રમર** ! આજ તમારા મુખચંદ્ર પર હું દર-રોજના કરતાં કંઇ જુદા જ પ્રકારનો ભાવ જોઉં છું. મારા સમ છે તમે ખરેખરૂં કહો કે તમો શા વિચારમાં હતા ? મારા સંબંધનો કંઇ વિચાર તો ન્હોતો ને ?"

પોતાના મનના દુઃખની વાત **નીતિ**ને ન કહેવાનો **ભ્રમર**નો નિશ્ચય લાંબા વખત સુધી ટકી શક્યો નહીં—ટકી ન જ શકે. તે બોલ્યો:—"હા, કંઇક તે વિચારમાં પણ હતો. વ્હાલી, આજ સુધીમાં "કોઈ દીવસ નહીં, અને આજે મને મનમાં એમ જ થઇ આવ્યું "કે, આપણી આવી સ્થિતિને લીધે આપણી ભાવી—હમણાંની કાલ્પનિક "ધારણાઓ કદાચ નિષ્ફળ નીવડે; અથવા તે જલ્દી પાર ન પડે તો ?"

**નીતિ**—"એવા નિષ્પ્રયોજન વિચારમાં પડવાથી શો લાભ? "મનને દુઃખ થાય એજ કે બીજો કંઈ?"

**ભ્રમર**—"પણ આપણી ભાવી ધારણાઓ વ્હેલી સિદ્ધ ન "થાય, અથવા ધાર કે ઈશ્વિર આપણને આ સ્થિતિમાં પણ ન રહેવા "દે તો આપણા શા હાલ થાય?"

**નીતિ**—"જે ઈશ્વિરે આપણને આ યોગ મેળવી આપ્યો છે, "તે જ ઈશ્વિર આપણી ભાવી ધારણાઓ સિદ્ધ કરાવવામાં સહાય "થશે. જે કાળે જે થવા નિર્માણ થયું હોય તે કાળે તે થયા સિવાય "કદી પણ રહેતું નથી."

**ભ્રમર**—"એ બધું ખરૂં; પણ મારી ઇચ્છા એજ છે કે "ઈશ્વિર આપણને જૂદાં ન પાડે તો સારૂં."

**નીતિ**—"આપણા મનથી તો આપણે સુખ દુઃખનાં હમેશનાં "સાથી થઈ ચૂક્યાં જ છીએ! માત્ર જાહેર રીતે થવું બાકી છે, તે "થશે એટલે તમે મારા **રામ** અને હું તમારી **સીતા**! સમજ્યા "મારા **રામ**?!" આમ્રવૃક્ષને જેમ વેલી વિંટાળાઇ વળે તેમ **નીતિ** **ભ્રમર**ના ગળામાં હાથ નાખી, તેના મોં સામે જોઇ રહી.

**નીતિ**ના મોંમાંથી રામ **સીતા**નો પાઠ નીકળી **નીતિ**ના હાથ રૂપી પારસમણીનો શરીરને સ્પર્શ થતાં **ભ્રમર**ના મનનું ઔદાસીન્ય એકદમ અલોપ થઈ ગયું! તેના હૃદયમંદીરમાં કોઈ નવા જ પ્રકારનો ભાવ નાચી રહ્યો. **ભ્રમરે** "રામની વ્હાલી **સીતા**!" એટલું જ સંબોધન કરી **નીતિને** દૃઢાલિંગન દીધું, અને ગોરા ગાલ પર એક સ્નેહ ચુંબન લીધું! **નીતિ**ને આ અમૂલ્ય ભેટ પહેલ વહેલી જ મળેલી હોવાથી તેના મનમાં જે અપૂર્વ આનંદ થઈ આવ્યો તેનું વર્ણન

કરવાને અમારી કલમ અસમર્થ છે. અરે, પણ નીતિ કે જેણે તેનો સાક્ષાત્ અનુભવ કર્યો છે, તે પણ બરાબર ન લખી શકે તો પછી દૂર રહીને માત્ર ચર્મચક્ષુથી જોનાર તે કેમ કરી શકે ?

આવા સુખદાયી સંયોગો આ દુઃખી ઘરમાં થતા એ જોઇ વાંચનાર તારે વિસ્મિત થવાનું કારણ નથી. કારણ કે, '**સારી ચીજ સારાને માટે જ**' છે. સોના રૂપાની અંબાડી હાથી માટે જ હોય છે; ગધેડા માટે કદી પણ હોય જ નહીં. અથવા એક ફારસી કવિની ભાષામાં કહીએ તો:—

"તય્યબાત અઝ બહરેકે ? લિલ તય્યબીન"

એટલે;—"સુંદર ચીજો કોને સારૂ સરજાવેલી છે ? સુંદર માણસોને સારૂ." આનું કારણ જણાવતાં એ કવિ જ એક બીજી બેતમાં જણાવે છે કે:—

"તય્યાત અઝ બહરેકે ? વિલ તય્યબીન"
"ખૂબ ખૂબીરા કુનદ જઝબ અઝ યકીન."

મતલબ કે:—"સુંદર ચીજો કોને સારૂ સરજાવેલી છે ? સુંદર "માણસોને સારૂ; કારણ કે બેશક સારૂં સારાને પોતાના તરફ ખેંચે છે."

આ પ્રમાણેનો તેમનો ગુપ્ત અને ભાવી સૌખ્યપ્રદ પ્રેમભાવ તે ઘરનાં બધાં માણસોના જાણવામાં ખાનગી રીતે આવી ગયો હતો, અને તે ઉપરથી સુમતિ અને તારા તો અરસપરસ વહેવાણો થવાનો નિશ્ચય પણ કરી ચૂકી હતી. ધર્માજીરાવના કાન પર પણ આ હકીકત ગઇ હતી; અને તેમણે તે પ્રમાણે કરી આપવાને પોતાની સંપૂર્ણ રીતે અનુમતી પણ આપી હતી.

---

# પ્રકરણ ૬ ઠું.

## અસલ મોગલાઇ!

" અંધેર નગરી બેબંદ રાજા
" ટકે શેર ભાજી ટકે શેર ખાજા."

પાછલા પ્રકરણમાં જોઇ ગયા પ્રમાણે ધર્માજીરાવના ઘરના એક ભાગમાં ભ્રમર અને નીતિનો સુખદાયી મેળાપ ચાલે છે; એટલામાં વડોદરાશાઇ બ્રાહ્મણીયા પાઘડી પહેરેલો એક ગૃહસ્થ દરવાજા આગળ આવીને એકદમ ઘરમાં પેઠો. તેને જોઇને સ્ત્રીઓ દિવાનખાનામાંથી ઉઠી વચલા ખંડમાં ચાલી ગઇ; અને ધર્માજીરાવ, સદ્‌ગુણરાવ તથા વૃદ્ધ મામાસાહેબ એટલા જણ ત્યાં બેઠા રહ્યા. આવેલા ગૃહસ્થે નમીને ધર્માજીરાવને નમન કર્યા; એટલે તેને ધર્માજીરાવે " આવો આવો " કહીને પોતાની જોડે તકીએ બેસવા જગો આપી. તે બેઠા એટલે ધર્માજીરાવે તેને તમે કોણ, ક્યાંથી આવ્યા, અને શી આજ્ઞા છે, એ વગેરે પૂછ્યું. એટલામાં ભ્રમર પછવાડેના ભાગમાંથી ત્યાં આવી બધાની જોડે બેઠો. તે આવેલો ગૃહસ્થ કે જેને આપણે હવે ' કામદાર ' ઉપનામથી ઓળખીશું તેણે પોતાને આવવાનું કારણ વગેરે જણાવતાં કહ્યું:–
" આશરે ચાર પાંચ મહીના પૂર્વે તમારે ત્યાં કોઇ બે બાળકો
" તણાતાં આવેલાં છે, તે સંબંધે તમોએ આજ સુધી સરકારમાં
" બિલકુલ જાહેર નહીં કરતાં તેમને તમારા ઘરમાં રાખ્યાં છે તે
" બદલ તમે સરકારના ગુન્હેગાર છો, અને તેટલા માટે તમને કેદ

" કરીને લઇ જવા માટે હું સરકાર તરફથી આવ્યો છું. તમને તથા
" તમારા' ઘરનાં બધાં માણસોને કેદ કરીને લઇ જવાનો મને હુકમ છે!"

આ સાંભળીને ધર્માજીરાવના હૃદયમાં મોટો ધ્રાસ્કો પડયો, અને સ્ત્રીઓ તો થર થર કંપવા લાગી. ધર્માજીરાવ આવી સ્થિતિમાં કંઇ પણ બોલી શક્યા નહીં, ત્યારે ભ્રમર આગળ આવી તે આવેલા કામદાર સામે જોઇને બોલ્યોઃ—

" રાવ સાહેબ, પાણીમાં વહેતો આવેલો તે હું જ, અને મારી
" બીજી એક બહેન છે મારાથી ન્હાની! અમે મૃત્યુના મુખે સપડાયાં
" હતાં એવામાં આ મહા પુરૂષે સાહસ કરીને અમને પ્રાણદાન આપ્યાં,
" તથા અમો નિરાધારને આશ્રય આપી આજ સુધી અમારૂં સંરક્ષણ
" કર્યું. એ બદલ તો આ મહા પુરૂષને સરકારમાંથી સારૂં ઇનામ—
" અથવા અમસ્તી શાબાસી તો મળવી જોઇતી હતી. તે તો દૂર
" રહ્યું, પણ તેના બદલામાં તમે આ ઉલટ પરિણામ લઇને આવ્યા
" છો એ શું? આ તો મોટી નવાઈની વાત છે! કોઇ અનાથને
" કોઇક મહા સંકટમાંથી બચાવી આશ્રય આપે, અથવા સંરક્ષણ કરે
" તો તે તેણે અન્યાયનું કામ કર્યું એવું તમારા ચાલુ કાયદાઓમાં
" છે શું? ધર્માજીરાવે સરકારનો એવો કયો અપરાધ કર્યો છે તે તમો
" પ્રથમ અહીં જણાવો એટલે અમો તમારો હુકમ માન્ય કરીએ!"

કામદાર—" શો ગુન્હો કર્યો છે તે અમે શું જાણીએ?"

ભ્રમર—" જ્યારે તમે જાણતા નથી ત્યારે અહીં આવ્યા
" શા માટે?"

કામદાર—" અમે ફક્ત ચિઠ્ઠીના ચાકર! અમે તો ફક્ત પકડીને
" લઈ જવા માટે આવ્યા છીએ."

ભ્રમર—" કોને પકડીને લઈ જવા માટે?"

કામદાર—"ઘરનાં માણસો સાથે ધર્માજીરાવને !"

ભ્રમર—"ઠીક; પણ તમે હુકમ છે એમ કહો છો, તે કોનો "છે? મલ્હારરાવ મહારાજનો? દિવાન સાહેબનો? અથવા બીજા "કોઇ અમલદારનો છે? અને તે હુકમ બતાવો."

કામદાર—"જી, તમે એકદમ મહારાજાનું નામ ન દો; "પરંતુ એ હુકમ પરંપરાએ તેમનો જ છે, એમ તમારે માનવું "જોઇએ."

ભ્રમર—"ઠીક છે, ફીકર નહીં; ગમે તેનો છો રહ્યો; પરંતુ "તે લેખી છે ખરો ને? લાવો બતાવો અમને!"

કામદાર—"ના, હુકમ લેખી નથી!"

ભ્રમર—"ત્યારે તમારી જોડે કોઇ આવશે પણ નહીં!"

કામદાર—"અમે લઇ ગયા સિવાય રહેનાર નથી."

ભ્રમરને ગુસ્સો ચઢયો; પાસે ધર્માજીરાવની તલવાર પડી હતી તે હાથમાં લઇને બોલ્યો:—"એમ છે ત્યારે લઇ જાઓ જોઇએ કેમ "લઇ જાઓ છો તે! આવો આમ સમોર!! તમે અહીં અસલ "મોગલાઈજ ચલાવવા ધારો છો કે શું?"

સદ્ગુણ—"રાવસાહેબ, રીતસર વર્તવું એ યોગ્ય કહેવાય. "ગમે તો લેખી હુકમ લાવો, અથવા તો જે રસ્તે આવ્યા તે "રસ્તે થઇને મુંગે મોઢે ચાલતા થાઓ. નહીં તો પછી અહીં "લોહી રેડાશે."

ધર્માજીરાવ—"જુઓ રાવસાહેબ, અમે તમારી જોડે આવવાને "કંઈ ના પાડતા નથી; પરંતુ હુકમ લેખી જોઈએ. આવાં કાર્યો મોઢે થતાં કદી સાંભળ્યાં છે?"

કામદાર—મનમાં જરા ડર ખાઈ ગયો, અને બોલ્યો:—"હુકમ "છે તો ખરો; પરંતુ તે મોઢાનો છે, લેખી નથી."

**ભ્રમર**—"મોઢાનો હુકમ પણ કોનો છે, એ તો અમારે "જાણવું જોઇએને ?"

**કામદાર**—મનમાં 'બહુ ગરબડ કરવાનો વખત નથી' એમ સમજીને જરા છાતીમાં દમ રાખી, ધીમેથી બોલ્યો:—"જુઓ, હુકમ "+ + + નો છે. માટે જ કહું છું કે, તમે એકલા જ આવીને તેમને "કહેશો તો પતી જશે. મારી જોડે અત્યારે જ બધાં ચાલો એમ કંઇ "હું કહેતો નથી."

**ભ્રમર**—"જો તેમ હોય તો હું એકલો તમારી જોડે આવ-"વાને તૈયાર છું; ધર્માજીરાવ આવશે નહીં."

**સદ્દગુણ**—"પણ ભ્રમરે ત્યાં આવીને શું કહેવું ?"

**કામદાર**—"કહેવાનું એટલુંજ કે 'પાણીમાં વહેતો આવેલો "તે હું જ. મારૂં નામ તથા ગામ અમુક અમુક છે. ધર્માજીરાવે "અમને પ્રાણદાન આપ્યું છે, તે બદલ તેમનો ઉપકાર માનીને, "તથા અમારાપર તેમની અતિશય માયા બંધાઇ છે તેથી અમે તેમની "પાસે અમારી ઇચ્છાથી રહ્યાં છીએ.' આટલું કહેશે એટલે બસ !"

**ભ્રમર**—"ઠીક છે, એ પ્રમાણે હું તેમની રૂબરૂ કહેવા માટે "કહો તો હમણાં જ તમારી જોડે આવું."

**સદ્દગુણ**—"હું પણ તમારી જોડે આવીશ."

**ભ્રમર**—"બહુ સારૂં. હું પણ સદ્દગુણની સોબત છોડીને એક "પણ પગલું ભરવા ઇચ્છતો નથી."

આ નિશ્ચય થતો સાંભળીને વિમલદુર્ગા અંદરથી બોલી:—"પણ ભાઈ! તું મને એકલી મૂકીને જઈશ નહીં; હું પણ આવીશ "તારી જોડે."

**ધર્માજીરાવ**—"પણ તમે જાઓ તેના કરતાં હું જ જઇને કહી "આવું એ મને ઠીક લાગે છે."

**ભ્રમર**—"ના મામા; તમે ઘેર જ રહો ઘર સંભાળવા માટે.
"એ કામ તમારાથી પાર પડી શકશે નહીં. વળી આ કેસ મારા જ
"સંબંધનો છે એટલે તેને માટે હું પોતે જ જઈ આવું એ સારૂં."

**સદ્દગુણ**—"પણ હું જોડે આવું તો ખોટું શું?"

**ભ્રમર**—"મારા તરફથી ના નથી."

**વિમલદુર્ગા**—"પણ ભાઇ, તું મને છોડીને જાઇશ નહીં, હું
"તારા વિના એકલી અહીં કેમ રહું?"

**ભ્રમર**—"ગાંડી ! તું બીએ છે શા માટે? તને સંભાળવા
"માટે બા (તારા) છે; માશી (સુમતી) છે; અને મામા (ધર્મા-
"જીરાવ) છે. આટલાં માણસો તારા માટે પ્રાણાર્પણ કરનારા હોઇને
"તું રડે છે શા માટે?" વગેરે કહીને **ભ્રમરે** વિમલદુર્ગાની સમજુત કરી.

"બેટા ! આવ, મારી પાસે બેસ. આપણે સ્ત્રીઓમાં બેસીએ.
"પુરૂષો જોડે શા માટે જવું જોઇએ?" વગેરે તારાબાઇએ વિમલ-
દુર્ગાની સમજુતુ કરતાં કહીને, તેને છાતી સરસી ચાંપી.

*   *   *   *

પછી **ભ્રમર** પોતાની મા, માશી, અને મામા વગેરેને નમસ્કાર કરીને અને **સદ્દગુણે** પણ તેમજ કરીને તેઓ ઘરબહાર નીકળ્યા. બન્નેએ ભભકાબંધ પોશાખ પહેર્યો હતો. સદ્દગુણરાવે ગોળી બહાર-ની સામગ્રી સાથે પોતાની નાની પિસ્તોલ, તથા એક નાનો તમંચો જોડે લીધો હતો; અને **ભ્રમરે** ધર્માજીરાવની તરવાર લીધી હતી. આ તરવાર બહુજ ઉંચા પ્રકારની હતી. તે વખતની ગાયકવાડી પ્રજામાં આવી ઉત્તમ પ્રતિની તરવાર કોઇક સ્થળે જવલ્લે જ મળી શકત, એમ કહેવામાં જરા પણ હરકત નથી. ધર્માજીરાવ પાસે તેના જૂના ઐશ્વર્યમાંનું જો કાંઇ પણ રહ્યું હોય તો આ જૂની તરવાર જ માત્ર

હતી. જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે તેમણે સોના રૂપાના દર-દાગીના શાહુકારને ત્યાં મૂકી ચલાવ્યું; પરંતુ આ તરવાર આજસુધી સંભાળીને રાખી હતી. ભ્રમર, સદ્‌ગુણ અને આવેલો ગૃહસ્થ ધર્મજીરાવના ઘરમાંથી ચાલતા થયા, ત્યારે આશરે અર્ધરાત્રનો વખત થવા આવ્યો હતો. ધર્માજીરાવના વૃદ્ધ મામા અત્યારસુધી કાંઈ બોલ્યા નહોતા; તેઓ ઘરમાંથી નીકળવા તૈયાર થયા એટલે તે બોલ્યાઃ—

"અહો કામદાર, તમારા દરબારમાં અત્યારે કામકાજ ચાલતું "હોય છે કે શું ? મને તો લાગે છે કે આવી રીત તો ક્યાંઇ પણ "હોતી નથી. માટે અમારા આ છોકરાઓને સવારે તેડી જાઓ તો સારૂં. અત્યારે રહેવા દો."

કામદારે ઉત્તર આપ્યો:—"આ પ્રકરણને કાયદા પ્રમાણે એટલું "બધું લાંબું કરવાની જરૂર નથી. રાતમાંને રાતમાં અંદર અંદર સમજી "લેવું એ વધારે ઠીક એમ અમારા સાહેબના મનમાં છે. એ સારૂં "કે ખોટું ?"

આ ઉત્તર સાંભળી મામાસાહેબ કંઇ બોલ્યા નહીં, અને ભ્રમર, સદ્‌ગુણ તથા કામદાર ચાલતા થયા.

રાતના બાર વાગ્યા પછી શહેરના મુખ્ય મુખ્ય દરવાજા બંધ કરવામાં આવતા હોવાથી, આવજા કરનારા માણસોને પરવાનગી સિવાય શહેરમાં ફરવા દેવાની સખ્ત મનાઇ હતી. એટલે ભ્રમર વગેરે ગલીકુંચીને રસ્તે થઇને જતાં એક ખડકી પાસે જઈ પહોંચ્યા. જો કે આ 'ખડકી' હતી તોપણ તેમાંથી એક હાથી સહેજ રીતે પસાર થઇ શકે તેવડી તે નાની હતી ! ! આ ઠેકાણે આ ત્રણ જણા આવી પહોંચતાં જોડેના કામદારે ત્યાં કંઇ ઇસારો કર્યો એટલે અંદરના માણસે તરત જ ખડકી ઉઘાડી—એટલે કે આ ખડકીમાં એક નાની

બારી હતી તે ઉઘાડી. એ બારીમાંથી આ ત્રણે જણા અંદર ગયા. અંદર પ્રવેશ કરતાં પ્રથમ એક પોલીસ સિપાઈની નાની ગેટ આવી ત્યાં જરાવાર ઉભા રહીને તે કામદાર સાહેબ ચલમનો અચ્છી રીતે દમ મારી આગળ ચાલ્યા. પછી ત્યાંથી ઘણેક સુધી આગળ ચાલ્યા પછી તેઓ એક બંગલા આગળ જઇ પહોંચ્યા. શિયાળાની ઋતુ હોવાથી ટાંઢ સારી પેઠે પડી હતી; તેમજ ચંદ્ર મધ્યાકાશે આવેલો હોવાથી ચાંદની પણ સરસ ખીલી નીકળી હતી. માત્ર કુતરાની ઓરડા-ઓરડ સિવાય સર્વત્ર શાંતતા જણાતી હતી. આવે વખતે આ ત્રણે જણા બંગલાના દરવાજા આગળ આવી પહોંચ્યા, એટલે એ કામદારે ચપટી વગાડતાં જ દરવાજો અંદરથી ઉઘાડવામાં આવ્યો. ત્રણે જણા બંગલામાં દાખલ થયા; અને એક દિવાનખાનામાં ભ્રમર તથા સદ્‌ગુણને બેસાડીને એ કામદાર અંદરના બીજા ઓરડામાં ગયો. થોડોએક વખત ગયા પછી તે પાછો આવ્યો; અને તેની જોડે જ શાલ ઓઢેલો એક પુરુષ પણ બહાર આવ્યો. તેના માથાપર દિલ્લીની ભરજરી ટોપી હતી, અને આંખે ચશ્મા ચઢાવેલા હોઇને બાકીનું આખું અંગ શાલ વડે ઢાંકી દીધેલું હતું તેથી તેના શરીરનો બીજો ભાગ જોઈ શકાય તેમ નહોતું. તોપણ તે આ બંગલાનો માલીક હોવો જોઇએ એમ ભ્રમર અને સદ્‌ગુણે તુરત જ જાણી લીધું.

એ ઘરનો માલીક ઉપર પ્રમાણેના દમામ સાથે દિવાનખાનામાં આવતાં ભ્રમર અને સદ્‌ગુણે તેમને નમીને નમસ્કાર કર્યા, ત્યારે તે ગૃહસ્થે અમસ્તો ઉંચો હાથ કરવાની પણ તસ્દી લીધી નહીં; તે તો ડોલતા ડોલતા આવીને તકીઆને ટેકીને એક ગાદી પર પડયા.

ભ્રમર તરફ જોઇને તે ગૃહસ્થે પ્રશ્ન કર્યો:—“ જલપ્રવાહમાં “ ધર્માજીરાવ દાભાડેને ત્યાં તણાતા આવેલા તે ઇસમ તમે જ કે ?”

ભ્રમરે નમીને ઉત્તર આપ્યો:—"હા જી, હું જ એ હતભાગ્ય "મનુષ્ય ! અને આ મારી જોડે ધર્માજીરાવનો પુત્ર સદ્દગુણરાવ "આપની મુલાકાત માટે આવેલ છે."

ગૃહસ્થ—"હં હં ! મારી પાસે સદ્દગુણનું નામ કહાડશો "નહીં. તેનું તથા તેના બાપનું નામ પણ આ રાજ્યમાં નહીં જોઇએ, "એવો અમારો અભિપ્રાય છે. તે પૈકી સદ્દગુણને તો અમે ઘણે "અંશે અમારી હદમાંથી હાંકી કહાડયા જેવું જ છે. ફક્ત ધર્મનો "હજુ સંપૂર્ણ રીતે નાશ થયો નથી; પરંતુ અમે તે સંબંધના "સખ્ત વિચારમાં જ છીએ."

ભ્રમર—"આપ આપની મરજી પ્રમાણે કરવાને સમર્થ છો; "પરંતુ આટલી મોડી રાત્રે અમને બોલાવીને આપ નામદારને ખાસ "તસ્દી લેવાનું શું કારણ હશે તે જાણવાની અત્યંત ઉત્કંઠા છે."

ગૃહસ્થ—"અહોહો ! તેમાં શું ? તસ્દી લેવી એ તો અમારૂં "કામ જ છે. કારણ, મહારાજા સાહેબ માટે અમે અમારાં તન, મન "અને ધન અર્પણ કરી દીધેલાં જ છે."

સદ્દગુણ—"બરાબર છે. સ્વામીભક્તિનું એજ મુખ્ય લક્ષણ છે."

ગૃહસ્થ—"લગ્ન કરવા યોગ્ય-ઉપવર થયેલી તમારે એક બહેન "છે કે સદ્દગુણરાવ ?"

સદ્દગુણ—"હા જી; તે હજુ કુમારિકા છે."

ગૃહસ્થ—"અને એટલા માટેજ હું કહું છું કે, તમારા અને "તેના ભાગ્યનો ઉદય કરી લ્યો. હું આ જે કહું છું તે તમારા "કલ્યાણનું જ છે."

સદ્દગુણ—"શોક્ય પર જઇ પડવું, અથવા વૃદ્ધ પતિની કોટે "વળગવું એ ખુદ મારી બહેનને ન ગમે એ તો દેખીતું જ છે; અને "ઘરમાંનાં વડીલ માણસોનો અભિપ્રાય પણ તેવો જ છે."

**ગૃહસ્થ**—" પણ કોટયાવધી દોલત અને રાજ્યૈશ્વર્ય મળશે તે ?"

**ભ્રમર**—" તેનું લક્ષ સંપત્તિ તરફ બિલકુલ છે નહીં મહારાજ !"

**ગૃહસ્થ**—( ગુસ્સે થઇને ) " તમારા જેવા તરૂણ છોકરા તરફ " તેનું લક્ષ હશે, કેમ ?"

**ભ્રમર**—" આપના આ બોલવાનો ભાવાર્થ હું સમજી શકતો " નથી; પરંતુ પ્રીતિની વાત તો કંઇ ઓર જ હોય છે, એટલું તો ખરૂં જ !"

**ગૃહસ્થ**—" પણ તમારી એક બ્હેન તમારી જોડે પાણીમાં " તણાતી આવી છે ને ?"

**ભ્રમર**—" છે ખરી, પણ તે પોતાનો પ્રાણ શરીર સાથે " પોતાને પ્રાણદાન દેનાર ગૃહસ્થને બદલા તરીકે આપી ચૂકી છે. " એટલે તેને જે ગૃહસ્થે પાણીમાંથી બ્હાર ક્હાડી બચાવી, તેના " દીકરાની પત્ની તે પોતાના મનોભાવથી થઈ ચૂકી છે."

**ગૃહસ્થ**—" એટલે કે એ આ સદ્ગુણની સ્ત્રી થઇ ચૂકી છે " એજ તમારા બોલવાનો ભાવાર્થ છે ને ?"

**સદ્ગુણ**—" હા જી, તે જ અર્થ. આપ જેવા સુજ્ઞને વધારે ફોડ " કરી સમજાવવાની જરૂર થોડી જ હોય છે !"

**ગૃહસ્થ**—" અને એક યુવાન વિધવા તમારા ઘરમાં છે ને ?"

**સદ્ગુણ**—" હા જી, છે."

**ગૃહસ્થ**—" ત્યારે તેના ભાગ્યનો ઉદય તો તમારા ડહાપણથી " તમે કરી લો !"

**સદ્ગુણ**—" પણ અમારા જેવી અસલ મરાઠી જ્ઞાતિમાં બ્રાહ્મ- " ણોની પેઠે જ પુનર્વિવાહ થઇ શકતા નથી, એ આપ જાણતા જ " હશો. તેને માટે શો ઉપાય ?"

ગૃહસ્થ—" ખુલ્લી રીતે તેમ થઇ શકતું ન હોય તો ખાનગી
" રીતે કોઇના ઘરમાં બેસવાને શી હરકત છે ? હું તેને બે હજાર
" રૂપીઆનો દરમાયો બંધાવી આપું છું ! ઉપરાંત પાંચ લાખના
" દાગીના, અને તમારા જેવા તેના સંબંધીઓને આસામીઓ બાંધી
" આપે તે જુદી ! "

સદ્ગુણ—" આ કામમાં તેની પોતાની સલાહ લેવી જોઇએ.
" તે સિવાય પરબારો કંઇ પણ ઉત્તર અમારાથી આપી શકાય નહીં.
" કેમકે એ તો સૌ સૌની પોતાની ખુશી ઉપર આધાર રાખે છે. "

ગૃહસ્થ—" તમે એક વખત માત્ર એક પળવાર મારી જોડે
" એકાંતમાં તેનો મેળાપ કરાવો, એટલે હું તે જ વખતે તેની પાસે
" કબુલ કરાવી દઇશ ! "

સદ્ગુણનો સ્વભાવ તો શાંત હતો; પરંતુ ઉપરનું બોલવું સાંભળી
અમરને ગુસ્સો બહુ જ ચડી આવ્યો. તેની આંખો લાલચોળ થઇ
ગઇ. તે બોલ્યો:—" મહારાજ ! તમે જે વાત કરો તે મોં સંભાળીને
" કરો; નહીં તો તમને ભારે થઇ પડશે ! ! એ વિધવા બાઇ પ્રત્યક્ષ
" મારી માતુશ્રી છે સમજ્યા ? મારા જેવો પુત્ર અને વિમલદુર્ગા
" જેવી કન્યા છતાં તેને તમે કોઇના ઘરમાં બેસવાનું કહો છો ?
" આવી વાત મોંમાંથી તમે કહાડો એ શું તમને યોગ્ય લાગે છે ? "

સદ્ગુણ—" ખરેખર, આ તમારૂં બોલવું મર્યાદા બહારનું છે
" મહારાજ. આમ બોલવાથી અનર્થ થતાં વાર નહીં લાગે ! "

ગૃહસ્થ—" મોં સંભાળીને બોલો છોકરાઓ ! નહીં તો હમ-
" ણાંજ તમને સારી પેઠે મેથીપાક ખવડાવીશ. સમજ્યા ? કોણ છે
" રે બહાર ? વિસાજીપંત ! આ લુચ્ચાઓને બહાર લઇ જઇને સારી
" પેઠે સમજાવી લાવ ! "

ધણીનો હુકમ થતાં જ વિસાજીપંત પાસે આવીને સદ્દગુણની ભુજા ઝાલી ખેંચવા લાગ્યો. એટલામાં ભ્રમરે એ ઘરના માલીકના શ્રીમુખપર એવી એક જોરથી ખેંચી ક્હાડી કે, તેનો ગાલ જાણે અને ભ્રમરનો હાથ જાણે!! લપડાક લાગતાં તેને તમ્મર જ આવી ગઈ. "દોડોરે દોડો! મરી ગયો! મરી ગયો!!" એવી એકસરખી તેણે બૂમો પાડવા માંડી, એ સાંભળતાં જ વિસાજીપંત સદ્દગુણનો હાથ છોડીને દોડતો દોડતો તેના ધણી પાસે જઇને તેને પંપાળવા લાગ્યો. એટલામાં દરવાજા બહારથી પાંચ દસ સિપાઇઓ આવીને વિસાજીપંતને મદદ કરવા લાગ્યા. ત્યારે વિસાજીપંતે તેમને કહ્યું કેઃ—'તમે પ્રથમ આ બે છોકરાઓને પકડી રાખો. નહીં તો તે નાશી જશે'! આ સાંભળતાં જ સિપાઇઓ ભ્રમર અને સદ્દગુણપર દોડતા છૂટયા. એટલે સારી પેઠે બાઝંબાઝા થઈ; અને મારામારી પણ થઇ. ભ્રમરે માનાશાઇ તરવાર ક્હાડીને ટપોટપ કાપી નાખવાનો વિચાર કર્યો: પરંતુ સદ્દગુણે તેને તેમ કરવા દીધું નહીં. તોપણ ચારપાંચ જણાને તો તરવારની પ્રસાદી મળ્યા સિવાય ન રહી! આ તરફ સદ્દગુણે પોતાની પિસ્તોલનો ખાલી બહાર પિસ્તોલનું મોં ભીંત તરફ રાખીને કર્યો, પરંતુ એથી મફતનો પગાર ઓહીયા કરનાર સિપાઇઓ ડરી જઇને જીવ બચાવવા માટે ચારેકોર ન્હાસી ગયા. આટલામાં પોલીસનો કોઇ અમલદાર કેટલાએક સિપાઇઓની ટુકડી સાથે રોન ફરવા જતો હતો, તે આ બંગલામાંની ગરબડ સાંભળીને અંદર આવ્યો. ઘરધણીની તથા વિસાજીપંતની જીભ જો કે હજુ ઉપડતી નહોતી (બોબડી વળી ગઇ હતી તેથી) તો પણ એ આવેલા અમલદારને અથઇતિ કહીને સર્વ અપરાધ આ બન્ને છોકરાઓનો છે એમ કહી, સદ્દગુણ અને ભ્રમરને બતાવ્યા. પોલીસ અમલદાર ઘરના માલીક-

ને સારી પેઠે ઓળખતો જ હતો, એટલે તેના હુકમનો અનાદર તેનાથી કેમ થઈ જ શકે ? તેણે તુરત જ બે છોકરાઓ પર ચડાઇ કરી. પોલીસનો અમલદાર પોતાના પર ચડી આવે છે, એ જાણી ભ્રમરે હાથમાં તરવાર લઇને તે અમલદાર તરફ ટીકીને જોઇને કહ્યું;—"તમારે "જે કંઇ કહેવાનું હોય, અથવા પૂછવાનું હોય તે દૂર રહીને જ કહો, "અથવા પૂછો. અથવા જ્યાં લઇ જવા હોય ત્યાં લઇ ચાલો, અમે "આવવાને તૈયાર છીએ. પરંતુ પાસે આવશો અથવા અમારા શરીર-"ને હાથ અડકાડશો તો ઠીક નહીં થાય. અમે તમારામાંના પાંચ "દસ જણાનાં માથાં સકૃત્દર્શને ઉરાડયા સિવાય તમારે કબજે બલા-ત્કારથી થઇશું નહીં !"

પોલીસ અમલદાર જરા નબળા મનનો જ હતો. તે ભ્રમરના આ બોલો સાંભળીને, તથા તેની તપી ગયેલી મુખકાંતિ જોઇને મનમાં ડરી ગયો. વધારે હુજતાઈ કરવાથી વાત વધી પડશે એમ ધારી તેણે એવો પોઇંટ શોધી કહાડયો કે, સવાર થતાં સુધી તમારે આ ઘરમાં જ કેદમાં રહેવું. સવાર થયે યોગ્ય અધિકારી પાસે તમને લઇ જઇને તમારી ચોકશી કરવામાં આવશે. ભ્રમર અને સદ્‌ગુણે તે અમલદારનું આ કહેવું કબૂલ કર્યું, એટલે તે ઘરમાંની એક ઓરડીમાં એ બન્નેને પૂરી, બંદોબસ્ત માટે બે સિપાઇઓને ત્યાં રાખીને તે અમલદાર ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૭ મું.

### ખંડોબાની સ્વારી અને પ્રપંચનો પેચ.

" વસ્યાં છે સંસારે, ક્રૂર હૃદય હા ! માનવતણાં,
" કરે જૂઠી માયા, નિજ હિતક પ્રાપંચિક ઘણાં;
" દીઠા દ્વેષી ગર્વી, મન વિષયમાં નિત્ય રમતું,
" કરે દુ:ખી જીવો, નિજ કૃતિ કરી જેમ રૂચતું."

—આપ્ત.

ગાયકવાડના વંશમાં ખંડેરાવ કુળદેવ હોવાથી, માગશર માસમાં ચંપાષષ્ટીને દિવસે તેમને ત્યાં દરવર્ષે મોટો ઉત્સવ થાય છે. આ સાલે તે ઉત્સવ મોટી ધામધુમ અને ઠાઠમાઠથી કરવામાં આવ્યો હતો. શ્રીમંત મલ્હારરાવ મહારાજનામાં જે કાંઇ સારા ગુણો હતા તેમાં ઔદાર્યનો એક ગુણ મહા વિલક્ષણ પ્રકારનો હતો. તેમને રાજ્યાધિકાર મળ્યા પછીના ત્રણ ચાર વર્ષમાં જ તેમના હાથથી જેટલાં ઔદાર્યનાં કાર્યો થયાં, તેટલાં એ કુળમાંના બીજા કોઇપણ પુરૂષના હાથથી થયાં સાંભળ્યાં નહોતાં. માત્ર આ ગુણનો ઉપયોગ યોગ્ય સ્થળે, યોગ્ય સમયે અને યોગ્ય પાત્રે થએલો હોય એવા દાખલાઓ બહુ જ થોડા મળી આવશે. આ સબબથી ઔદાર્યથી જે લાભ થવો જોઇએ તે તેમને થઈ શક્યો નહીં. તથા તેથી જે સુકીર્તિની પ્રાપ્તિ મનુષ્યોને થાય છે તે તેમને પ્રાપ્ત થઈ શકી નહીં: પણ ઉલટી અપકીર્તિ જ છેડામાં પડી ! આમ થવામાં મુખ્ય કારણ એટલુંજ હતું કે, જેમના પર તેમનો ખાનગી દૃષ્ટિથી વિશ્વાસ હતો, તે માણસો ઘણે અંશે તદન હલકા દરજ્જાના, દુર્ગુણી, મૂર્ખ, કામકાજમાં બીનવાકેફગાર,

જ-મદરિદ્રી અને નીતિભ્રષ્ટ હતા. તેમની સોબતથી—તેમના પ્રતાપથી—સત્કૃત્યોમાં પણ મહારાજા મલ્હારરાવને ખોળે અપયશ જ પડતો. ખાનગી સલાહકાર મંડળીમાંનાં બધાં માણસો એવાં હતાં, એમ કહેવાનો આશય નથી. કારણ તેમાં પણ કેટલાએક સમજુ, મુત્સદી, પાપથી ડરનારા, અને સદાચારસંપન્ન માણસો હતાં; પરંતુ તેમનું તે વખતમાં કંઈ ચાલતું નહોતું; કેમકે પેલાઓના મૂળ સારી પેઠે ઉંડાં જામી ગયાં હતાં; અને પ્રમાણમાં તેવાઓનું જોર પણ વધારે હતું. હશે. આપણે તેની જોડે આ સ્થળે કંઇ બહુ—ખાસ—સંબંધ નથી. આ સ્થળે આટલું જણાવવાનો આશય માત્ર એટલો જ કે, મહારાજા મલ્હારરાવ ભલા, ઉદાર દિલના, અને તેમાં તેમણે જે માણસોને વિશ્વાસપાત્ર ઠરાવ્યા હતા તે સ્વકાર્યસાધુ ! પછી કહેવાનું જ શું ?

ચંપાષષ્ઠીના ઉત્સવને લીધે રાજમહેલના દેવઘરમાં નવરાત્ર બેઠાં. તે જ પ્રમાણે ગામ બહાર ખંડોબાની ટેકરીપર દેવાલયમાં પણ ઉત્સવ શરૂ થયો. દરરોજ બ્રહ્મભોજન અને બીજાં દાનધર્મ શરૂ થયાં. આ સાલ દરસાલના દાખલા કરતાં ખર્ચની યોજનામાં ઘણો જ વધારો કરવામાં આવ્યો હતો. ચંપાષષ્ઠીને દિવસે સરકારસ્વારી ખંડેરાવના દર્શન માટે મોટા ઠાઠમાઠ સાથે નીકળી. વડોદરામાં દરવર્ષે બે ત્રણ સ્વારીઓ મોટા ઠાઠમાઠ સાથે ચડવાનો પરાપૂર્વથી દાખલો જ છે; પરંતુ આ સાલ દરસાલ કરતાં આ સ્વારી અત્યંત ભપકાભેર નીકળી હતી. સ્વારી ગેંડી દરવાજે થઇને જવાની હતી, તેથી માંડવી પાસેથી તે ઠેઠ ખંડેરાવના દેવાલય સુધી માણસોની ઠઠ જામી ગઇ હતી. “દેવ જોવો અથવા રાજા જોવો” એવી જે આપણામાં કહેવત છે તે યથાર્થ જ છે. હાલ પૂના અને સતારાનું ઐશ્વર્ય નષ્ટ થવાથી, આ દેશમાં સ્વદેશી ઐશ્વર્યની સ્વારી જોવી હોય તો વડોદરા સિવાય બીજું સ્થળ રહ્યું

નથી. તેમાં પણ ગાયકવાડની દોલત એટલે કંઇ જેવી તેવી વાત ન કહેવાય ! ગરીબોને મન તો ગાયકવાડની સંપત્તિ એટલે જાણે સાક્ષાત્ કુબેરની જ સંપત્તિ ! કારણ જેમને ત્યાં સોના રૂપાનો તો હીસાબજ નથી, અને હીરા, માણેક, મોતી વગેરે તો હાથી અને ઘોડાઓ પર પાથરેલાં હોય છે; તો પછી તેની સંપત્તિનું વર્ણન શું કરી શકાય ? સ્વારીના હાથીની ભરજરી ઝુલો પર હીરા જડેલા હતા; અને સોનાનો સાકળદંડ તેની સુંઢમાં શોભી રહ્યો હતો. કેટલાએક હાથીઓ પર ચાંદીના હોદ્દા અને સોનાની અંબાડીઓ હતી. સ્વારી આગળ કોટવાલી સાલંકૃત ઘોડાઓ નાચતા કૂદતા ચાલતા હતા. તે એક કરતાં એક ચઢતી કિંમતના હોઇને સુંદર તથા જૂદા જૂદા રંગના હતા. એકેક ઘોડાને પકડવા માટે ચચાર મોત્તદાર, અને બીજા તેટલાજ તેની સંભાળ રાખવા માટે માણસ રાખવામાં આવ્યા હતા ! તેની પાછળ સોનાની અને ચાંદીની તોપો ચાલતી હતી, તે બધાની આગળ જરીપટકાનો હાથી ચાલતો હતો. તેની પછવાડે ઘોડેસ્વારોની ટૂકડી હતી, સ્વારોના હાથમાં ભાલા હતા; અને કેડમાં તરવાર લટકી રહી હતી. સ્વારોની પછવાડે શણગારેલા હાથીઓ હારબંધ ચાલતા હતા. તે પર કેટલાએક માનકરીઓ અને ગાયકવાડના જમાઇઓ ભપકાબંદ પોશાક પહેરી અક્કડ થઇ બેઠા હતા. તેની પછવાડે ઇંગ્રેજી બેંડના તાલ પ્રમાણે ચાલતું પાયદળ, પછી પાગેદારના ઘોડેસ્વારોની ટૂકડી, અને તેની પછવાડે ડુમકી વગાડતી અરબલોકોની ટૂકડી ચાલતી હતી.

આ બધા પછી જૂદા જૂદા વાજાવાળાઓનું મંડળ ચાલતું હતું. તેમાં રણશીંગડાં, તતુડીઓ, ડંકા, ડફ, અને કર્ણઢોલ વગેરે વાજાવાળાઓ હતા. તે પછી ભાલાદાર, ચોપદાર, નિશાનવાળા, બોથાટીવાળા, ચમ્મરવાળા, મોર્ચલવાળા, ભાટ અને પાન સોપારીના વાટવા

વગેરે ધરનારા શાર્ગીદો ચાલતા હતા. આ બધાની પછવાડે મહારાજા સાહેબની સોનાની બગી ચાલતી હતી. બગીમાં સરકાર સ્વારી, તથા સામેની બેઠક ઉપર દિવાનસાહેબ બેઠા હતા. મહારાજાની પછવાડે અમ્મર અને મોર્ચલ ઉડી રહ્યાં હતાં. બગીની પછવાડે તમામ સરદાર મંડળી, માનકરી મંડળી, અને ગૃહસ્થ લોકોની તથા મહારાજાની આમ મંડળી ઘોડા પર બેસીને ચાલતી હતી. તેમના માથાપરની છત્રીઓ વડે આકાશ ઢંકાઇ ગયા જેવું દેખાતું હતું. જ્યાં જુઓ ત્યાં છત્રીજ છત્રી!! બિચારા છત્રી ધરનારાઓ પણ મનમાં તોબા તોબા પોકારતા હતા. કારણ કે ઘોડાઓની ગીરદીમાં છત્રી ઝાલીને પગે ચાલવાનું તેમને ભારે મુસ્કેલ થઇ પડતું હતું. મહારાજાની બગીની લગોલગ જ દોસ્તમહમદ જમાદારનો ઘોડો હતો. તેમનો ચહેરો એક શૂર સિપાઇ જેવો દેખાતો હતો. દોસ્તમહમદ જમાદારની પછવાડે નવાબ, પવાર, જાધવ, નિંબાળકર, રોડે, અને હરીભક્તિ વગેરે સર્વ મંડળી ઘોડાઓને ઠેકાવતી જતી હતી. સર્વ સ્વારીને છેડે 'સાહેબ—નોબત' ઢૂમ ઢૂમ વાગતી જતી હતી.

આ પ્રમાણે સ્વારી અત્યંત ઠાઠમાઠથી ચાલે છે, એટલામાં આ તરફ સુરસાગર પર ધર્માજીરાવ દાભાડેના ઘર આગળ એક સારંગ રંગનો ઘોડો જીન વગેરે સામાન સાથે આવીને ઉભો રહ્યો. તેને મોત્તદારે ધરેલો હતો, અને તેની જોડે એક જાસુસ હતો. તે જાસુસે અંદર જઇ ધર્માજીરાવને કહ્યું:—" આપને હમણાંને હમણાં જ સ્વારી " માટે બોલાવ્યા છે, એટલામાટે આપ જલદી ચાલો. આ ઘોડો " હજુરમાંથી આપને માટે મોકલ્યો છે. થાય તેટલી ઉતાવળ કરીને " આપે સ્વારીમાં દાખલ થઇ જવું જોઇએ. સ્વારી હજુ બહુ દૂર ગઇ " નથી, દરવાજાની અંદર જ છે."

જાસુસના આ નિરોપની ધર્માજીરાવથી અવગણના થઇ શકી નહીં; તોપણ જવું કે ન જવું એ સંબંધે તેમને મોટો વિચાર થઇ પડયો. જવાનો વિચાર કરે છે તો મન જવા માટે કબુલાત આપતું નથીઃ હજારો કુકલ્પનાઓ કરીને મન એ વિચારને તોડી પાડે છે, અને ન જવાય તો દરબારનો વળી વધારે કોપ થશે એ ભય લાગવા માંડયો. હમણાં કેટલાક દિવસો થયાં ધર્માજીરાવને સ્વારી માટે કદી પણ તેડું આવતું નહોતું અને આજ બોલાવવા માટે ખાસ જાસુસ તથા હજુરમાંથી ઘોડો પણ આવ્યો, ત્યારે ન જવું એ પણ ઠીક ન કહેવાય, એમ વળી બીજી પળે વિચાર થવા લાગ્યો. આ 'એક તરફ વાવ અને બીજી તરફ કુવા' જેવું અથવા તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું. જાય છે તો મન કબુલ કરતું નથી, અને નથી જતા તો દરબારની વધારે અવકૃપા થવાનો ભય છે. ત્યારે કરવું કેમ, એ મોટો વિચાર થઇ પડયો. પણ છેવટે ઘરના માણસોની સંમત્તિથી સ્વારીમાં જવાનો ઠરાવ ધર્માજીરાવે કર્યો. આ વખતે ઘરનાં માણસોને પાછલા બનાવોનું સ્મરણ થઇ આવ્યું. સદ્‌ગુણ અને ભ્રમરને લઈ ગયાને લગભગ એક મહીનો વીતી જવા આવ્યા છતાં તેઓ પાછા આવ્યા નથી તેમજ આજ સુધીમાં તેમનો બિલકુલ પત્તો પણ નથી. ત્યારે આ પ્રસંગ પણ તેવોજ પ્રપંચી હશે કે શું એ સંબંધે બધાંને મોટી ફીકર થઇ પડી. તોપણ છેવટે જવાનો નિશ્ચય ઠરતાં ધર્માજીરાવ એ આવેલા સારંગ ઘોડાપર સ્વાર થઇને આવેલા જાસુસ જોડે સ્વારી માટે ગયા!

સરકારસ્વારી ખંડેરાવનાં દર્શન કરી પાછી ફરતાં સાંજ પડી ગઈ; અને રાજમહેલમાં આવી પહોંચતાં તો લગભગ ચાર કલાક રાત ગઇ. સ્વારી જોવા આવેલા લોકોમાંના ઘણાખરા પોતપોતાને ઘેર રફુચક્કર થઇ ગયા; અને સ્વારીમાંના લોકો પણ ઘેર જવાની ગરબડ-

માં પડી ગયા; કારણ તેઓ સ્વારીની ધામધુમમાં બપોરના રોકાયેલા હોવાથી હવે બહુ જ કંટાળી ગયા હતા. ક્યારે ઘોડા ઉપરથી ઉતરીએ, અને કઈ ઘડીએ પોશાખ ઉતારી મુક્ત થઇએ એમ બધાને મન થઈ ગયું હતું. ગામના લોકો સ્વારી જોઇ પોતપોતાને ઘેર પાછા ફર્યા હતા, અને જમવા ખાવાની ધમાલમાં પડી ગયા હતા; ત્યારે આપણા ધર્માજીરાવ દાભાડે હજુ પોતાને ઘેર પાછા આવ્યા નહોતા. તેમના ઘરનાં માણુસો રસોઇ કરીને તેમની વાટ જોઇ બેઠાં હતાં. છોકરીઓએ એટલે કે નીતિ અને વિમલદુર્ગાએ પણ વાળુ કર્યાં નહોતાં. કારણ ઘરનાં બધાં માણુસોની સ્થિતિ આ વખતે જૂદા જૂદા પ્રકારની થઇ ગઈ હતી. એ બધાનું મુખ્ય લક્ષ અત્યારે ધર્માજીરાવ તરફ લાગી રહ્યું હતું. બહુ મોડે સુધી ધર્માજીરાવ પાછા ન ફર્યાં એટલે તેમના મનમાં એમજ લાગવા માંડયું કે સદ્ગુણ અને ભ્રમરના જેવી જ સ્થિતિ ધર્માજીરાવની થએલી હોવી જોઇએ. સુમતિની આંખમાંથી એકસરખી અશ્રુધારાઓ ચાલી રહી હતી. આ જોઇને નીતિ અને વિમલદુર્ગા પણ મોટેથી રડવા લાગી. આ ઉપરથી તારાબાઇને પોતે માનેલા પુત્ર ભ્રમર અને ભાણેજ સદ્ગુણનું સ્મરણ થતાં તે પણ અત્યંત શોચ કરવા મંડી હતી. આ પ્રમાણે આ વખતે ધર્માજીરાવના ઘરમાંના સ્ત્રીમંડળમાં શોકાક્ર઼ગાર ચાલી રહ્યા હતા. કોઈ કોઇને ધીરજ આપે યા સમજાવે તેમ નહોતું. નીતિ આ વખતે એક બાપનું, બીજું તેના વ્હાલા ભાઇનું, અને ત્રીજું તેના પ્રિયકર ભ્રમરનું, એમ ત્રણ જાણુના ત્રણ ગણા દુઃખના દરીઆમાં ડુબી હતી. વૃદ્ધ મામા સાહેબના અંતઃકરણમાં પણ દુઃખ ઉદ્દભવી આવ્યું હતું; પરંતુ તેઓ બહારથી હિંમત બતાવીને બધાના મનનું સમાધાન કરતા તથા હિંમત આપતા હતા; પણ તેવી લૂખી ધીરજનો આવે વખતે શો ઉપયોગ ?

શું તેમના સમાધાનકારક વાક્યોથી ધર્માજીરાવની પ્રત્યક્ષ ભેટ થવા જેવો આનંદ અથવા સુખ થઇ શકે કે ?

ભ્રમર અને સદ્ગુણ ઘરમાંથી ગયા બાદ તેઓ બીજે દિવસે પણ પાછા નહીં ફરતાં સુમતિ અને તારાબાઇએ તો અન્ન પાણી છોડી જ દીધાં હતાં; અને અધુરામાં પૂરૂં હવે ધર્માજીરાવની પણ એજ દશા થઈ એટલે પછી પુછવું જ શું ? ધર્માજીરાવની વૃદ્ધ માતુશ્રી સુબુદ્ધિ તો તદ્દન પથારીવશ થઇ પડયાં હતાં; અને જ્યારે આજ ધર્માજીરાવ હજુ સુધી સ્વારીમાંથી પાછા ફર્યા નથી, એવી વાત તેમણે સાંભળી ત્યારે તો તેમનો જીવ ઉડી ગયા જેવું જ થઇ ગયું ! રાતના અગીઆર વાગ્યા તોપણ ધર્માજીરાવ આવ્યા નહીં, એટલે તો ઘરના બધા માણસોના પગ બિલકુલ ભાગી ગયા.

ધર્માજીરાવના ઘરમાંનાં તમામ માણસોને જો કે ઉપર વર્ણવ્યા પ્રમાણે દુઃખ થતું હતું, તોપણ તે ઘરમાંનાં બે માણસોને તો 'દાઝયા પર ડહામ' દીધા જેવું આ પ્રકરણથી થયું હતું. તેમનું દુઃખ અવર્ણનીય હતું. આ બે માણસો તે **નીતિ** અને વિમલદુર્ગા ! **નીતિને** ભ્રમર વિના દશે દિશાઓ શૂન્ય જેવી દેખાતી હતી; અને વિમલદુર્ગાને સદ્ગુણ વિના તેમ હતું. બેઉથી પોતાના મનનું આ દુઃખ ખુલ્લી રીતે ઘરનાં માણસો આગળ કહી શકાય તેમ નહોતું, તેઓ ખુણેખોચરે જઇને છાનુંમાનું રોઈ પોતાની છાતી ખાલી કરી લેતાં હતાં. **નીતિ** વહાલાના વિરહદુઃખને સારી રીતે સમજી શકતી હતી; તેથી સ્વપ્નમાં પણ તેનું જ સ્મરણ, અને તેની જ વાત !! સ્વપ્નમાં જાણે ભ્રમર કંઇક ગમગીનીમાં બેઠો છે, અને પોતે તેના ગળામાં હાથ નાખી પોતાની મધુર વાણી વડે તેના મનનું સમાધાન કરે છે. ભ્રમરની ગમગીની દૂર થાય છે, એટલે તે આલિંગન—હૃદયચુંબન

આપે છે; પોતે સામેથી પોતાના પ્રિયને આલિંગન આપવા માટે હાથ પહોળા કરે છે; પણ હાથમાં પ્રિયમૂર્તિને બદલે કાંઇપણ આવતું નથી એટલે સફાળી જાગી ઉઠે છે. પણ **ભ્રમરને** નહીં જોવાથી સ્ફુંદ સ્ફુંદ રોવા લાગે છે, હૃદયવડે હૃદય કુટવા માંડે છે. આ પ્રમાણે **નીતિને** ઘણી વખત થઇ આવતું હતું. ક્યારેક ક્યારેક તો એક વખત જાગી ઉઠયા પછી, કોણ જાણે શા માટે તેનાપર નિદ્રાદેવી પણ એવાં કોપાયમાન થતાં કે બિચારી બહુએ બાથોડિયાં મારે પરંતુ બિચારીની જરા પણ દયા નહીં ખાતાં તેઓ તેની આગળ પણ આવતાં નહીં; એટલે એ બિચારી આખી રાત પોતાની પ્રિયમૂર્તિને સંભારી રોઇ રોઇને પુરી કરતી ! તેને મન રાત પણ એવી કઠોર થતી કે ચાર પહોરની રાત કહેવાય છે; પણ ખાસ **નીતિને** માટે તો તે ચાળીસ પહોર જેટલી લાગતી હતી ! !

પ્રેમમુગ્ધા **નીતિને** આ પ્રમાણે થાય એ સ્વાભાવિક જ હતું. તેના મનની–ભવિષ્યસુખની અનેક આશાઓ–પતિપ્રેમના સુખનો સ્વાદ ચાખવાની અભિલાષાઓ–નષ્ટ થવા જેવો દુર્ઘટ પ્રસંગ માથે આવી પડતાં તેમ કેમ ન થાય ? પ્રેમપીડાનું ખરૂં હાર્દ તેનો અનુભવી જ જાણી શકે છે જેઓ શુદ્ધ પ્રેમને જાણતા કે ઓળખતા નથી, અથવા જેમના હૃદયમાં શુદ્ધ પ્રેમના નિવાસ માટે સ્થળ નથી, તે શુદ્ધ પ્રેમીના વિરહનું દુઃખ શું જાણી શકે ? શુદ્ધ પ્રેમબંધનથી બંધાયલી પવિત્ર હૃદયની **વીર**મતીના હૃદયમાં તેના પ્રિયકર જગદેવની પ્રેમમૂર્તિ રમી રહી હતી, ત્યારે તેણે પતિવિયોગિની અબલાની સ્થિતિ કેવી હોય છે, તેનું યથાસ્થિત ખ્યાન નીચેની એક કડીમાં જ કહી બતાવ્યું હતું:—

**" સખી ! વિરહી જનની પીડ, વિરહી જાણે છે. "**

વળી—પ્રેમીના વિરહથી વિરહીના મનની વ્યથા કેવી હોય છે, તેનું વર્ણન કરતાં—હૃદયવેધક ચિત્ર ચીતરતાં—'બુલબુલ' કહે છે:—

" લહ્યું નહીં હાય ! પ્હેલે મેં બહુ દુઃખ યાર પ્રેમે છે.
" જાણ્યું નહીં મેં પ્રેમમાં, જીવ ઝાઝો દુઃખાય !
" બની બ્હાવરૂં બાપડું, મનડું ફટકી જાય,
" અરે દુઃખ જોઈ છળી જાયે, ફટકી મનડું ચળી જાયે !! "

* * * *

ઉર્વશીના વિયોગ દુઃખનું વર્ણન કરતાં પુરૂરવ રાજા મેઘ તરફ જોઇને કહે છે:—

" અતિ દુઃસહ આજ આવિયો, સહસા વાલી તણો વિયોગ હા !!
" નવ મેઘ ચડયે હવે થશે, રિન થંડા રમણીયતા ભર્યો."

વીરમતી અને પુરૂરવ રાજા જેવાઓને પ્રેમવિરહથી આવું અસહ્ય દુઃખ થઈ પડયું હતું, તો બિચારી **નીતિ**ને થાય તેમાં **શું** નવલ ? **ભ્રમર**ના વિરહને લીધે **નીતિ** વિરહજ્વરથી અહોનીશ પીડાયા કરતી હતી; અને તેમાં આ **ધર્માજીરાવ**નું દુઃખ ભળ્યું, એટલે તેના દુઃખની તો સીમા જ રહી નહીં! પરંતુ હવે **નીતિ** અને **વિમલદુર્ગા**ને ઉઘાડી રીતે શોક કરી—રડી—હૃદય ખાલી કરવાનો માર્ગ મળ્યો. ધર્માજીરાવ પાછા આવવાની નિરાશા થતાં ઘરમાંનાં તમામ માણસો અતિ દુઃખને લીધે તદન બેભાન જેવાં થઇ ગયાં !! કાળની શી વિચિત્ર ગતિ !



## પ્રકરણુ ૮ મું.

### ભોળાંઓને ભરમાવ્યાં ! !

**स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यम् !**
**देवो न जानाति, कुतो मनुष्यः ?**

ચંપાષષ્ટીની રાત ગઈ, બીજા દિવસનું સવાર થયું, પણ ધર્માજીરાવ સ્વારીમાંથી પાછા ફર્યા નહીં. સવાર થતાં વિશ્વાસરાવ ચાકર ઘરનાં માણસોને ધીરજ આપીને પોતે ધર્માજીરાવની શોધ માટે ગયો. ચાકર જતાં વૃદ્ધ મામાસાહેબથી પણ રહેવાયું નહીં, એટલે તેઓ પણ હાથમાં લાકડી લઇને પહેરેદારને આર્જવ કરી, સમજાવી ધર્માજીરાવની શોધ માટે ચાકરની પછવાડે જ નીકળી ગયા. ચાકર વિશ્વાસરાવ અને મામાસાહેબને ગયાને માત્ર થોડો જ વખત થયો હશે, એટલામાં બે ઘોડાની એક ગાડી ધર્માજીરાવના ઘરના દરવાજા આગળ આવી ઉભી રહી. ગાડીના દરવાજા ઉપર ચકના પડદા નાખી દેવામાં આવ્યા હતા; અને પછવાડે બે દાસીઓ ઉભી હતી. ગાડી ઉભી રહેતાં અંદરથી એક સભ્ય, પુખ્ત અને ભવ્ય જેવી સ્ત્રી નીચે ઉતરીને ધીમે ધીમે ધર્માજીરાવના ઘરમાં ગઇ. સુમતિબાઇએ તેનો સારો આદર સત્કાર કરીને તમે કોણુ, ક્યાંથી આવ્યાં, વગેરે હકીકત એ બાઇને પુછી. એ આવેલી બાઇએ ગૃહસ્થાઇનો ડોળ બતાવતાં કહ્યું:—" ગઇ કાલથી એમની મરજી ધર્માજીરાવ પર બહુ જ ફિદા ફિદા " થઈ ગઈ છે. તેઓ પહેલાંની તમામ બાબતો ભૂલી ગએલા હોઇને, " બની ગએલા બનાવો માટે તેમણે તમારા પતિને માફી પણ બક્ષી

" આપી છે, અને તેમણે ગઇ કાલે મહારાજા સાહેબ તરફથી ધર્માજી-
" રાવને એક સારંગ ઘોડો, એક હાથી અને મોતીની માળા બક્ષીસ
" અપાવેલાં છે. આજે એમણે ધર્માજીરાવને અમારે ત્યાં જમવા માટે
" રોકી રાખ્યા છે. જમ્યા પછી તેઓ ધર્માજીરાવ જોડે રાજમહેલમાં
" જવાના છે; અને ત્યાં ધર્માજીરાવને આજથી નીમણુંકની નવી સનદ
" મહારાજા તરફથી કરાવી આપનાર છે. તાત્પર્ય કે આજથી તમારા
" ભાગ્યનો ઉદય થયો છે, એમજ કહેવું જોઇએ. રાત્રે ધર્માજીરાવ
" ઘેર આવ્યા નહીં તેથી તમે તેમની વાટ તો બહુ જોઇ હશે; પણ
" શું કરે તેઓ બિચારા ! સ્વારી દર્શન કરીને પાછી ફર્યા પછી
" તેમને મહારાજા પાસે કેટલોક વખત સુધી રહેવું પડયું હતું.
" ધર્માજીરાવની જોડે તેઓ પણ મોડી રાત્ર સુધી ત્યાં બેઠા હતા.
" બેસવાનું મુખ્ય કારણ માત્ર તમારા કલ્યાણનું જ હતું. તેઓ મોડી
" રાત્રે સરકાર હવેલીથી ઘેર આવ્યા. તે વખતે જ ધર્માજીરાવ અહીં
" આવનાર હતા; પરંતુ તેમણે અત્યંત આગ્રહ કરીને ' આટલી
" મોડી રાત્રે શા માટે જાઓ છો ? સવારે જવાશે ' વગેરે કહીને
" રોકી રાખ્યા હતા. આજ સવારે પણ ધર્માજીરાવ અહીં આવવાને
" ઉતાવળ કરતા હતા; પણ આજે તો અમે અમારે ત્યાં તમારા
" ઘરની તમામ મંડળીને મીજબાની આપવાનું ઠરાવેલું છે, અને હું
" તમને બધાંને બોલાવવા માટે જ આવી છું. તમને બોલાવવા માટે
" ધર્માજીરાવની જોડે તેઓ પોતે આવનાર હતા; પરંતુ સ્ત્રીઓને
" બોલાવવા માટે સ્ત્રીઓએ જ જવું જોઇએ, એવો પ્રસ્તુત રીવાજ
" હોવાથી તેમનો આવવાનો વિચાર બંધ રખાવી હું પોતે જ ગાડી
" લઇને આવી છું. માટે કૃપા કરીને ગરીબના આમંત્રણને તમારે
" માન આપવું જોઇએ. જમ્યા પછી ગાડીમાં બેસાડીને પાછાં તમને

"અહીં મુકી જઈશ. માટે બન્ને પુત્રીઓને જોડે લઇને તમે બન્ને "બહેનો મારી જોડે ચાલો."

કપટી પણ સભ્યતાનો ડોળ કરનારી આ બાઇનું ઉપર પ્રમાણેનું સાકર મિશ્રિત બોલવું સાંભળીને સુમતિબાઇ સાથે તમામને અત્યંત આનંદ થયો. ખાસ કરીને ધર્માજીરાવ ખુશી છે, અને તેમના પર મહારાજાની કૃપા–મહેરબાની–થઈ છે એ સાંભળીને બધાંના આનંદનો પાર રહ્યો નહીં. એ બિચારી બધી ભોળી હતી, તેમને આ કપટી સ્ત્રીની લુચ્ચાઇની ખબર શું પડે? ભ્રમર અને સદ્‌ગુણ જેવા હોંશીઆર છોકરા પહેલા ફંદમાં ફસાઇ ગયા, અને પછી ધર્માજીરાવ પોતે પણ ફસાઇ પડ્યા; તો બિચારી સુમતિ જેવી સ્ત્રી છેતરાય તેમાં નવલ શું? આ આવેલી બાઇ જોડે જવાનો સુમતિબાઇએ વિચાર જણાવ્યો: પરંતુ **નીતિએ** આક્ષેપ લીધો કે:–"તમે કહો છો એ "બધું ખરૂં છે બાઈ સાહેબ! પણ ઘરમાં મારી મોટીમા બિલકુલ "પથારી વશ પડ્યાં છે, તેમની સંભાળ માટે કોઈ પણ આવ્યા સિવાય "અમારાથી તમારી જોડે આવી શકાશે નહીં, માટે ઘડીભર થોભો. "મામાસાહેબ અને વિશ્વાસ ચાકર બન્ને બહાર ગયા છે તેમાંનું "કોઇ પણ આવે એટલે અમારી મોટીમાને સંભાળવાનું કામ તેમને "સોંપીને અમે તમારી જોડે આવીએ છીએ. અથવા તેટલા વખત "સુધી તમારે પણ ખોટી શા માટે થવું જોઇએ? તમે તમારી એક "બાઇને અહીં મૂકીને જશો તો ચાલશે. અમે પછવાડેથી તેની જોડે "ભાડાની ગાડી કરીને આવીશું."

**આવેલી બાઈ**—"છે, છે, એમ કેમ કહો છો બાઇ? ભાડાની "ગાડીમાં બેસીને આવવા જેવી આપણી યોગ્યતા છે શું? તમને "ભાડાની ગાડીમાં બેસાડીને લેઇ ગયા પછી અમારાં જેવાં તમારાં

“ આશ્રિત માણુસો ઉપયોગનાં પણ શાં ? તેના કરતાં હું મારી એક
“ બાઇને તમારી મોટીમાની સંભાળ રાખવા માટે અહીં રાખું છું.
“ મામાસાહેબ કે કોઈ આવ્યા પછી, તેને યોગ્ય બાતમી કહી પછીથી
“ તે ઘેર આવશે. સિવાય ઘેર ગયા પછી, હું મામાસાહેબ, તમારી
“ મોટીમા અને ચાકર માટે થાળીઓ પીરસાવીને મોકલાવી દઇશ.
“ પછી તો થયું ને ? હવે છે કંઇ વાંધો ? ”

તારાબાઇએ બીજો એક વાંધો કહાડયોઃ—“ તમે કહો છો એ
“ બધું ખરૂં છે બાઇ સાહેબ ! પરંતુ જો ખરેખરૂં કહેવરાવો તો
“ મીજબાની માટે આવતાં અમારો જીવ જરા પણ આગળ વધતો
“ નથી. અમારા બે છોકરાઓ—અરે ! છોકરાઓ ન્હોય અમારા
“ પ્રાણ—આ પ્રમાણે જ દરબારના બોલાવવાથી ગયા છે. ગયા પછીથી
“ તે આજ સુધી તેમનો બિલકુલ પત્તો જ નથી. અરે, એ જીવતા
“ છે કે નહીં તેની પણ અમને ખબર છે નહીં ! આટલા માટે મીજ-
“ બાની માટે આવવાને અમારો જીવ ખરેખર ચાલતો નથી. તે
“ કરતાં વળી અમારા ઘરના મુખ્ય સ્તંભ જે ધર્માજીરાવ તે તમારે
“ ઘેર બેઠાનું તમે કહો છો, ત્યારે તેઓ જમે એટલે તમારી મીજ-
“ બાની અમને બધાંને પહોંચી ચુકી એમ ખુલ્લી રીતે થઇ રહેશે.
“ માટે આજ તો માફ કરો તો સારૂં. અમસ્તાં દુરાગ્રહમાં શા માટે
“ પડો છો ? ”

**આવેલી બાઈ**—“ તમે કેવી ગાંડી જેવી સ્ત્રીઓ છો ? તમને
“ જરા પણ ધૈર્ય અથવા ધારણા હોય એમ જણાતું નથી. શું તમે
“ નથી જાણતાં કે તમારા છોકરાઓ તો બહુ જ હોંશીઆર અને શૂરવીર
“ હોવાથી દરબાર તરફથી કેટલુંએક લશ્કર આપીને તેમને દ્વારકાં
“ તરફ વાઘેર લોકોએ જે તોફાન મચાવ્યું છે તેમના પર મોકલ્યા

"છે તે ? ત્યાં તેમણે મોટો જય મેળવેલો હોઇને, ગાયકવાડ સરકારની
"ઉત્તમ કામગીરી બજાવેલી હોવાથી દરબારના મનમાં તમારા કુટુંબ
"માટે સારૂં અભિમાન ઉત્પન્ન થયું છે, અને તેથી તો હવે તમારા પર
"બધા પ્રસન્ન થઇ ગયા છે. તમારા છોકરાઓએ જય મેળવ્યાની
"ખબર ગઇ કાલે સ્વારી ચડવાને વખતે જ દરબારમાં આવી. આ
"ખબર મળતાં બધાને અત્યાનંદ થઈ ગયો હતો; અને તેમણે જ
"ધર્માજીરાવને સ્વારીમાં બોલાવવાનો હુકમ આપીને ઘોડો પણ મોક-
"લ્યો હતો. સ્વારી પાછી ફર્યાં પછી પણ ધર્માજીરાવને કેટલીએક
"બક્ષીસો દરબાર તરફથી મળી હતી, અને હવે ધર્માજીરાવને દિવાન-
"ગીરીનો પોશાખ આપવા સંબંધે પણ દરબારમાં વિચાર ચાલે છે.
"માટે જ હું કહું છું કે બાઇસાહેબ, અમો ગરીબના આમંત્રણનો
"તમો અનાદર કરશો નહીં, એટલી જ મારી તમારી પાસે માગણી છે."

આ બાઈના આ છેવટના બોલવાથી તો બધાંના આનંદનો પાર રહ્યો નહીં ! અને તે બાઇની જોડે જવાની તેમણે તુરત તૈયાર કરી. ઘરના સરસામાનની કાંઇ બહુ વ્યવસ્થા ન કરતાં જેમ હતું તેમ રાખી બારણે તાળાં દીધાં; અને એક બાઇને ડોસીની સંભાળ માટે તેની પાસે બેસાડીને મામાસાહેબ આવે એટલે તેમને આ સર્વ હકીકત કહેવાનું કહી સુમતિ તથા તારા પોતાની બન્ને કન્યાઓ સાથે એ બાઇની ગાડીમાં બેઠાં. એ બાઇએ પોતાની દાસી, કે જે ડોસી આગળ રહેવાની હતી, તેને ધીમેથી કંઇક કહ્યું અને પછી તે પણ ગાડીમાં બેઠી. ગાડીમાં આગલી બેઠક પર નીતિ અને વિમલદુર્ગા બેઠી હતી. પાછળની બેઠક મોટી હોવાથી તેપર સુમતિ, તારા અને એ બાઇ મળીને ત્રણ જણીઓ બેઠી હતી. ગાડી ચાલવા માંડી. ચકના પડદા નાખેલા હોવાથી ગાડી કયે રસ્તે થઇને ગઇ તે કાંઇ સમજવામાં આવ્યું નહીં. ગાડી કેટલેક સુધી આગળ ગયા પછી એક બાગના

દરવાજા આગળ ઉભી રહી. બાગના દરવાજા પર કેટલીક બાઇઓ–દાસીઓ–ઉભી હતી, તે ગાડીનું બારણું ચટ લઇને ઉઘાડી ' ઉતરો, ઉતરો, બાઇ ' કરવા મંડી પડી. આગળની બેઠક ઉપરથી **નીતિ** અને **વિમલદુર્ગા** નીચે ઉતરી પડતાં એ દાસીઓમાંની એકે તુરત જ પાછું બગીનું બારણું બંધ કરી દીધું એટલે ગાડી સપાટાબંધ આગળ ચાલતી થઇ ! ગાડી કેટલેક સુધી આગળ ગયા પછી વળી બીજા એક બાગના દરવાજા આગળ ઉભી રહેતાં ગાડીમાંની ત્રણે જણીઓ ત્યાં ઉતરી પડી ! !

આ બેઉ બાગના દરવાજા પાસે કેટલીક દાસીઓ ઉભી હતી; તેમણે તુરતજ ઉતરેલી મંડળીને માંહેના બંગલામાં લઇ જઇને તેમની ઉત્તમ પ્રકારે બરદાસ રાખી. **નીતિ** અને **વિમલદુર્ગા** ઉતરી ગયા પછી ગાડી આગળ ચાલતાં **સુમતિ** તથા **તારા**ના મનમાં કંઇક સંશય પેઠો હતો. પરંતુ તે પૂછે તે પહેલાં જ એ કપટી બાઇએ એ વાત ઉપાડી. વાતમાં ને વાતમાં તે સંબંધનો એવો છટાબંધ ખુલાસો કરી દીધો કે તે વખતે તો તેમના મનનું સારી પેઠે સમાધાન થઈ ગયું !

આ તરફ ધર્માજીરાવના ઘરમાંથી સ્ત્રીમંડળ આ ઠગારી બાઇ જોડે બહાર પડયા પછી થોડી જ વારમાં **મામાસાહેબ** બહારથી ઘેર આવીને જુએ છે તો ઘરમાં વૃદ્ધ ડોસી સિવાય બીજું કોઇ મળે નહીં. ડોસી પાસે સંભાળ રાખવા માટે જે બાઇને બેસાડી હતી, તેણે **મામાસાહેબ** આવતાં તુરત જ જણાવ્યું કે:–" ધર્માજીરાવે મને અહીં " આપને બાતમી આપવા માટે બેસાડેલી છે. તેઓ હમણાં જ અહીં " આવ્યા હતા, અને એકદમ દેશમાં ઉપડી જવા માટે તમામ ઘર-" ખટલા સાથે સ્ટેશન પર ગયા છે. આપે જરા પણ મોડું ન કરતાં " ભાડાની ગાડી કરીને તેમાં ડોસીમાને બેસાડીને, તથા દરવાજે તાળાં " વગેરે દઇને–બંદોબસ્ત કરી–જલદી સ્ટેશન પર આવવું એમ મને

"આપને કહેવાનું કહી ગયા છે. માટે હવે મોડું કરશો નહીં; કારણ "મોડું કરશો તો ગાડી ચુકશો." આ પ્રમાણે કહીને એ બાઇ તે જ ઘડીએ ત્યાંથી રવાના થઇ ગઇ.

સુરસાગર તળાવના કાંઠા પર નજીક જ કેટલાક ગાડીવાળાઓ રહે છે. મામાસાહેબે એક ગાડીવાળાને બોલાવી ગાડી મગાવી. ડોસીને ગાડીમાં બેસાડી, થોડાએક દરદાગીના અને કંઇક રોકડ રકમ શિલક હતી તે જોડે લઇ તાળું મારી ધર્માજીરાવને મળવાની ઉતાવળે સ્ટેશન તરફ ઉપડી ગયા. સ્ટેશન પર જઇને જુએ છે તો મુંબઈ–સુરતની ગાડી ઉપડી ગઈ હતી; પણ માત્ર ડભોઇ સુધી જ જનારી એક ટ્રેન જવાની બાકી હતી. મામાસાહેબે વિચાર કર્યો કે, ધર્માજીરાવ વગેરે મંડળી ખરેખર આગલી ગાડીમાં ગઈ હશે. આપણે એ ગાડી ચૂકયા; પણ હવે અહીં પડી રહીને શું કરવું છે! આવો વિચાર કરીને તેઓ ડભોઇની ટીકીટ લઇ વૃદ્ધ ડોસી સાથે ડભોઇની ગાડીમાં બેસી ડભોઇ તરફ રવાના થયા!

હવે મામાસાહેબ ગયા પછી કેટલાક વખતે ભટકી ભટકી થાકીને વિશ્વાસરાવ ઘેર આવીને જુએ છે તો દરવાજે મોટું ખંભાતી તાળું! આ જોતાં તેના મનમાં મોટો ધ્રાસ્કો પડયો અને તે મોટા વિચારમાં પડી ગયો. ધર્માજીરાવનો તેણે પુષ્કળ શોધ કર્યો હતો; પરંતુ તેમનો જરા પણ પત્તો હજુ સુધી મળી શકયો નહોતો. ઘણા વિચારો કરીને છેવટે તેણે મનમાં નિશ્ચય કર્યો કે, જે થવાનું હશે તે થશે; પરંતુ આ બાબતનો હું પાકો તપાસ કરીને મારા શેઠનો ખરેખરો પત્તો મેળવ્યા સિવાય, અને મારા શેઠને મળ્યા સિવાય હું અહીંથી ક્યાંઇ પણ જઇશ નહીં. આવો દૃઢ નિશ્ચય કરીને તે હવેથી ફકત તે જ કામમાં ગુંથાયો.



# પ્રકરણ ૯ મું.

## ભૂત!!!

"ગયું વિતી ભલે વિતે, હજુ જે હોય આ માથે;
"ગમ્યું જે વિધિને સાચું, રમાવે તેમ હું નાચું.
"હતી આશા બની વ્યર્થ, નહીં ઇચ્છા થઇ સાર્થ;
"વહ્યો સન્માર્ગ હું ધારી, ભમ્યો દુષ્માર્ગમાં આવી!"

* * * *

"સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
"ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં.

સવારના વખતને દેવવખત કહે છે તે યથાર્થ છે. કારણ આ વખતે જ્યાં ત્યાં નવી ઉમેદોની હીલચાલ શરૂ થયેલો હોય છે. સાંજરે પોત પોતાના માળામાં ભરાઇ બેઠેલા પક્ષીગણો આ સમયે ચારો પાણી મેળવવા માટે કિલકિલાટ કરતાં ઉડવાના ઉદ્યોગમાં પડી ગયાં હોય છે, પરોપકારી કૂકડા માણસોને જાગૃત કરી પોતપોતાને ધંધે પડવાનું સૂચન કરવા બોલવા મંડી ગયા હોય છે. તેમજ કોયલનું મધુર ગાણું પણ આ વખતે શરૂ થઇ ગએલું હોય છે. બધાં વૃક્ષ અને વેલીઓ તાજાં-ટવટવિત-થએલાં હોય છે, અને પુષ્પવૃક્ષનાં સુવાસિત અને નૂતન ખીલેલાં પુષ્પોની સુગંધીને મંદ અને શીતલ વાયુ ચોગરદમ ખેંચી જાય છે. મંદ, શીતળ અને સુગંધયુક્ત વાયુની આ વખતની લહેર સર્વ પ્રાણી માત્રને બહુ જ સુખદાયી અને આ-લ્હાદક લાગે છે. આ સમયનો લોકવસ્તીવાળા શહેરના ભાગોનો દેખાવ

ઘણો જ સરસ જણાય છે, અને સીમના નિર્જન ભાગનો દેખાવ વળી તેના કરતાં કોઇ જૂદા જ પ્રકારનો દેખાય છે. પરંતુ આપણને અત્યારે સીમનો દેખાવ જોવાની કંઈ ખાસ અગત્ય નથી; અને અગત્ય હોય તોપણ તે આપણે જોઇ શકીએ તેમ નથી. કારણ આપણે તો અત્યારે વડોદરા શહેરની વસ્તીવાળા ભાગમાં છીએ, એટલે વડોદરા શહેરમાં આવા સુંદર પ્રાતઃકાળના સમયે શી ધમાલ ચાલે છે તે આપણે જોઇ શકીશું.

કર્મનીષ્ટ બ્રાહ્મણો સ્નાન સંધ્યાની ધાંધલમાં પડયા છે. સરકાર-હવેલી આગળના વિઠ્ઠલમંદિરમાં સરકારખર્ચે વેદશાળા ખોલવામાં આવી છે તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના વેદઘોષ ચાલુ થઇ ગયા હતા. કેટલાક વિદ્યાર્થીઓ વ્યાકરણ, ન્યાય, અલંકાર, સાહિત્ય વગેરે શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. કેટલાક રઘુવંશ, માઘ, દશકુમાર-ચરિત વગેરે કાવ્યો; તથા કેટલાક રૂપાવલિ, સમાસચક્ર અને અમર-કોષ એ વગેરે ગોખતા હોવાથી તેમના ઉચ્ચારનો ગણગણાટ ચાલી રહ્યો હતો. વિઠ્ઠલમંદિરમાં દેવપૂજનની તૈયારીઓ ચાલી રહેલી હોવાથી કેશર, કસ્તુરી તથા સૌગંધિક તાજાં પુષ્પોનો બહેક આસપાસ મારી રહ્યો હતો. વિજાપૂરી ઉંચી અગરબત્તીઓનો સુવાસ ઘણે દૂર સુધી પ્રસરી રહ્યો હતો. આ પ્રમાણે જ બીજા પાંચ પચીસ મંદિરોમાં પ્રાતઃપૂજાની ધામધુમો ચાલી રહી હતી. તે જ પ્રમાણે નગારખાના-ઓમાં પ્રભાતસુર પર નગારાં વાગી રહ્યાં હતાં. માળી અને બાગવાન લોકો વિવિધ પ્રકારનાં ફૂલો તથા શાકભાજીની મોટી મોટી ટોપલીઓ માથા પર લઇને વાડીઓમાંથી શહેર તરફ ઉતાવળા ઉતાવળા આવતા હતા. તેમની ટોપલીમાં કેળાં, નારંગીઓ, રામફળ, સીતાફળ, જમ-રૂખ, સંત્રાં, પપનસ, અનનસ, 'મીઠાં લીંબુ', ઇત્યાદિ ફળો; અને મૂળા,

મરચાં, કોથમીર, મેથી, તુરીઆં, પરવળ, ઘીસોડાં, ગુવારસીંગો, રીંગણાં ઇત્યાદિ શાકભાજી ભરેલાં હતાં. તાજી કોથમીરનો ઘમઘમાટ ટોપલીઓમાંથી બહાર નીકળીને ચોતરફ ઘમક ફેલાવતો હતો. શહેરના દુકાનદાર વેપારીઓ હમણાં જ ઉઠીને દુકાન માંડવાની તૈયારીઓ કરતા હતા. સાસરવાસી સ્ત્રીઓ ઘરના વડીલ માણસોની અગાઉ ઉઠીને શૌચ માર્જનાદિ પ્રાતઃ કાર્યમાં પડી હતી; કેટલીક રંગવલ્લિકા એટલે રાંગોળીઓ કહાડવાના કાર્યમાં ગુંથાઇ ગઇ હતી, કેટલીક તરૂણ સ્ત્રીઓ વિવિધ પ્રકારના વસ્ત્રાલંકાર પહેરીને દેવદર્શન માટે નીકળી પડી હતી. કંચનીઓના ઘરમાં ગવૈઆઓને તાલીમ આપવાનું કામ શરૂ થઇ ગએલું હોવાથી પ્રભાતના મધુર રાગનો તેમનો સ્વર કાનમાં પેસી રસિકોના મનને અતિ આનંદિત કરતો હતો. કસરતશાળાના ઉસ્તાદો છોકરાઓને તાલીમ આપતા હોવાથી તેમના દંડ ઠોકવાનો અવાજ રસ્તે જતા આવતાઓને કાને પડતો હતો. વિલાસી તરૂણ સ્ત્રી પુરૂષોએ આખી રાત્ર રંગવિલાસમાં કહાડી ઉજાગરો કરેલો હોવાથી આ વખતે તેઓ મીઠી–ગુલાબી–નિદ્રામાં પડયાં હતાં, અને તેથી તેમની પ્રેમબાથ અત્યાર સુધી જેવી ને તેવી કાયમ જ રહી હતી. તોપણ સાસરવાસી મુગ્ધ સ્ત્રીઓ, કે જેના ઘરમાં વડીલો હતાં તે તો પોતાના પતિની ભૂજપાશમાંથી ક્યારનીએ છૂટી પડી અન્ય કાર્યમાં ગુંથાઇ ગઇ હતી.

આ પ્રમાણે વડોદરા શહેરમાં પ્રભાતના ઉદ્યોગની હિલચાલ ચાલી રહી છે, એ જ સમયે આપણા બે પાત્રો–કે જેને ગઇ રાત્રે એક ગૃહસ્થના બંગલાની ઓરડીમાં પોલીસના પહેરા નીચે કેદ કરવામાં આવ્યા છે તે સદ્‌ગુણ અને ભ્રમર પણ બંધનમુક્ત થવા ખટપટ કરતા હતા. છેવટે ભ્રમર પાસે જે ઉત્તમ જાતની તરવાર હતી તેના

વડે એક બારીના લોખંડી ગજ કાપીને બહાર નીકળી પડવા જેટલો માર્ગ કર્યો. નાસી જવા માટેનો યત્ન તેમણે ત્યાં પુરાયા ત્યારથી જ શરૂ કર્યો હતો; પરંતુ બહાર નીકળવા પુરતો માર્ગ કરતાં સુધીમાં સવારના પાંચ થવા આવ્યા. બહાર નીકળી પડવા જેટલો માર્ગ થતાં તેઓ બંને બારી વાટે થઇને બહાર કુદી પડયા ! આ વખતે એક બીજાનું મોઢું બરાબર જોઈ શકાતું નહોતું. એ બન્ને કુદકો મારીને તેની જોડે જ એક નવી બંધાતી હવેલીના ચોકમાં પડયા. ઉપરથી કુદકો માર્યો તેવો જ ભ્રમર એક કાળા રંગના પીપમાં પડયો, અને સફેદાના પીપમાં સદ્‌ગુણ પડયો ! આ પ્રમાણે આ બન્ને પડતાં તે પીપમાંનો રંગ ઉડીને નજીક જ સૂતેલા એક પુરભૈયાના શરીર પર પડતાં તે જાગી ઉઠયો. આ માણુસ ત્યાંના સરસામાનની સંભાળ રાખવા માટે રહેતો હતો. તે જાગીને આમતેમ જોવા લાગ્યો એટલે આ ચિત્ર-વિચિત્ર રંગના બે છોકરા તેની નજરે પડયા. એ કાળા—ગોરા રંગના વિચિત્ર દેખાતા છોકરા નજરે પડતાં જ તેણે ‘ ચોર ચોર ’ એવી બૂમો પાડવા માંડી ! ! પુરભૈયાની બૂમોથી આડોસી પાડોસી જાગી ગયાં, અને ત્યાં એકઠા થઇ ગયાં. લોકો મોટા જથામાં એકઠા થતાં ભ્રમર અને સદ્‌ગુણ બહુ ગભરાઇ ગયા. એ ચોકમાં ઘણા લોકો ભરાઈ ગયા, પરંતુ આ વિચિત્ર મૂર્તિઓને પકડવાની કોઈની પણ છાતી ચાલી નહીં ! કેટલાક કહેવા લાગ્યા કે, એ ચોર નહીં હોય, પણ આ હવેલીમાંનાં પ્રાચીન કાળનાં ભૂત હશે ! લોકોની આ કલ્પના બંધબેસ્તી આવે તેવીજ હતી; કારણ કે ભ્રમરને શરીરે કાળો રંગ લાગેલો હોવાથી તે તદન કાળો મેશ જેવો જ થઇ ગયો હતો; અને સદ્‌ગુણને સફેદો લાગવાથી તે ધોળો સફેદ થઇ ગયો હતો. એટલે એ બેઉનો ચહેરો વિચિત્ર રીતે ભયંકર દેખાતો હતો. અને તેથી જ કોઇ

તેમને પકડવાની હિંમત કરી શકતું નહોતું. ભ્રમર અને સદ્‌ગુણ મોટા વિચારમાં પડી ગયા હતા, અને હવે શું કરવું તે તેમને સુઝતું નહોતું. પણ છેવટે તેમણે ત્યાંથી નાસી જવાનો નિશ્ચય કર્યો. નિશ્ચય કરીને તેઓ એક મહાકર્કશ ચીસ પાડી એ પુરભૈયાના શરીર પર ધસ્યા; એટલે પુરભૈયો ભયભિત થઇ ગયો, અને જીવ લઇને નાસવા માંડયો. આમ થતાં તેની પછવાડે એકઠા થયેલા લોકો પણ એક પાછળ એક એમ નાસવા મંડયા. અને લોકોની પછવાડે આ બે ભુતના બાઇબંધો મૂઠીઓ વાળીને પડયા !!

પુરભૈયો આગળ, તેની પછવાડે કેટલાક લોકો અને એ બધાંની પછવાડે આ બેરંગીત શરીરવાળા બે પિશાચો દોડયા, એટલે એ આખી ગલીમાં ગરબડ થઇ ગઇ ! આગળ દોડતા માણસ "અમારી પાછળ ભૂતો પડ્યા છે, દોડો રે દોડો ! કોઇ અમને બચાવો, છોડાવો !" એમ બૂમો પાડતા વગર શ્વાસે આગળ દોડતા હતા. આ વિચિત્ર અને ભયંકર બનાવ જોઇને એ ગલીમાંનાં લોકોએ પોતાનાં બારણાં પટોપટ બંધ કરી દીધાં, અને કેટલાક તો પોતાનાં કમાડ ઉઘાડયાં નહોતાં તોપણ પથારીમાં પડયા પડયા થરથર ધ્રુજવા મંડી ગયા હતા ! તેમના મનમાં એવો ભય પેઠો કે, "જો કે આપણા ઘરનાં બારણાં તો ઉઘાડાં નથી; પણ તેથી આપણા ઘરમાં ભૂત પ્રવેશ નહીં કરે એ શા ઉપરથી ? ભૂતને પ્રવેશ કરવા માટે કાંઇ મોટા મોટા દરવાજાની થોડી જ જરૂર પડતી હશે !" આ પ્રમાણે પથારીમાં પડેલા લોકોમાંના કેટલાક તર્કવિતર્ક કરી ભયભિત થતા હતા, અને જાગેલાઓ "ભુત ! ભુત ! ઝિંદ, પિશાચ !!" એવી એક સરખી બૂમો પાડવા મંડયા હતા. આ પ્રમાણે એ આખી ગલીમાં ધમાલ મચી રહી હતી. એ ઉપરથી જે ઓરડીમાં ભ્રમર અને સદ્‌ગુણને પૂરવામાં આવ્યા હતા, તેના

પહેરા માટે ત્યાં રહેલા બે પોલીસના સીપાઇઓ પણ જાગી ઉઠયા, અને આપણા કેદી નાસી ગયા તો નથી ને ? એવો વિચાર કરી ઓરડી ઉઘાડીને અંદર જુએ છે તો થએલું પણ તેમજ ! આ જોતાં જ તેમની પણ ખરેખરી ધાંધલ થઇ પડી; અને તે બન્ને જણા 'ભૂત, ભૂત'-ની બૂમો જે તરફથી આવતી હતી, તે તરફ દોડતા છૂટયા. તે સિપાઇઓ ઉંચે શ્વાસે દોડતા દોડતા 'ભૂતો અમારા કેદીને લઈ ગયા ! ભૂતો અમારા બે કેદીને ઉપાડી ગયા !' એમ બૂમો પાડવા લાગ્યા. ભ્રમરે એ બે સિપાઇઓને જ્યારે આવતા જોયા ત્યારે 'હવે શું કરવું ?' 'શી યુક્તિ કરવી ?' એ વિચારે તેને મહા ગોટાળામાં નાખ્યો. દોડતાં દોડતાં બન્ને ભાઇઓની પૂરેપૂરી ફજેતી થઇ ગઈ ! આટલામાં ભાગ્ય-યોગે એક મોટી હવેલીનો ઉઘાડો દરવાજો આવ્યો, તેમાં આ બન્ને જણા ઘૂસીને ઠેઠ ત્રીજા માળ પરના અંધારા ખૂણામાં ઓથે ભરાઇ બેઠા.

જે ઘરમાં ભ્રમર અને સદ્‌ગુણ ભરાઇ બેઠા એ ઘર એક નામાંકિત વેશ્યા ( નાયિકા ) નું હતું. એ ઘરની માલકીણ નાયિકા અને તેની પુત્રી એ બન્ને ઉત્તમ ગાનારીઓ હતી. આજ અત્યારમાં ઘરનું કામકાજ કરનારી બાઈ હાથમાં સાવરણી લઇને આંગણું સાફ કરવા માટે દરવાજો ઉઘાડી બહાર આવી હતી, અને વાંસો વાળીને તે ઝાડતી હતી, એટલામાં આ ભૂતનો વરઘોડો ત્યાં આવી પહોંચતાં એ બાઈ કોણ જાણે શીએ ધમાલ હશે એવી બીકથી દરવાજો બંધ ન કરતાં એકદમ અંદર ઠેઠ પાછલા બારણા સુધી નાશી ગઇ. એટલામાં ભ્રમર અને સદ્‌ગુણે અંદર ભરાઈ જઇને અંદરથી દરવાજાની સાંકળ વાસી દીધી; અને પછી તેઓ ઓશરી પરના દાદર વાટે ઉપરના માળ પર ચઢી ગયા. ત્યાં દિવાનખાનામાં ઘરની માલીક સ્વસ્થ નિદ્રા લેતી

પલંગ પર પડી હતી. પલંગનો તથા દિવાનખાનાનો ઠાઠ વર્ણનીય હતો. તે પ્રમાણે જ એ સૂતેલી બાઇ સ્વરૂપે બહુ જ લાવણ્યવતી હતી. તે સૂતેલી હોવાથી તેના શરીર પરનાં વસ્ત્ર અસ્તાવ્યસ્ત ( આઘાં પાછાં ) થઇ ગયાં હતાં, અને ઉંચી જાતના અત્તર તથા સુવાસિત પુષ્પોનો ઘમઘમાટ ઉડી રહેલો હતો. આ ઠાઠ જોઇને ભ્રમરને પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે ત્યાં ગુંજારવ કરવાનું મન થઇ આવ્યું. તેથી ત્યાંથી આગળ જવા તેનો પગ ઉપડતો નહોતો. ભ્રમર એ બાઇનું સ્વરૂપ અને ત્યાંનો ઠાઠ ( ભપકો ) તથા સુવાસના જોઇને બહુ જ દિંગ થઈ ગયો. ભ્રમરના મનની આ સ્થિતિ સદ્‌ગુણે જાણી ત્યારે તેણે ભ્રમરને ઇસારો કરી, આપણે કોણ, આવ્યા છીએ કોને ત્યાં, આપણા પર કેવો પ્રસંગ છે, અને આપણે માટે હાલનો વખત કેવો છે. વગેરે સમજાવીને તેને ત્યાંથી આગળ લઇ ગયો. તેઓ આગળ ચાલ્યા એટલે વળી બીજા એક દિવાનખાનામાં જઈ પહોંચ્યા. તેમાં પણ એક ભર યુવાવસ્થાના મદમાં મ્હાલતી નવોઢા સ્ત્રી પલંગ પર ઉંઘતી પડી હતી. તેની ઉમ્મર માત્ર પંદર વર્ષની હોઇને, તે સ્વરૂપમાં અત્યંત નમુના લાયક હતી. યુવાવસ્થાના પૂર બહારથી બહેકી રહેલી આ યુવતીનું સૌંદર્ય લગભગ નીતિના સૌંદર્યને અનુસરતું જ; કિંબહુના નીતિ કરતાં પણ અમુક અંશે ચડે તેવું હતું. આ યુવતિને જોતાં ભ્રમરને પોતાની પ્રાણપ્યારી નીતિનું સ્મરણ થઇ આવ્યું; એટલે તે વળી ત્યાંથી આગળ પગ મુકવા અશક્ત થયો. એ યુવતિના ઉશીકા તરફ એક સતાર લટકાવેલી હતી, તે વગાડી ગુંજારવ કરવાની ભ્રમરને લ્હેર થઈ આવી; પરંતુ આ વખતે પણ સદ્‌ગુણે તેને તેમ કરવા ન દેતાં ઠેઠ ત્રીજા માળ પર તે લઇ ગયો, અને ત્યાં એક અંધારા ખુણામાં સામાનના ઓથે લપાઇને શાંતપણે બે જણા બેઠા !

પછવાડે દોડતા આવતા એ પોલીસના સિપાઇઓએ ભ્રમર અને સદ્દગુણને ભૂતના રૂપમાં આ ઘરમાં પેસતા જોયા એટલે એ દરવાજા પાસે આવીને દરવાજો ઠોકવા તથા હાંકો પાડવા લાગ્યા. આ તોફાનને લીધે એ ઘરની માલીક બાઈ જાગી ઉઠી હતી, તે નીચે ઉતરીને બારણામાં આવીને ઉભી રહી. પોલીસના સિપાઇઓએ તેને કહ્યું:—"તમારા ઘરમાં અમારા બે કેદીઓને લઇને ભૂત ભરાયાં છે માટે અમને તપાસ કરી તેને પકડવા દો." તમાસાને તેડું શાનું? એ કહેવત પ્રમાણે સહેજ વારમાં આ મકાન આગળ પણ લોકોનાં ટોળાં મળ્યાં. કોઈ 'તમારા ઘરમાં જીંદ (મુસલમાન જાતનાં પિશાચ) ભરાયાં છે' એમ કહે તો વળી કોઇ 'ચોર પેઠા છે' એમ કહે. એમ જેને જેમ ફાવે તેમ કહેવા તથા વાત કરવા મંડી પડયાં.

છેવટે સૂર્યોદય થયો અને સારી પેઠે તડકો થયા પછી ત્યાં પોલીસનો એક અમલદાર—જેણે ભ્રમર અને સદ્દગુણને ગઇ રાત્રે ઓરડીમાં પૂર્યાં હતા તે—આવ્યો: અને તેણે ઘરમાં ભૂત ભરાયા છે કે કોણ છે, એ વિષે તપાસ કરવા દેવાની એ બાઈ પાસે માગણી કરી. પરંતુ તેનો પણ ટટ્ટુ એ બાઈ આગળ ચાલ્યો નહીં! કારણ એ બાઇને દરબારમાંના એક મોટા માણસનો એટલે જેની હમણાં સત્તા ચાલે છે તેનો જ આશ્રય છે એમ તે અમલદાર સારી પેઠે જાણતો હતો. એટલે એ બધા લોકો ત્યાંથી જેવા આવ્યા તેવા જ પાછા ચાલ્યા ગયા; અને એ બાઇ પણ પોતાના નિત્યના કામકાજમાં ગુંથાઈ.

ભ્રમર અને સદ્દગુણ આ ઘરમાં પેઠા તો ખરા: પરંતુ એ આખો દિવસ તેમને અન્ન પાણી વિના-જ કહાડવો પડ્યો. તો પણ ત્યાં તેમને અથાણું, પાપડ, કેરીનો તથા આંબળાનો મુરબ્બો વગેરે

યથેચ્છ ખાવા મળ્યા હતા. તેમણે એકલા અથાણું, પાપડ, વગેરે પર જ તે દિવસ કહાડયો હતો; પણ આખા દિવસમાં પીવાને પાણી માત્ર મળી શક્યું નહોતું. આ પ્રમાણે તેમણે જેમ તેમ દિવસ કહાડયો અને રાત પડી. રાત પડતાં એ ઘરની માલીક તથા તેની દીકરી કામ કરનારી બાઇને સાથે લઇને દરવાજે તાળું વાસી બહાર ગયાં. તે ઘરમાં રસોઇ કરવા માટે એક બ્રાહ્મણીને રાખી હતી તે આવીને રસોઇ કરી જતી હતી. પણ સરકારહવેલીમાં નાચ અને ગાયન કરીને આવ્યા પછી જમવાનો તેમણે નિયમ રાખ્યો હતો; કારણ ગાવા કે નાચવાનું જમ્યા પછી બરાબર થતું નથી.

ઘરની માલીક તાળાં વાસીને બહાર ગઇ કે તુરત જ ભ્રમર અને સદ્ગુણ ત્રીજે માળથી નીચે ઉતર્યા; અને મિણબત્તીનો એક દિવો બળતો હતો તે હાથમાં લઇને રસોડામાં ગયા. ત્યાં જઇને જુએ છે તો રસોઈ સર્વ તૈયાર જ હતી! પ્રથમ પરશાળમાં જઇને ત્યાં પાણીનો મોટો હોજ ભર્યો હતો તેમાં તેઓએ રંગથી બગડેલાં પોતાનાં કપડાં વગેરે ધોઇને સ્નાન કરી લીધું. બન્ને જણા નાઈ ધોઇને રસોડામાં ગયા, અને યથેચ્છ ભોજન કર્યું! ભોજન કાર્યથી પરવારી દિવાનખાનામાં જઇ થંડીના દિવસો હોવાથી ઓઢવા પાથરવા માટે બીછાનું ઉપાડી ત્રીજા માળ પર જઇને સ્વસ્થપણે નિદ્રાદેવીને આશ્રયી તેના સામ્રાજ્યના છત્ર તળે પડયા!

આશરે અગીઆર વાગવાના અરસામાં નાચ ગાયનથી પરવારીને મા દીકરી ઘેર આવી વસ્ત્રાલંકાર ઉતારી જમવા માટે રસોડામાં જાય છે તો ત્યાં કશુંય મળે નહીં! તૈયાર કરેલી રસોઇ ચટ થઇ ગએલી હોઇને વાસણો ખાલી ખમ!! એ એઠી થાળીઓ અને લોટા પ્યાલા પડયા છે! આવો વિચિત્ર ચમત્કાર જોતાં તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું.

અહીં જમ્યું કોણ એ વિચિત્ર ચમત્કાર જોતાં તેમને મોટો ગોટાળો થયો, અને છેવટે તે કંઇપણ નક્કી કરી શક્યાં નહીં. તેમને ઘડી ભર એવી કલ્પના થઇ કે, "આપણે જમીને તો ગયાં નહીં હોઇએ ને ?!" પણ પેટ ઉપર હાથ ફેરવીને જુએ છે તો પેટમાં કંઇ મળે નહીં ! આ પ્રમાણે મા દીકરીના મનમાં વિવિધ પ્રકારની કલ્પનાઓ આવવા લાગી. તેમને વળી બીજી કલ્પના થઈ આવી કે, 'સવારે લોકો કહેતા હતા તેમ આપણા ઘરમાં ચોર કે ભૂત તો પેઠાં નહી હોય ને ?' આ કલ્પનાના સમાધાન માટે તે બન્ને જણીઓ હાથમાં દીવો લઇને આખા ઘરમાં જોઇ વળી; પણ તેવું કાંઇ તેમના જોવામાં આવ્યું નહીં. ત્રીજા માળના અંધારા ખુણામાં જોવાનું તેમને સ્વપ્ને પણ શાનું ભાસે ? છેવટે બહાર જતી વખતે આપણે જમીને જ ગયા હઇશું, એવું મનનું સમાધાન કરીને ભુખે પેટે મા દીકરી નિદ્રાવશ થઇ ગઇ.

આ પ્રમાણે આ ઘરમાં ભ્રમર અને સદ્‌ગુણરાવે એક મહીનો કહાડયો. દરરોજ ઘરમાંના ખાવાના પદાર્થો ઉપડી જાય; અને તે જ પ્રમાણે આઠ દસ દિવસે ધોબીએ ધોઈ આણેલાં કપડાં ઉપડી જાય; પાણીથી ભરેલા ઘડા ઠાલા થઇ જાય; અત્તરની ભરેલી શીશીઓ અને ફુલના હાર ગજરા મુકેલે ઠેકાણેથી જતા રહે, એ પ્રમાણે એ ઘરમાં દરરોજ કંઇ કંઇ ચમત્કારો બનવા લાગ્યા, તેથી ઘરમાંનાં માણસોના મનમાં 'પોતાના ઘરમાં ભૂત ભરાયાં છે' એવો સંશય દૃઢ થયો. આ પ્રમાણે થતાં તેમણે મંત્ર જંત્ર જાણનાર ભુવા વગેરેને બોલાવ્યા; અને ઘરમાં ધૂપધુમાડા કરાવવા માંડયા, તથા ઉંબરામાં લોઢાના ખીલા પણ ઠોકયા ! આમ કરવા છતાં પણ ભૂતનો ચમત્કાર તો બંધ થયો નહીં ! ! !

# પ્રકરણ ૧૦ મું.

## પંત અને કામસેના નાયિકા.

"પત્ની સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહીં તેથી,
"ગણિકા ગમનવમનસમ ગણવું, અરે થશે શું એથી ?
"શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે ?
"શ્વાન સમાન સદા અથડાઈ, મોત વગર તે મરશે."



ભ્રમર અને સદ્‌ગુણે નાયિકાના ઘરમાં એ પ્રમાણે લગભગ એક મહીનો ગુપ્તપણે રહીને જ કહાડયો. એક દિવસે એ નાયિકાને ઘેર જ ગાયન તથા નાચનો મોટો સમારંભ થયો. જેટલો વખત ગાયન ચાલ્યું તેટલા વખત સુધી તો ભ્રમરને બહુ જ આનંદ થયો; તથા ત્યાં જે અત્તરનો ઘમઘમાટ અને ફૂલોની સુગંધી પ્રસરી રહી હતી તેથી તો તે અત્યંત ખુશી ખુશી થઇ ગયો હતો. સદ્‌ગુણને પણ તે ગાયન અને નૃત્ય બહુ જ પસંદ પડયું; પરંતુ વચ્ચે થયેલાં ઠઠ્ઠામશ્કરીનાં નકામાં ભાષણો અને મંડળીની મનઃપુત ધમાચકડી તેને પસંદ પડયાં નહીં. કેટલોક વખત સુધી આનંદદાયક નૃત્ય અને ગાયન થયા પછી સમારંભ વિખરાયો એટલે આવેલા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. રહેવામાં માત્ર એક જ એ ઘરની માલીકના પ્રિયમિત્ર રહ્યા! સમારંભ વિખરાઇ ગયા પછી ઘરની માલીક, તેના પ્રિયમિત્ર અને તેની દીકરી એ ત્રણ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

**કામસેના**—"અહો પંત ! પછી પેલા મોતીના કંઠાનું શું "કર્યું ? હવે હું માત્ર વાટ જ જોયા કરવાની નથી, એ સાફ કહું છું. "આ શું રડયું, જ્યારે ને ત્યારે વાયદો તૈયાર જ છે ! મુઆ વાયદા "પણ કેટલા ?"

પંત—" પણ મને આ મહીનામાં જરાએ ફુરસદ મળી છે કે ?
" તમે ક્યાં નથી જાણતાં ? જમવા માટે ઘેર જવાની ફુરસદ પણ
" મને મળે છે કે ? એકાંતરા પણ ઘેર જવાનું બનતું નથી, તેથી
" ઘણી વખત તો દરબારમાં જ જમી લેવું પડે છે ! તેમાં વળી આ
" મહીનામાં દરબારમાં કામ પણ બહુ ચડી ગયું છે ! "

કામસેના—" દરબારનું કામ શાથી ચડી ગયું ? અને ચડી
" ગયું હોય તો પણ તમારે તેનું શું ? તમારે હાથે એ થોડું જ
" કરવાનું છે ? કામ કરનારા તો સેંકડો કારકુનો હાથ નીચે છે !
" પણ આપણા સરકારને અઢાર માસની મુદત મળ્યાનું કહે છે એ
" વાત શું ખરી છે ? "

પંત—" અહં, તેમાં શો અર્થ છે ? એવી મુદત બુદતને પુછે છે
" કોણ ? એ બધો ખેલ પેલા પાઘડીવાળાનો તથા રાતામોંવાળાનો
" છે, એ અમે નથી જાણતા શું ? પણ બચ્ચા રામજી ! " પંતે
મુછો આમળતાં મનનો ઉભરો કાઢવા માંડ્યો:—" તું જેના જીવ પર
" કુદે છે એ રાતામોંવાળાની અહીંથી ઉચલટંગડી કરવાનો વિચાર
" ચાલે જ છે. એ વિચાર પાર પડ્યો એટલે જોઉં છું તારી શી
" મઝા થાય છે તે ! સાલા લુચ્ચાએ ચોળીને છેક જ ચીકણું કરી
" નાંખ્યું ! વધારે તો શું પણ આજ મહારાજાના ભોજનમાં શાક
" ભાજી શાનાં હતાં, એ બાતમી પણ સવારના ૭ વાગતામાં રેસીડેન્ટને
" ત્યાં પહોંચી જ છે ! સાલાઓએ આવો અનર્થ કરી મૂક્યો છે, પણ
" હવે હું જોઉં છું ! ! "

કામસેના—" હા, તેમાં જરા પણ ખોટું નથી. હશે એ તો:
" પણ હવે દિવાનગીરી કોને આપવાનું ઠર્યું ? એ જરા માસ્તરને

" આપવાનો વિચાર હોવાનું કહેવાય છે એ શું ખરું છે કે ? આ બે
" વર્ષમાં દિવાન પણ કેટલા થયા ! "

પંત—" છે, છે; એ ફાટેલું વાદળ માસ્તરના હાથથી સીવાય
" કે ? એ તો ગોળના ગણપતિ કહેવાય ! "

કામસેના—" ત્યારે તમે જ કેમ સ્વીકારતા નથી દિવાનગીરી !
" તમે દિવાન થાઓ તો અમારાં જેવાઓનાં તો ભાગ્ય ઉઘડે ! "

પંત—" હું દિવાનગીરી લઉં એવી મહારાજાની ખાસ ઇચ્છા
" છે; પણ હું જ તેમ થવા દેતો નથી. કારણ કે હમણાં જ દિવાન
" થાઉં એ ઠીક નહીં. બધું સામસુમ થઇ જાય—સરેડે ચડી જાય
" એટલે પછી દિવાનગીરી લેવામાં આપણને શી વાર લાગવાની છે ?
" એ તો આપણા ઘરની જ છે ! "

" શાબાશ પંત ! ખરું પુછો તો હું તમારી આવી ચતુરાઈને
" જોઇને જ તમારા પર મોહિત થઇ છું. " ગાલમાં ને ગાલમાં જ હસી
શરમાયા જેવો ડોળ કરી છેડો આઘો ઓઢતાં કામસેના બોલી.

" ખરેખર, મારા ડહાપણની ખરી કિંમત આ જ ઘરમાં થાય
" છે, અને માટે જ આ ઘરના માણસો પર હું ફિદા થઇ ગયો છું ! "
પંતે કહેતાં કહેતાં કામસેનાનો પોંચો પકડ્યો.

" પણ આ છોકરીની તો જરા શરમ રાખો ! " કામસેનાએ
આમ કહી પોતાનો હાથ પંતના હાથમાંથી છોડવી લીધો; પણ તેમ કરતાં
તેણે પંતને એક એવું નેત્રબાણ માર્યું કે જેથી પંત તેના કારીજખમ-
થી ભાન ભુલી ગયા જેવા થઈ ગયા !

આ નિર્લજ્જ પ્રસંગ કામસેના નાયિકાની દિકરી ગણાતી મણિ
ત્યાં બેઠી હતી તેને બિલકુલ ગમતો નહોતો; તેથી તે પોતાને ઊંઘ
આવવાનું બહાનું બતાવી ઝોલાં ખાવાનો ડોળ કરી બોલી:—" બાઈ
" મને ઊંઘ આવે છે હવે. "

પંતને એકાંત જોઇતી જ હતી; કારણ, કામસેનાના નેત્રબાણનો જખમ એ દવા સિવાય રૂઝાય તેમ નહોતો: એટલે ભાવતું હતું અને વૈદે કહ્યું એ પ્રમાણે થતાં પંત બોલ્યા:—" ઠીક છે, જા જઇને સુઇ જા !"

કામસેનાની રીતભાત જેમ મણિને પસંદ નહોતી; તેમ મણિની આ રીતભાત કામસેનાને પણ પસંદ નહોતી. કામસેના મણિને વેશ્યાના નીચ ધંધા દ્વારા પૈસા ઉપાર્જન કરવાનું કહેતી હતી; અને મણિને એને માટે અંતઃકરણથી ધિક્કાર હતો. આ સંબંધમાં જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે કામસેના મણિને પોતાનો એ ઉપદેશ કર્યા જ કરતી હતી. આ વખત પણ તેવો જ ગણી કામસેનાએ ટકોર કરતાં મણિ ભણી જોઇ એ વાત ઉપાડી અને જાણે પંતને કહેતી હોય તેમ બોલી:—" રડયું છેક જ એકલપેટા થવું એ સારૂં ન્હોય ! "

પંત—" આમાં અમે શું એકલપેટાપણું કર્યું ? એમાં તું ત્રીજી શા " માટે એમ સ્પષ્ટ તો અમે નથી કહ્યું ને ? "

મણિ વાતનો મર્મ તરત જ સમજી ગઇ અને બોલી:—" પણ " તમે આટલું સ્પષ્ટ કહો ત્યાં સુધી હું અહીં બેસું જ શામાટે ? હું " જઇને મારે સ્વસ્થ સૂઇ નહીં રહું ? પણ મારે તો એક વાત " તમને પૂછવાની હતી, માટે જ અત્યાર સુધી હું અહીં બેઠી હતી. "

પંત—" મણિ ! તારે પૂછવાનું છે ? જે કંઇ હોય તે પૂછી " લે. બહુ મોડું થયું છે, માટે હું પણ હમણાં જવાનો છું. "

મણિ—" પૂછવાનું માત્ર એટલું જ છે કે, પેલા હીરાના તન્મણીનું " શું થયું ? શું એ સોની જ ગળી ગયો કે એ તો બારોબારની તમારી " જ ગપ્પ હતી ! "

પંત—" તમે બંગલે આવવાનું કબૂલ કરતાં નથી, તો પછી

"તન્મણી શાનો મળે? માત્ર એટલું કબૂલ કરો તો તે હમણાં જ "મળે. તૈયાર જ છે!"

**મણિ**—"તેમ હશે તો મારે એ તન્મણીની કાંઈ જરૂર નથી. "માત્ર તન્મણી જ નહીં, પણ એ ઉપરાંત લાખો રૂપીઆનું જવાહીર "મળતું હશે તોપણ તમે કહો છો તે માટે હું તે બંગલે આવીશ "નહીં, એટલું જ નહીં પણ તે તરફ નજર પણ કરીશ નહીં. એ "તો તમે જ બે ચાર વખત કહ્યું હતું કે, 'તે દિવસનું તમારૂં "ગાયન અને નાચ જોઇને મહારાજા બહુ જ ખુશી થઇ ગયા છે, "તે બદલ તમને હીરાનો તન્મણી બક્ષીસ મળવાનો છે; અને તે "સોનીને તૈયાર કરવા પણ આપ્યો છે.' આમ તમે કહેતા હતા "તેથી જ આ વાત મેં તમારી પાસે આજ કહાડી હતી."

કામસેનાને ટકોર કરવાનો યોગ્ય અવસર અનાયાસે મળી આવ્યો જણાતાં મણિ તરફ વળી તે બોલીઃ—"પણ એક દિવસ બંગલે "જઈશ તો શું થઇ જશે? આપણે તો પૈસાની ગરમી જ, અને "પૈસાના સંબંધી! તો પછી આપણે સારો, સ્વરુપવાન, તરૂણ, "ગુણવાન એવો જ પુરુષ મળે તો જ તેની જોડે સંબંધ કરીશું "એવો નિયમ કરી અહોનીશ બેઠાં રહીએ તો આપણું ચાલે કે? "આપણે તો ધંધાદાર લોક કહેવાઇએ. એટલે આપણે તો ઉંચ, "નીચ, કાળોધોળો, લૂલોપાંગળો, નાનો મોટો, અને લુચ્ચો લફંગો "એ બધા સરખા જ! પૈસા મળે એટલે બસ!! આપણે કાળા "ધોળા કે ઉંચ નીચની જોડે હમેશનો સંબંધ થોડો જ બાંધવો "છે? માત્ર પૈસા પુરતો સંબંધ! એટલે આપણને જે પૈસા આપે "તે આખી દુનીઆમાં સ્વરૂપવાન, ગુણવાન, અને શ્રેષ્ઠ!!! કેમ "પંત, હું કહું છું તે ખરૂં કે ખોટું? અરે બહુ દૂર શા માટે જાઇએ?

"આ મારો જ દાખલો. મેં પહેલાંથી જ જો આ છોકરીના જેવો "વિચાર રાખ્યો હોત તો આજ લાખ રૂપીઆની માલીક હું થઇ "હોત કે? અને આ જ તમારા એકલાના જીવ પર અવલંબીને માત્ર "એક પતિવ્રત્ત ધર્મથી રહેવાનું બન્યું હોત કે? કેમ પંત કંઇ "બોલતા નથી?"

કામસેના અને પંતની રાશ તો મળતી જ હતી; એટલે બંનેના વિચારો એકબીજાને અનુસરતા હોય જ તેમાં નવાઇ શું?

"તમારૂં કહેવું અક્ષરશઃ ખરૂં છે. કામસેના! મણિના આ "દિવસો પાંચ પૈસા મેળવવાના છે." પંતે સાક્ષી પૂરી.

કામસેના—"પણ એ તે સમજે છે ક્યાં?"

પંત—"સમજતી શાને નથી? શું હવે એ નાની છે કે? લગ-"ભગ આજ એક વર્ષ થયાં મણિ પોતાની થાય એવું મહારાજના "મનમાં છે; પરંતુ મણિ તેને દાદ જ આપતી નથી; તો એ "આરબ્ધને કહેવું? બીજી ઘણી રાંડો એના કરતાં સુંદર, એના "કરતાં રૂપાળી, એના કરતાં તરૂણ—ખીલેલી—હોવા છતાં તે મહારાજ-"નો આશ્રય મેળવવા માટે દેવની કેટલી કેટલી માનતાઓ કરે છે; "બાધા રાખડીઓ રાખે છે; તથા અનેક પ્રકારે ખટપટો કરે છે; "તોપણ તેને એ યોગ પ્રાપ્ત થતો નથી, અને આપણી આ મણિ "તો ખુશાલ અંગુઠો બતાવે છે, તેને શું કહીએ? ઠીક છે. મહા-"રાજનો આશ્રય એટલે રાજ્યાશ્રય મળવો એ પણ નસીબમાં હોવું "જોઇએ છીએ."

કામસેના—"અહો, પણ આને સમજુ થવાને એક વર્ષ થયું "ને? જો આ છોકરીએ તમારૂં અને મારૂં કહ્યું માન્યું હોત તો

"સમજુ થઇ ત્યારથી આજ સુધીમાં હજારો રૂપીઆ ઘરમાં આવી "ગયા હોત કે નહીં ? રૂપેરંગે દેખાવડી હોવાથી તેના પર કેટલા-"ઓનું મન–"

કામસેના તથા પંતનું આ બિભત્સ બોલવું મણિથી સાંભળી શકાયું નહીં, તેથી કામસેના બોલતી હતી, એટલામાં તે વચ્ચે જ બોલીઃ—"પણ મેં એક વખત તમને કહ્યું છે કે, એવું કૃત્ય હું કદી "પણ કરનાર નથી કહીને! ફક્ત ગાવા અને નાચવા પૂરતી હું "તમારી તાબેદાર છું."

કામસેના—"તું હવે આખી જીંદગી સુધી બ્રહ્મચર્યવૃત્ત જ "પાળીશ, નહીં કે ? હમણાં આવી આવી વાતો કરે છે. પણ પછી "તો કોઈ અક્કલના બારદાન કાળા હબશી જોડે નીકળી જઇશ ! "હજુ તો તારા અંગુઠે પણ આગ લાગી નથી, એટલે જ આ "બધી ડાહી ડાહી વાતો કરવાનું તને સુઝે છે; પણ જ્યારે આખે "શરીરે આગ લાગશે ત્યારે એ બધું તારૂં ડહાપણ ક્યાંઈ નાશી "જશે, સમજી ?"

મણિ—"મારી મરજી પ્રમાણેનું સ્થળ મળશે ત્યારે હું તેમને "મારૂં સર્વસ્વ અર્પણ કરીશ. પણ તમારા કહેવા પ્રમાણે માત્ર દ્રવ્ય-"લાલસાથી હું તેમ કરીશ નહીં."

કામસેનાને અતિશય રીસ ચડી આવતાં મણિ તરફ ગુસ્સાભરી આંખો કહાડી બોલી: "ઊઠ કીનાળ મારી પાસેથી ! બહુ ડાહી આવી "છે બ્રહ્મજ્ઞાન સમજાવવા ! જીભ કાપી નાખીશ ખબર નથી કે હજી ? "તારો આવો દુરાગ્રહ છે ત્યારે હું એ આગ્રહ છોડાવવા તારા માટે "હઠે જ ભરાઉં છું !"

"તમારા કહેવા પ્રમાણે કરવા કરતાં ઝેરનો પ્યાલો પીને સૂઇ

"રહેવાનું હું વધારે પસંદ કરૂં છું. તમે બહુ કરશો તો મારા જીવ
"પર આવશો, એ સિવાય તમારાથી મારૂં બીજું શું અનિષ્ટ થઇ
"શકવાનું છે? પણ જ્યાંસુધી મારા આ ખોળીઆમાં પ્રાણ છે ત્યાં
"સુધી હું તેવા નીચ કૃત્યને છાંયે પણ ઉભી નહીં રહું; અને મારા
"દેહને ભ્રષ્ટ થવા નહીં દઉં એ નક્કી માનજો." મણિ આટલું કહેતાં
કહેતાં ત્યાંથી ઉઠીને પોતાના દિવાનખાનામાં જઇ પલંગ પર પડી.

મણિના ઉપરના બોલવાથી કામસેનાનો પિત્તો વધારે ગરમ થઇ આવેલો જોઈ પંત તેના મનનું સમાધાન કરી પોતે રજા માગતાં કહ્યું–"જવા દો હમણાં એ વાતને કામસેના! એ વાત તેની ઇચ્છાથી
"જ્યારે ભડશે ત્યારે જ ભડશે. અમસ્તો દુરાગ્રહ કરવાથી કંઇ વળે
"તેવું રૂપ હમણાં લાગતું નથી, માટે હમણાં એ વાતને બહુ છેડ-
"વી જ નહીં. ચાલો હવે અમને પણ રજા આપો. લગભગ બે વાગવા
"આવ્યા છે, અને સવારે તો વહેલા ઉઠીને મારે સરકારહવેલીએ
"જવાનું છે."

"એ તમારા રોદડા હું આજ સાંભળનાર નથી, સમજ્યા!
"આજ બરાબર એક મહીનો થઇ ગયો! કંઈ શરમ બરમ આવે
"છે કે નહીં!" પંત ઉઠવાની તૈયારી કરતા હતા, એટલે કામસેના-
એ પંતનું ધોતીઉં ઝાલ્યું, અને પોતાનું બોલવું ચાલુ રાખ્યું: "પોતે
"દરરોજ નવી નવી જાતના પકવાનો ખાવા અને બીજાઓને મહીના-
"ના મહીના યાદ જ ન કરવાં! મુઆ પુરુષોની જાત જ કસાઇના
"જેવી–દયા વિનાની હોય છે કે કોણ જાણે! મુઆ છેક જ નિષ્ઠુર!"

કામસેનાએ આંખમાંથી આંસુ પાડવા માંડયાં.

પંત મનમાં તો સમજી જ ગયા હતા કે આપણું આની આગળ ચાલે તેમ નથી; તો પણ વધારે આગ્રહ કરી જોવાના હેતુથી

બોલ્યા : "બીજું કંઇ નહીં, પણ સવારના પાંચ વાગે ઉઠીને મારે
"સ્નાન સંધ્યા કરી સરકારહવેલીએ જવાનું છે. કાલે મુંબઇથી
"પેલો નવો પારશી દિવાન આવવાનો છે; માટે મારે વહેલા ગયા
"સિવાય ચાલે તેમ નથી જ."

**કામસેના**—"હું તમને બરાબર પાંચ વાગે ઉઠાડીશ, પછી
"તો થયું ને? પણ એક ઉંઘ લીધા સિવાય હું તમને આજ જવા
"દેનાર નથી."

**પંત**—"કાલે આવીશ, પણ આજ મને જવા દે."

**કામસેના**—"કાલે છોડીશ, પણ આજ—"

પ્રિય વાચક! આટલું થયા પછી **પંત**નો પગ ત્યાંથી જવા માટે ઉપડયો નહીં એ જણાવવાની ખાસ જરૂર રહેતી નથી. **પંત** પીળી શાલ ઓઢીને **કામસેના**ના પલંગ પર સુતા; એટલે **કામસેના**એ વાત કહાડી—"આજ સવારની ગોઠવણ કેવી ઉત્તમ રીતે પાર પાડી?
"ગોઠવણ ઉત્તમ થઇ હતી કે નહીં? હું નાયિકા છું એવું એ બિચારી-
"ઓને સહેજ લાગ્યું પણ નથી. મારી બોલવા ચાલવાની રીતભાત,
"સભ્યતા વગેરે જોઇને તેને ખરેખર એમ જ લાગ્યું કે, આ કોઇ
"સભ્ય અને મોટા ઘરની સ્ત્રી છે. પછી તુરત જ તેઓ મારી જોડે
"ઘરમાંથી નીકળી ગાડીમાં બેઠી. અને પછી હું પણ બહુ ઉતાવળે
"તેમને નીમેલે ઠેકાણે પહોંચાડી મારા ઘર તરફ ચાલી આવી."

**કામસેના** આ વાત કરતી હતી, ત્યારે **પંત** અર્દ્ધજાગૃતાવસ્થામાં હતા; તેવી જ સ્થિતિમાં બોલ્યા:—"મને પૂર્ણ વિશ્વાસ જ હતો કે,
"એ કામ તારા સિવાય ઉત્તમ પ્રકારે થવાનું નથી જ: અને છેવટે
"ખરૂં પણ એ જ થયું. આ કામ માટે તું જે કંઇ બક્ષીસ માગીશ
"તે તને મળશે. અત્યારે તો આખું આ **પંત**નું શરીર તને અર્પણ કરેલું છે!"

અર્ધ જાગૃતાવસ્થામાં આટલી વાત થતામાં પંત અને કામસેનાની આંખો ઉંઘથી ઘેરાતાં બેઉ નિદ્રાવશ થઇ ગયાં.

આ પ્રકરણ અહીંથી પુરૂં કરી થોડી વાર પહેલાં આપણે પંત અને કામસેનાના વાર્તાના વિષયથી કંટાળી પલંગ પર જઇ પડેલી મણિની મુલાકાત લેવી જોઇએ છીએ. કારણ તેની મુલાકાતથી આપણે તેના મનની સ્થિતિ સારી પેઠે જાણી શકીશું અને તેથી આપણા મનની કેટલીએક શંકાઓનું પણ સમાધાન થઇ જશે.



## પ્રકરણ ૧૧ મું.

### મણિની મુંઝવણ.

" કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે !
" ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે !—
" કહીં લાખો નિરાશામાં—"

—મ. ન. દ્વિવેદી.

મણિ ઉઠીને પલંગપર જઇ પડી; ઉંઘવા માટે આશરે અર્ધો પોણો કલાક સુધી શૂન્ય રીતે આંખો મિંચીને પડી રહી; પરંતુ ઉંઘ આવી નહીં. આગળ પાછળના અનેક બનાવો એક પછી એક સ્મરણમાં આવવા લાગ્યા. પોતાની મૂળ સ્થિતિ સાંભરી આવી, પોતે શુદ્ધ મરાઠા કુળમાં કુળવાન માતાપિતાને પેટે જન્મ ધરીને આ નીચ વેશ્યાને ત્યાં આવી પડી, એ બદલ તેને બહુ માઠું લાગી આવ્યું. આ વિપર્યાય માટે ઈશ્વરને દોષ દેવા મંડી. વળી ઈશ્વરને નિર્દોષ ઠરાવી પોતાના નશીબનો જ દોષ કબૂલ કર્યો.

મણિ આજ સુધી તો બાળકીમાં ગણાતી હતી પણ હવે યુવતિમાં ગણાવા યોગ્ય થઇ હતી. તે શાંત અને શીલવૃત્તિની હતી, તો પણ ઉમ્મરના પ્રમાણમાં તેના શરીરમાં મદનવિકારનો વાસ થયો હતો. અતિતીવ્ર વૃત્તિવાળી કોઇ કુમારિકા–યુવતિ મણિ જેવી દશામાં હોય તો મણિની પેઠે દ્રઢ રહી શકે કે કેમ, એ ન કહી શકાય તેવો સવાલ છે. તેમ છતાં પણ મણિને કેટલાક મહીના થયા મદન હેરાન કરવા આગળ પડતો હતો. જ્યારે પોતાના માંખણના પીંડ જેવા સફેદ અને બિલ્વફળ જેવા કઠણ સ્તન મદન ચડાઇ થતાં કંપાયમાન થતાં હતાં, ત્યારે પુરૂષ–પતિ–પ્રેમની આવશ્યકતા સંબંધે તેને તર્કવિતર્કો થતા હતા. આ તર્કની જોડે જ પોતાની હાલની સ્થિતિનું સ્મરણ થતાં મનમાં મહા સંતાપ થતો હતો. પોતાની જાતનો જ કોઈ રૂપ ગુણે ઉત્તમ પુરૂષ મળે તો તેની જોડે પવિત્ર લગ્નગાંઠથી બંધાઇ પોતાના શુદ્ધ પ્રેમના પ્રવાહમાં તેને નવરાવવાની તેની ઇચ્છા હતી. પરંતુ આ નીચ કાર્ય કરનારીને ત્યાં તે ફસાઇ પડેલી હોવાથી તેની એ ઇચ્છા કેવી રીતે પાર પડે? તે માટે તે ઘણી દિલગીર થતી હતી; અને પોતાના દિવાનખાનામાં એકલી પડી પડી રાતને વખતે રડતી હતી. આજે પણ આ પ્રમાણે જ તેને થઇ આવ્યું હતું. કામસેનાના ઘરમાં રહેવામાં હવે અર્થ નથી એમ તેને લાગી આવ્યું. પણ ત્યારે કરવું શું એ વિચાર થઇ આવ્યો. કોઇ સગું સંબંધી છે નહીં; સગાસંબંધીમાં ગણે તો માત્ર કામસેના જ! અને કામસેના નાયિકા હોવાથી તેનો ધંધો નીચ!! ગમે તે પુરૂષ જોડે વ્યવહાર કરવો, ગમે તેની જોડે ખોટી પ્રીતિ બાંધવી અને તેની પાસેના પૈસા પડાવી લેવા, એટલે થયું!! આ વ્યવહાર મણિને બિલકુલ પસંદ નહોતો એ આપણે જાણી ગયા જ છીએ. તેમાં પણ આજ થએલી વાતચીત ઉપરથી મણિને આ

ઘરમાં પોતાનું શીલ વધારે મુદ્દત સુધી સચવાશે કે કેમ એ સંબંધે મોટી ચિંતા ઉત્પન્ન થઇ પડી હતી; અને એ ચિંતાને લીધે જ તેની ઉંઘ ઉડી થઇ હતી. આ વખતે અનેક કલ્પનાઓ તેની આગળ આવીને ઉભી રહી. કોઇપણ રીતે તેના મનને શાંતતા ન થઈ, અને ઉંઘ ન આવી ત્યારે કંઇક વાંચતાં વાંચતાં સુઇ જવાના હેતુથી કબાટ ઉઘાડી એક માસિકની જુની ફાઇલ કાઢી હાથમાં લઇ દિવો ઉશીકા તરફ ગોઠવી વાંચતાં વાંચતાં સૂઈ જવાય તો સારૂં, એવા વિચારથી પલંગમાં પડી; અને પાનાં ફેરવવા માંડયાં. એક અંક ઉપર ઉપરથી જોઈ જાય અને વળી બીજો કહાડે, બીજો પણ તેજ પ્રમાણે ફેરવી જાય એટલે ત્રીજો જુએ. પણ તેમાંનું લખાણ આ વખતે તેને બિલકુલ નિરસ જેવું લાગવા માંડયું. ચિત્તવૃત્તિ વાંચવામાં ગુંથાય ત્યારે લખાણની રસિકતા મગજમાં ઉતરે ને ? પાનાં ફેરવતાં ફેરવતાં 'પ્રેમીને પ્રિયાનું સ્વાગત' એવા મથાળાવાળું કાવ્ય વાંચવાની મનોવૃત્તિ ખેંચાતાં એ કાઢી મનમાં ને મનમાં જ ગાવા મંડી:—

"પધારે તું પ્યારા ! રસભવનમાં હર્ષ ધરીને,
"નિશા સાથે ગાળી, રસિલી રમતો આજ રમીએ;
"મિઠાં હાસ્યે મ્હોયે, મનહર સુણીએ વચન હો !
"નથી ચિંતા અત્રે, નથી વળી અહીં શોક વસતો."

ઉપરની કડી વાંચતાં મણિની ચિત્તવૃત્તિમાં કોઇ નવા જ પ્રકારનો ફેરફાર થઇ આવ્યો. પોતે પોતાના પ્યારાને આ પ્રમાણે કહેવાને કયારે ભાગ્યશાળી થશે એ વિચાર થઇ આવતાં મન પાછું ગમગીનીમાં પડયું. ફરી વખત એજ કાવ્ય વાંચતાં આગળ વાંચ્યું—

"પધારે તો અર્પું, કુસુમ-કુમળો હાર તુજને;
"કરાવું લીના હું, અધર તુજના ચુંબન દઈ;

" અરે પ્યારા તુંને મધુર સુર–સંગિત ગમશે,
" રૂડી બાલિકાનો, તવ સમીપ નૃત્યાદર થશે. "

ઉપરની કડી મણીએ ફરી ફરીને વાંચી. તેનો ભાવ મનમાં ઉતરતાં મદનરાજની સ્વારી સર્વાંગ ચડી આવીઃ મનોવૃત્તિઓ કામવશ થઈ ગઈ. પોતાના આ ખીલતા યૌવનનો ભોક્તા કયારે મળશે એ વિચારે મસ્તક ભમાવ્યું હતું; તેમાં કામવિકાર મળતાં મસ્તક વધારે ભ્રમિત થયા જેવું થઇ આવ્યું. કાવ્ય લખનાર પર અને પત્ર પર નિષ્ઠુર, નિર્દય, કૃતઘ્ની વગેરે પ્રકારના દોષો મૂકી પત્રને દૂર ફેંકી દીધું, અને પોતે ચતિપાટ બન્ને હાથ પહોળા કરીને પલંગ વચ્ચોવચ પડી. અનેક વિચારો પછી કામસેનાના નીચ ધંધા સંબંધે વિચારો થઈ આવ્યાઃ–
" કેવું નીચ કૃત્ય ! કેવો નીચ ધંધો ! ગમે તે જાતના ગમે તેવા પુરૂષ
" જોડે વ્યવહાર કરવો, બહારથી ઘડી ભર કૃત્રિમ પ્રેમ બતાવવો,
" અને તેની પાસેનું દ્રવ્ય ધુતી લેવું. આના જેવું બીજું નિચ કૃત્ય
" કયું હશે ? પણ તેમાં તેનો પણ દોષ શાનો કહી શકાય ? આ
" પંત જેવા પુરૂષો પોતાની લગ્નની સ્ત્રીને છોડીને એની આગળ
" આવે જ છે શા માટે ? શું તેઓ જાણતા નહીં હોય કે વેશ્યાઓનો
" પ્રેમ માત્ર બહારથી બતાવવા પૂરતો જ હોય છે ? ખરો પ્રેમ તો
" દેવ અને અગ્નિ સન્મુખ પોતાની જીંદગી પર્યંતની અર્ધાંગના થઈ
" ચૂકેલી સ્ત્રીનો જ હોય છે. તેને પૈસા જોડે સંબંધ નથી, કે નથી
" તેને પદવી જોડે સંબંધ; તેને તો માત્ર પોતાના પતિ જોડે જ સં-
" બંધ હોય છે, અને વેશ્યાનો સંબંધ તો માત્ર પૈસા પુરતો જ !
" એકને બાવો કર્યો એટલે તેને હાંકી મુકી બીજા ખાજની ખોળ
" કરે, અને બીજાને બાવો કરીને ત્રીજા ઉપર તરાપ મારવાની તપાસ
" કરે. આમ હોવા છતાં–મૂર્ખ પુરુષો એ બધું જાણતા છતાં–પતંગી-

"આની પેઠે મોહમાં ફસાઈ, વેશ્યાની યારી કરી જનસમાજના
"તેમજ ઈશ્વરી કાયદા વિરુદ્ધ કૃત્યો કરે છે, તેમનો કયે અવતાર
"ઉદ્ધાર થવાનો છે? આવી નીચ નારીઓને ઈશ્વરે શા માટે જન્મ
"આપ્યો હશે? અરે! હું પણ કેવી દુર્ભાગી કે આ નીચ ઘરમાં
"ફસાઇ પડી! પણ તેમાં કોને દોષ દઉં? મારા ભાગ્ય જ જ્યાં
"ઓછાં ત્યાં બીજાને નાહક દોષ શા માટે દેવો? મેં પૂર્વ જન્મે
"એવાં ક્યાં પાપ કર્યાં હશે કે જેથી મારો જન્મ ઉત્તમ મરાઠા
"કૂળમાં થવા છતાં આ નીચ ઘેર વસવાટ કરવાનો પ્રસંગ આવ્યો?
"મેં પૂર્વજન્મે સતી સ્ત્રીઓ પર ખોટાં આળ ચડાવ્યાં હશે તેનું
"આ પ્રાયશ્ચિત જ હશે! હા, ખરે તેમજ હશે; પણ એ પ્રાયશ્ચિત
"પૂરૂં ક્યારે થશે! ભગવાન જાણે!"

આવા આવા વિચારો કરતી કરતી મણિ ઉઠી; માસિક ફેંકી દીધું હતું તે લઈ કબાટમાં તેની જગોએ મૂકી બીજું કંઈ વાંચવા માટે કબાટમાંનાં પુસ્તકો ફેરવવા માંડ્યાં. સરસ્વતીચંદ્ર પહેલો ભાગ કહાડી પલંગ પર દિવા આગળ બેસી પાનાં ફેરવવા મંડી. પાનાં ફેરવતાં ફેરવતાં સરસ્વતીચંદ્રે લખેલી ગઝલો કહાડી. એ ગઝલો તેને બહુ પ્રિય લાગતી હતી, તેથી ઘણી વખત એ એકલી બેઠી બેઠી લલકારતી હતી. આજે પણ એ વાંચવાથી મારા મનને શાંતિ થશે એમ ધારી તેણે એ વાંચવા માંડી. પ્રથમ તો બરાબર કંઈ જ ચાલ્યો નહીં. એ ચાર વખત એકની એક પહેલી કડી ગાઈ રાગ બેસાડી ગઝલો ગાવા મંડી. તેના ધારવા પ્રમાણે તેમાં તેને રસ તો પડ્યો; પરંતુ તે જેમ જેમ આગળ ગાવા લાગી તેમ તેમ તેના હૃદયમાં ચીરા પડવા લાગ્યા. પોતાની આ ઉમ્મરે પોતાને આવી દશા ભોગવવી પડે છે, એ વિચારે હૃદય ચીરાવા લાગ્યું. સરસ્વતીચંદ્રે કુમુદસુંદરીને 'ન ભુલાતું તું ભુલી

જન-વિધિનું પાયું તે પી જન' કહેલી એ બોધક કડીઓ વાંચતાં તેણે આ વખતે પોતાને લાગુ પાડી લીધી. વિધિના પ્રતાપે જે માથે પડ્યું તે સહેવું, એ સરસ્વતીચંદ્રનો બોધ વાંચીને તેના મનનું કંઇક સમાધાન થયું. બહુ દુઃખના ઉભરાથી માણસ કંટાળો ન ખાઇ જાય માટે ઇશ્વરે 'નશીબ,' 'વિધિ' એવી સંજ્ઞા સરજાવી છે, એમ જે કહે છે તે બરાબર છે, અને તેની પ્રતીતિ આપણી મણિને અત્યારે તાદૃશ્ય થઇ. મણિના મનનું સહેજ સમાધાન થતાં પુસ્તક પલંગ પર મૂકી સહેજ શાંત થઈ પડી એટલે છેક પાછલી રાત્રે આંખ મળી.

## પ્રકરણ ૧૨ મું.

### નર્મદાકીનારો અને ટોકરાસ્વામી.

* " अपि संपूर्णता युक्तैः कर्तव्याः सुहृदो बुधैः ॥
" नदीशः परिपूर्णोपि चंद्रोदयमपेक्षते ॥ "

નદી કીનારો સ્વાભાવિક રીતે જ રમ્ય હોય છે; તેમાં પણ મોટી નદી હોય અને કોઇ એકાદ ક્ષેત્રનું વાસ્તવ્ય એ સ્થળે હોય તો પછી એ સ્થળની રમ્યતાનું જે વર્ણન કરીએ તે થોડું જ! આપણા દેશમાં જે પુણ્યપાવની ભાગીરથી વગેરે પાંચ સાત મહા નદીઓ છે તેમાં જ નર્મદા નદીની ગણના છે. એ નદી દક્ષિણ અને ઉત્તર હિંદુ-

* જેનામાં કોઈ પ્રકારની ન્યૂનતા નથી એવા પણ ડાહ્યા માણસોએ મિત્રો કરી રાખવા આવશ્યક છે; જેમકે નદીઓનો ધણી સમુદ્ર પરિપૂર્ણ છે, તોપણ ચંદ્રોદયની અપેક્ષા રાખે છે. પંચતંત્ર—જીવરામ શાસ્ત્રી.

સ્તાન દેશની મધ્ય મર્યાદા હોઇને ભરૂચ (ભૃગુઋષીનું નિવાસસ્થળ) નામના શહેર પાસે પશ્ચિમ અરબીસમુદ્રને સ્વતંત્રપણે મળે છે. આ નદીને કીનારે ઘણાંક પુણ્યદાયક ક્ષેત્રો અને તીર્થો તથા અનેક પ્રાચીન સિદ્ધ ઋષીઓનાં આશ્રમો આવેલાં છે. માળવામાંના પ્રસિદ્ધ જ્યોતિર્લિંગ ઓંકાર મહાબળેશ્વરનું પવિત્ર સ્થાન નર્મદા નદીને કીનારે જ આવેલું છે. ત્યાં આ નદીને મોટો ઉંડો ડોહ પડેલો છે, અને તેમાંથી શંકરના સ્વરૂપના નાના મોટા બાણો મળી આવે છે. નર્મદાના બન્ને કીનારા પર અનેક પ્રકારના ચમત્કારિક સ્થળો આવેલાં છે, તેનું વર્ણન કરવાને માટે એક જૂદો ગ્રંથ લખવો જોઇએ. પણ આપણને નર્મદા નદીના મહાત્મ્યનું તથા તેના કીનારા પરના પવિત્ર સ્થળોનું વર્ણન કરવાને અવકાશ જ ક્યાં છે ? કારણ, હમણાં તો આપણે એક રાજધાનીની ઉથલપાથલમાં ગુંથાઈ ગયા છીએ. ત્યાંથી નર્મદા કીનારે જઇને તેનો મનોહર દેખાવ સ્વસ્થ ચિત્તથી જોવાને માટે આપણને અવકાશ જ છે ક્યાં ? તોપણ આપણો થોડોક કાર્યભાગ હમણાં એ તરફ ગયો છે, માટે આમાંથી થોડો અવકાશ મેળવીને આપણે ચાંદોદકર્નાળી નામના નર્મદાતટના એક પ્રસિદ્ધ ક્ષેત્રમાં પ્રવેશ કરીશું. ગાયકવાડ સરકારનો કેટલોક પ્રદેશ નર્મદાના કાંઠા પર આવેલો છે, અને કેટલીએક જગોએ તો ઘણું કરીને અંગ્રેજ અને ગાયકવાડ સરકારની સરહદ રૂપે એ નદી થઇ રહી છે. ગાયકવાડ સરકારના અમલમાં ચાંદોદકર્નાળી નામના ક્ષેત્રો સારી પેઠે વસેલાં છે. કર્નાળીક્ષેત્ર એ પૂર્વે કણ્વઋષીનું તપશ્ચર્યા કરવાનું સ્થાન હતું એમ કહેવાય છે. કણ્વઋષી એ પરમ રસિક કવિ શ્રી કાળીદાસના શાકુંતલ નામના પ્રિય નાટકમાંની મુખ્ય નાયિકા શકુંતલાના પિતા થાય. હમણાં આપણે કર્નાળીક્ષેત્રની થોડીએક શોભા જોઇને પછી આપણે એ ક્ષેત્ર તરફ કેમ ગયા તેનો વિચાર કરીશું.

કર્નાળીક્ષેત્રની શોભા અત્યંત વર્ણનીય છે. ત્યાં આગળ **નર્મદાનો** પટ અતિ ભવ્ય હોઇને સામે કાંઠે અને વચ્ચેના બેટ પરનાં દેવસ્થાનો પર જવા માટે હોડીમાં બેસીને જવું પડે છે. હોડીમાં બેસીને તીર પરનો દેખાવ જોઇએ તો બહુજ મજેદાર દેખાય છે. કૈલાસવાસી શ્રીમંત ગોપાળરાવ **મૈરાળે** અહીં **નર્મદાનો** સુંદર ઘાટ અને દેવાલય બંધાવેલ છે. તેનું સૌંદર્ય હોડીમાં બેસીને જોતાં બહુજ સરસ દેખાય છે. એનાવડે એ મહાપુરૂષનું નામ અને કીર્તિ **નર્મદા** કીનારે અજરામર થઈ રહેલાં છે. આ મહાપુરૂષનો ઘણોક પૈસો **નર્મદા** તટ પર ખર્ચાયો છે. ઠેક ઠેકાણાની તેમની ધર્મશાળાઓ, ઘાટ, દેવાલયો, સદાવૃત્ત અને નગારખાનાં એ વગેરે તેની હજુ પણ સાક્ષી આપે છે. **નર્મદાનું** દર્શન, સ્નાન, પાન, એ સર્વે જેમ પુણ્યકારક છે, તેમજ આ સુવંદ્ય પુરૂષનું નામ પણ પુણ્યપ્રદ ગણાય. અને એટલા માટે જ આ પવિત્ર સ્થળનું વર્ણન કરતાં અમને આ મહાપુરૂષનું સ્મરણ એની મેળે જ થઇ આવે છે. જે ઠેકાણે ધર્મનો છળ અને **નીતિને** ભ્રષ્ટ કરવાની ખટપટ ચાલુ થઈ રહી હતી તે ઠેકાણે આ નીતિમાન, સદાચરણી અને ધર્માત્મા પુરૂષનું ગુજરાન શી રીતે ચાલી શકે ? તેમણે આગળનું એ ભવિષ્ય પહેલાંથી જ સમજીને દિવાનગીરીની જગોને, પોતાની કુબેર તુલ્ય સંપત્તિને અને વડોદરા શહેરને છેવટના રામરામ કરીને પોતે અક્ષય આનંદરૂપ કૈલાસવાસ સ્વીકાર્યો હતો !

ટૂંકામાં તાત્પર્ય માત્ર એટલું જ કે, કર્નાળીક્ષેત્ર અને ત્યાંનો **નર્મદાનો** રમણીય પ્રવાહ જોતાં મનને અત્યંત આનંદ થઈ જાય છે. ગમે તેવો ઉદાસી અને દુઃખી–કષ્ટી–માણુસ હોય અને તે ક્ષણવાર **નર્મદાના** ઘાટપર જઇને બેસે એટલે તેનું ઔદાસીન્ય અને દુઃખ હરાઈ ગયા સિવાય રહેતું નથી. સંસારતાપથી તપ્ત થએલા પ્રાણીઓમાંના ઘણા

જણ શાંતિસુખ મેળવવા માટે ત્યાં રહેલા છે. તેમાં કોઇ સંન્યાસી, કોઈ જતી, કોઈ પરમહંસ, કોઇ જટાધારી અને કોઈ ધૂમ્રપાન કરનારાઓ પણ હોય છે. નર્મદાની ગુહાઓમાં ધ્યાન ધરીને સમાધીસ્થ થઈ બેઠેલા કેટલાક મહર્ષીઓ હજુ પણ છે. તેમની એ પવિત્ર અને રમણીય ગુહો, આસપાસની વિસ્તીર્ણ અને ભવ્ય વનશ્રી, વિવિધ પ્રકારનાં ગગનચુંબિત વૃક્ષો, ચોતરફ પ્રસરતો સૌગંધિક પુષ્પોનો સુવાસ, અને હિંસક પશુઓની કાને પડતી ભયંકર ચીચીઆરીઓ; એ વગેરે જોતાં આ સ્થળે પહેલી જ વખત આવનાર માણસના મનની સ્થિતિ ક્ષણભર કંઇ જૂદા જ પ્રકારની થઇ જાય છે. હમેશાં શહેરમાં વસ્તીના કચકચાટમાં રહીને મનપર થઇ આવેલા સહવાસનું પરિણામ જ્યારે આ સ્થળે જતાંવેંત બદલાઇ જાય છે, ત્યારે મનની સ્થિતિ પણ તેવી જ રીતે બદલાઇ જાય એ સ્વાભાવિક જ છે.

આ રમ્ય સ્થળે ટોકરાસ્વામી નામના એક પ્રસિદ્ધ, વિદ્વાન્ અને ધર્મનિષ્ઠ યોગી—સંન્યાસી રહેતા હતા. ટોકરાસ્વામી એ રાજયોગી હોઇને રાજકાર્યધુરંધર તથા અતિ પરોપકારી હતા. વડોદરામાં હમણાં ચાલતી રાજકીય હીલચાલની રજેરજ બાતમી તેમને અહીં બેઠાં બેઠાં મળતી હતી. વડોદરામાં દરરોજ શા શા નવા બનાવો છે, એ ટોકરાસ્વામીને જે તે વખતે જણાતું હતું, પરંતુ ઉપાય શો ? જો કે તેમને ત્યાં જઇને રાજકીય પ્રકરણમાં જરા પણ ખટપટ કરવાનું કારણ નહોતું; તોપણ ચાલતી અને નવી નવી થતી વ્યવસ્થા જોઇને તેમનો જીવ કપાઇ જતો હતો. ગાયકવાડી પુરૂષોનું કલ્યાણ થાય, ગાયકવાડી રાજગાદી ચિરકાળ તપ્યા કરે, એ ગાદીનો ભોક્તા પોતાના સહકુટુંબ ચિરકાળ સુખી રહે, અને ગાયકવાડી રાજ્યમાં અન્યાયના બનાવો બનીને નીતિ અને ધર્મને ધક્કો ન લાગે એટલી જ તેમની

પ્રબળ મનોવાંચ્છના હતી. તેમને આ જગતવ્યવહાર સંબંધે આ સિવાય બીજી કોઇપણ જાતની ઇચ્છા અગર વાંચ્છના નહોતી. હમણાં વડોદરામાં ધર્માજીરાવના કુટુંબની જે દુર્દશા થઇ રહી હતી તેને લગતી અક્ષરે અક્ષર બાતમી સ્વામીશ્રીને કાને પહોંચી ચૂકી હતી. આ બાતમીથી તેમને બહુ જ ખોટું પણ લાગ્યું હતું. કારણ ટોકરાસ્વામીને અને ધર્માજીરાવને ઘણી મુદ્દતનો–જુનો–અતિ સ્નેહસંબંધ હતો; અને ધર્માજીરાવની પુત્રી નીતિ તરફ તો સ્વામી મહારાજનો ઘણોજ સદ્‌ભાવ હતો. સ્વામી મહારાજ આ અનેક્ષા બનાવ માટે શું કરવું તેના વિચારમાં અહોનીશ રહેતા હતા. તેવામાં એક દિવસે સવારના પહોરમાં સ્વામી મહારાજ આગળ અનાયાસે જ એ ગોગ આવીને ઉભો રહ્યો.

સવારના આઠ વાગવાનો સમય હતો. નર્મદાના ઘાટ પર આ વખતે કોઇ સ્નાન કરતું હતું, કોઇ સંધ્યા કરતું હતું, કોઈ લુગડાં ધોતું હતું: એ પ્રમાણે પ્રાતઃકાર્યો ચાલી રહ્યાં હતાં. કેટલાક ગૌમુખીમાં હાથ નાખી જપ કરતા બેઠા હતા, કેટલાક જણાઓ ત્યાં પાર્થીવપૂજા કરવા માટે પણ બેઠા હતા. નાગરિક સ્ત્રીઓ માથા પર બેડાં લઇને વાતો કરતી કરતી પાણી ભરવા માટે આવતી જતી હતી. ટોકરાસ્વામી આ વખતે પોતાના મઠમાં ધ્યાન ધરીને કૃષ્ણજીન પર બેઠા હતા. તેમની સન્મુખ યોગવસિષ્ઠનો વેદાંતિક ગ્રંથ વ્યાસપીઠ પર રહી ગયો છે; અને પચાસેક માણસો વેદાંત શ્રવણ કરવા માટે આવીને બેઠેલા છે. શ્રોતા જનોમાં કેટલાક ભગવાં વસ્ત્ર ધારણ કરનાર હતા, અને કેટલાક વિરક્ત વૃત્તિ ધારણ કરનાર ગૃહસ્થાશ્રમીઓ પણ હતા. મઠમાંની સર્વ જગો સ્વચ્છ તથા રમણી હતી. નર્મદાનો ગંભીર પ્રવાહ મઠમાં બેઠાં બેઠાં જ દષ્ટિગોચર થતો હતો. મઠમાં વિવિધ પ્રકારનાં

સુવાસિક વૃક્ષો અને વૃક્ષલતાઓ વાવેલી હોવાથી તેનો સુગંધયુક્ત પરિમળ ત્યાંથી ચોતરફ ફેલાઇ રહ્યો હતો. જ્યાં ત્યાં તુળશીનાં વન અને બિલ્વ વૃક્ષ આવી રહ્યાં હતા. શહેરમાંની ભાવિક સ્ત્રીઓ દરરોજ સવારે સ્વામી મહારાજનાં દર્શન માટે આવતી હતી: તેઓ મઠમાં રંગવલ્લિકા એટલે રંગોળીઓ વગેરે કહાડતી હતી, તેનાવડે મઠની મનોરમ્યતા અધિકતર થતી હતી. ઠેકઠેકાણે સાધુઓની ભગવી લંગોટીઓ અને વસ્ત્રો તથા પાંથસ્થ બ્રાહ્મણોનાં વસ્ત્રો સુકવવા નાંખેલા હોય છે. આ તમામ દેખાવ જોઇને નવા આવનારને આ મઠની શોભા કંઇક અપૂર્વ દેખાતી હતી. મઠની પાછળના ભાગમાં દરરોજ સો પચાસ માણસોની રસોઇ પણ રંધાતી હતી.

આ પ્રમાણે ટોકરાસ્વામીના મઠમાં ચાલી રહ્યું છે, એવામાં માથે ફેંટો બાંધેલો અને ઇજાર પહેરેલો એવો કોઇએક પુરુષ એકદમ સ્વામી સન્મુખ આવી, સ્વામીને સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડીને ઉભો રહ્યો. સ્વામી સમાધીમાં હોવાથી આ પુરૂષ તરફ પ્રથમ તેમની નજર ગઈ નહીં, તેથી એ આવનાર પુરૂષને ઘણો વખત સુધી ઉભા રહેવું પડયું. સ્વામી મહારાજની સમાધી પૂરી થતાં તેઓએ આંખો ઉઘાડીને જોયું તો સામે એક પુરુષ હાથ જોડીને ઉભેલો દેખાયો, સ્વામીની આંખો ઉઘડે છે એટલામાં એ પુરૂષે બીજી વખત સાષ્ટાંગ નમસ્કાર કર્યાં, ત્યારે સ્વામીએ કોણ, કયાંથી આવો છો, તમે અહીં પહેલવહેલાજ આવેલા જણાઓ છો, નમસ્કાર પૂરા થયા વગેરે પૂછી—કહી—બેસવાની આજ્ઞા આપી એટલે એ ગૃહસ્થ ઉઠીને સ્વામી સન્મુખ ઉભો રહ્યો. સ્વામીએ તેના મોં તરફ નિહાળીને જોયું. તેનું મોં દુઃખ અને ચિંતાથી તદન ફીકું પડી ગયું હતું; તેમજ તેનો પોશાખ પણ છેક ગરીબીનો થઈ ગયો હતો. આવું સ્થિત્યંતર થયા છતાં પણ દીનદયાળ મહારાજ ટોકરા

સ્વામીએ એ ગૃહસ્થને એકદમ ઓળખ્યા ! અને ઓળખતાં તેમનાથી ધિરજ રાખી શકાઈ નહીં. તેઓ સોવળામાં હતા તોપણુ તે જ ઘડીએ તેવીજ રીતે પોતાના આસન ઉપરથી ઉઠયા અને આગળ ધસીને સ્વામી મહારાજે એ આવેલા ગૃહસ્થને અતિપ્રેમથી પોતાના છાતી સરસા ચાંપ્યા. એ ગૃહસ્થે પણુ પોતાના બેઉ હાથવતી સ્વામીને દૃઢ સ્નેહાલિંગન આપ્યું. ઉભયના નેત્રદ્વારાએ પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલી રહ્યો. તેથી પ્રેમજીવનવડે એક બીજાને એક બીજાએ સચૈલ પ્રેમસ્નાન કરાવ્યાં ! ! અહાહા ! ખરા મિત્રધર્મનો અને ખરા સ્નેહસંબંધનો પ્રભાવ કાંઇ જૂદો જ હોય છે. તેનું યથાયોગ્ય વર્ણુન કરવાને કોણુ સમર્થ થઈ શકે ? અથવા તેની કિંમત પણુ કોણુ કરી શકે ?

વાંચનાર મિત્રો ! ટોકરાસ્વામી જેવા સમર્થ રાજયોગીએ જાતે ઉભા થઇને જેને પ્રેમાલિંગન દીધું, એવો એ પાંથસ્થ ગૃહસ્થ કોણુ હોવો જોઇએ ? ઘણે ભાગે તમારાથી એ સંબંધમાં ખરી કલ્પના થઇ શકશે નહીં એમ લાગવાથી હું જ સ્પષ્ટ કરી કહી દઉંછું કે, એ આવેલા ગૃહસ્થ આપણી જૂની ઓળખાણુના વડોદરાના દુર્દૈવી મિત્ર ધર્માજીરાવ દાભાડે ! તેમના સંબંધે શો ઉપાય કરવો એ સંબંધે સ્વામી મહારાજ પ્રથમથીજ ચિંતા કરતા હતા, એ તમે જાણી જ ગયા છો. સ્વામી મહારાજે ધર્માજીરાવને મળી, ભેટી આશ્વાસન આપ્યું કેઃ—
" હવે તમારે શાંતચિત્તે મારી પાસે—અહીં જ રહેવું. અહીં તમને કોઈ
" પણુ વાતે કમીપણું પડશે નહીં. એ ઉપરાંત તમે અહીં હશો તો
" તમને રાજકીય ઉપદ્રવની તવાઈ પણુ થશે નહીં. તેમજ તમારા
" થએલા છલ સંબંધે તથા તમને થએલી નુકસાની સંબંધે અહીં
" બેઠાં બેઠાં જ યોગ્ય ઇલાજ કરી શકાશે. ફિકર ચિંતા કરશો નહીં,
" અને હિંમત હારશો નહીં. પરમેશ્વર હમેશાં સદ્ધર્મપ્રિય છે, તેથી

" તમારૂં છેવટ મિષ્ટ અને સુખકર કરી દુષ્ટોને શાસન કરશે જ એમાં
" જરાપણ સંદેહ નથી. તમને અહીં આવવા માટે ઈશ્વરકૃપાથી બુદ્ધિ
" સુઝી આવી એ બહુ જ સારૂં થયું. અત્યાર સુધી હું તમારી જ
" ચિંતામાં હતો."

આ પ્રમાણે આશ્વાસનવાચક વચનો કહીને સ્વામીશ્રીએ ધર્માજીરાવને છોકરાંછૈયાં તથા સુમતિબાઇના સમાચાર પૂછ્યા. આ સાંભળતાં ધર્માજીરાવની બન્ને આંખોમાંથી એક સરખો દુઃખાશ્રુનો પ્રવાહ ખળખળ વહેવા લાગ્યો. છેવટે ધર્માજીરાવે તેવી જ સ્થિતિમાં—ગદગદ કંઠે પોતાનાપર વીતેલાં તમામ વીતકો સ્વામીને નિવેદન કરતાં કહ્યું કેઃ—"ભ્રમર
" અને સદ્‌ગુણ તો હું ઘેર હતો ત્યારે જ દરબારના બોલાવવાથી એક
" દિવસે રાત્રે ગયા છે તે ત્યાંજ રહ્યા છે! તેને લઇ ગયા પછી તેનું
" શું થયું તેનો હું ઘર બહાર નીકળ્યો ત્યાં સુધી મને બિલકુલ પત્તો
" મળ્યો નહોતો, અને પછી જૂઠી માયા કરીને સ્વારીમાં મહારાજા
" બોલાવે છે, એવા પ્રપંચથી મને ઘર બહાર કહાડયો તે કહાડયો જ!
" હું નીકળ્યો ત્યારપછીથી ઘરની શી સ્થિતિ થઇ છે તે પણ હું બિલ-
" કુલ જાણતો નથી. ઘેર માત્ર મામાસાહેબ અને વિશ્વાસ ચાકર
" હતા; અને ઘરની સ્ત્રીઓના સંરક્ષણનો આધાર માત્ર તેટલો જ હતો.
" ત્યાર પછીની હકીકત પરમેશ્વર જાણે!"

ધર્માજીરાવનું આ વૃત્તાંત સાંભળી લીધા પછી સ્વામી બોલ્યાઃ—
" હવે તમે જરા પણ ફીકર કરશો નહીં. હું હમણાં ને હમણાં જ
" ગાડી અને માણસો મોકલીને તમારા તમામ ઘરખટલા સાથે સ્ત્રી-
" ઓને અહીં બોલાવું છું, અને તેજ પ્રમાણે બે હોંશીઆર માણ-
" સોને મોકલીને ભ્રમર તથા સદ્‌ગુણની તપાસ ગુપ્ત રીતે વડોદરા-
" માં કરાવું છું. તમે જરા પણ ફીકર કરશો નહીં." વગેરે ધર્માજી-

રાવને કહીને ગાડી અને માણસોને ધર્માજીરાવના કુટુંબને તેડી લાવવા માટે વડોદરા તરફ ગુપ્ત રીતે રવાના કર્યા. પછી સ્વામી મહારાજે ફરી વખત સચૈલ સ્નાન કર્યું, અને ધર્માજીરાવને પણ સ્નાન કરવાની આજ્ઞા આપી. સ્નાન કરી સોળું પહેરી સ્વામીશ્રીએ ચાર ઘડી સુધી વેદાંત વિષયપર પુરાણ વાંચ્યું; અને તે થઇ રહ્યા પછી ધર્માજીરાવ તથા ઇતર સર્વ બ્રહ્મવૃંદ સાથે સ્વામીએ ભોજન કર્યું.

બે ત્રણ વાગવાના સમયે સ્વામી, ધર્માજીરાવ અને બીજા કેટલાએક માણસો વાતો કરતા બેઠા હતા, એટલામાં એકદમ એક માણસ કહેતો આવ્યો કે, "ઘાટપર ધર્મશાળામાં એક અતિશય અશક્ત "થએલી ડોસીને લઇને એક ડોસો આવેલો છે, અને એ બેઉને "સ્વામી મહારાજનાં દર્શન કરવાની અત્યંત ઉત્સુકતા છે. પરંતુ એ "ડોસીમાં ત્યાંથી અહીં સુધી આવવા પુરતું સામર્થ્ય નહીં હોવાથી "એ નિરૂપાય થઈ ગયાં છે." આ સાંભળતાં સ્વામીએ એ સમાચાર આપનારને કહ્યું:—"કંઇ ચિંતા નહીં. ગરીબ પ્રવાસીઓને દર્શનની "ઇચ્છા છે, અને અહીં સુધી આવવાની તેમનામાં શક્તિ નથી, તો "આપણે જ ત્યાં જઇને તેમનાં દર્શન કરવાં એમાં શું ખોટું? માટે "ચાલો હું આવું છું તમારી જોડે. એ પ્રવાસીઓ ક્યાં છે તે મને "તમે કૃપા કરીને બતાવો." આટલું કહેતાં કહેતાં સ્વામી ત્યાં જવા માટે ઉભા થયા. સ્વામી ઉઠ્યા એટલે તેમની જોડે પાંચ દસ માણસો પણ ઉઠ્યા. તેમાં ધર્માજીરાવ પણ હતા. શિષ્યોએ સ્વામી આગળ પાદુકા લાવીને મૂકી એટલે તે પહેરીને સ્વામી એ પ્રવાસીઓનાં દર્શન માટે ચાલ્યા. રસ્તામાં સેંકડો લોકો સ્વામીને પગે પડતાં હતાં, તેથી પાંચ દસ ડગલાં ચાલ્યા પછી સ્વામીને ફરી ફરીને ઉભા રહેવું પડતું હતું. આ પ્રમાણે ચાલવાથી જો કે પ્રવાસી ઉતરેલી ધર્મશાળા મઠની

નજીક જ હતી તોપણ પ્રમાણમાં તેમને ઘણો વખત લાગ્યો. સ્વામી ધર્મશાળામાં જઇ પહોંચતાં વૃદ્ધ પ્રવાસીની દૃષ્ટિ સ્વામી પર પડી કે તુરત જ એ દોડતો દોડતો આગળ આવ્યો, અને તેણે સ્વામીના પગ પર પોતાનું માથું મૂક્યું. સ્વામીએ તેને ઉઠાડીને જોયું તો ધર્માજીરાવના મામા! પછી મામાસાહેબે સ્વામીનો હાથ ધરીને કહ્યું કે,—" મારી બ્હેન અને ધર્માજીરાવની મા સુબુદ્ધિબાઇ અહીં આવ્યાં છે, અને તે બહુ જ થાકી ગયાં છે!!" આ સાંભળતાં સ્વામી ડોસી આગળ જઇ પહોંચ્યા. સ્વામીને જોઇ સુબુદ્ધિએ ઉઠવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તે કાંઇ ફાવી શકયાં નહીં. છેવટે સ્વામી જ તેમની પાસે જઇને બેઠા, અને ઉઠવાનું કાંઇ કારણ નથી, હું તમારી પાસે જ છું એમ કહીને તેમના મનનું સારી પેઠે સમાધાન કર્યું. સુબુદ્ધિના બોલવાના વલણ ઉપરથી સ્વામીશ્રી સમજી ગયા કે, એને અંતકાળને સમયે પુત્ર-દર્શનની અત્યંત ઉત્કંઠા છે. આમ જાણીને સ્વામીશ્રીએ પછવાડે જોઇને ધર્માજીરાવના નામનો સાદ કર્યો. એ જોઇને વૃદ્ધ મામાસાહેબ અને સુબુદ્ધિને અત્યંત આશ્ચર્ય લાગ્યું કે, 'ધર્માજીરાવ અહીં શી રીતે આવે? અને અમને મળે શાના?' પરંતુ આ યોગ અતિ ચમત્કારિક રીતે ઘડી આવ્યો હતો! સ્વામી મહારાજ ધર્મશાળામાં આવ્યા ત્યારે ધર્માજીરાવ બહાર નદીના ઘાટ પરની શોભા જોતા ઉભા રહ્યા હતા. એટલામાં ધર્મશાળામાંથી બે ચાર માણસો દોડતા આવીને તેમને કહેવા લાગ્યા કે,—'ધર્મશાળમાં તમારી માતુશ્રી અને મામા આવેલાં છે, અને તેમને મળવા સ્વામી મહારાજ આપને બોલાવે છે.' આ સાંભળતાં ધર્માજીરાવ આશ્ચર્યચકિત થયા, અને ઉતાવળે એકદમ ધર્મશાળામાં આવ્યા.

ધર્મશાળામાં આવતાં જ ધર્માજીરાવની દૃષ્ટિએ ખરેખર તેમનાં

માતુશ્રી પડ્યાં; અને મામાસાહેબ પણ મળ્યા. પછી આનંદની સીમા શી ? માતુશ્રી અત્યંત અશક્ત થઇ ગયાં હતાં તોપણ તેમનાં નેત્રમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. ધર્માજીરાવને મામાસાહેબ છાતી સાથે ચાંપીને મળ્યા, અને ધર્માજીરાવ માતુશ્રીને ગળે વળગી પડયા. આ સમયે સ્વામી મહારાજ તેમના મનનું શાંતવન કરતા હતા.

* * * * * * *

હવે આ મંડળી એટલે ધર્માજીરાવ, તેમનાં માતુશ્રી અને મામાસાહેબ કર્નાળીક્ષેત્રમાં શી રીતે આવી પહોંચ્યાં તે સંબંધી થોડોક ખુલાસો આ સ્થળે કરી બતાવવો ઇષ્ટ છે. તેમ ન કરવાથી વાચકોની શંકા મુગ્ધ રહે, અને એ યોગ્ય કહેવાય નહીં, માટે ધર્માજીરાવને સ્વારી માટે બોલાવીને લઇ ગયા પછીની તેમની હકીકત જણાવવી આવશ્યક છે. તેમજ મામાસાહેબ વડોદરાના સ્ટેશનથી ડભોઈ સુધી ગયા પછી અહીં શી રીતે આવ્યા, એ પણ સ્પષ્ટ કહી બતાવવાની જરૂર છે. એટલી હકીકત જણાવીને પછી આપણે ચાલુ ચરિત્રનો આગળનો ભાગ જોવા જઇશું. આગળના ભાગમાં આપણને હજુ ઘણા અતકર્ય બનાવો જોવાના મળશે; કે જેથી વાંચનાર ! તારા મનમાં અત્યાચાર કરતાં વળી જૂદોજ ભાવ થઇ આવશે. પણ બહુ અધીરો ન થા, જરા એ હકીકત પણ જાણી લે; જાણવા જેવી છે. પછી હું તને આગળ લઇ જઇ તારી ઉત્કંઠિત વૃત્તિને શાંત કરીશ.

ધર્માજીરાવ દરબારના બોલાવવાથી જાસુસ જોડે આવેલા સારંગ ઘોડા પર સ્વાર થઇને સ્વારી માટે ગયા હતા, એટલું તો વાચકોના સ્મરણમાં જ હશે. ત્યાર પછી શું થયું તે જુઓ ! જે માણસ દરબાર તરફથી બોલાવવા આવ્યાનું ડોળ કરીને આવ્યો હતો તે દરબાર તરફનો નહોતો; પણ એ તો વચ્ચેની ખટપટી મંડળીનો માણસ

હતો. ઘોડો પણ એ મંડળીએ જ મોકલ્યો હતો. એ ખટપટી મંડળી-નો એવો નિશ્ચય થયો હતો કે, ધર્માજીરાવને ખસેડ્યા સિવાય ઘર-માંની સ્ત્રીઓ આપણા હાથમાં આવશે નહિ. આટલા માટે તેમણે સ્વારીને બહાને ધર્માજીરાવને ઘરમાંથી બહાર કહાડવાની આ યુક્તિ રચી હતી. ધર્માજીરાવ ઘરમાંથી બહાર નીકળીને ઠેઠ સ્વારીને જઇ મળવાના હતા, પરંતુ તેમને તેમ કરવા દે કોણ? અર્ધે રસ્તે ગયા પછી દોડતા બીજા બે સ્વારોએ આવીને તેમને કહ્યું:—
"તમારે બીજે રસ્તે થઇને ખંડોબાની પેલી તરફના મેદાનમાં જઇ
"બેસવું એવી મહારાજાની આજ્ઞા છે. અને ખંડોબાનાં દર્શન થઇ
"ગયા પછી સરકારસ્વારી સ્વતઃ તમને મળવા માટે એ મેદાનમાં આ-
"વનાર છે. તમારી જોડે જે કાંઇ વાતચીત કરવાની છે તે ત્યાંજ
"કરવાનું ઠરેલું છે. આજ ચંપાષષ્ઠીનો દિવસ હોવાથી ખંડોબાનાં દર્શન
"કર્યા પહેલાં તમારી મુલાકાત લેવાનું મહારાજા સાહેબને યોગ્ય નહીં
"લાગવાથી પ્રથમનો ઠરાવ ફેરવ્યો છે!"

એ સ્વારો આ પ્રમાણે કહીને ધર્માજીરાવને બીજે રસ્તે થઇને ખંડોબાની પેલી બાજુના મેદાનમાં આંબાના ઝાડ નીચે નાખેલા એક તંબુમાં લઇ ગયા. ત્યાંની બેઠકની શોભા વગેરે જોઇને ધર્માજીરાવ-ને સરકારસ્વારીની ભેટ થવાની આશા ખરી જેવી લાગી!! પણ તેવું બનેજ શાનું? આખી રાત સુધી તેમને ત્યાં કેદમાં પડી રહેવું પડ્યું. બીજા દિવસના સવારમાં ઘોડા પર સ્વાર થઇને એક કારકુન સાહેબની સ્વારી ત્યાં આવી પહોંચી. તેણે ધર્માજીરાવને કહ્યું:—"તમારા
"હાથપગમાં બેડીઓ નાખીને તમને તુરંગમાં લઇ જવાનો હુકમ થયો છે.
"+ + + સાહેબે તમારા માટે સરકાર પાસે બહુજ રદબદલી કરવાથી
"છેવટે તમને હદપાર કરવાનું ઠરાવવામાં આવ્યું છે! માટે તમોએ

" હમણાંને હમણાં જ ગાયકવાડી હદની બહાર નીકળી જવું જોઇએ.
" તમે આજને આજ આ હદ છોડીને ચાલ્યા નહીં જાઓ તો કાલે
" તમારા પગમાં બેડીઓ પડયા સિવાય રહેશે નહીં !"

ખંડોબાના મેદાનમાંના તંબુમાં ધર્માજીરાવને ઉપર પ્રમાણે દરબારની આજ્ઞા હોવાનું નિવેદન થતાં તેમણે એ કારકુનને પૂછ્યું:—
" અમારા પર આવો અનર્થ સરકારે શામાટે ગુજારવા માંડયો છે ?"

કારકુને ઉત્તર આપ્યો:—" તમે તમારી કન્યા મહારાજાને
" આપતા નથી, અને તમારી સાળીને એક વખત પણ દૃષ્ટિએ પડવા
" દેતા નથી માટે !! સમજ્યા ? તમારી ઇચ્છા હજુ પણ મહારા-
" જાની કૃપા સંપાદન કરવાની હોય તો હું કહું છું એ બાબતની
" કબુલાતભર્યો જવાબ મને આપો એટલે તમારાં સર્વ દુઃખો આકાશ-
" માં એકદમ ઉડી જશે !"

કારકુનનું આ બોલવું સાંભળી ધર્માજીરાવ બોલ્યા:—" મારી
" કન્યા ઉપવર અને સમજણી થઇ છે, માટે હવે લગ્ન સંબંધના
" કામમાં મારે તેની સલાહ લેવી જોઇએ. તે જો કબુલ કરશે તો
" મારી ના નથી, એમ હું તમને સ્પષ્ટ રીતે કહું છું. સિવાય મારી
" સાળી તારાબાઇ માટે કહેશો તો એ સંબંધમાં હું બિલકુલ હક્કદાર
" નથી, તે પોતે પોતાના માટે પૂર્ણ માલીક છે. તે પોતે પોતાની
" મરજી પ્રમાણે કોઇ પણ કાર્ય કરવાને સંપૂર્ણ સ્વતંત્ર છે. આટલા
" માટે એ બન્ને બાબતોના સંબંધમાં એ બેઉનો અભિપ્રાય લીધા
" સિવાય મારી સ્વતંત્રતાથી મારાથી કંઇ કહી શકાતું નથી. એને
" માટે હું લાચાર છું !"

ધર્માજીરાવનું આ પ્રમાણેનું ભાષણ સાંભળીને કારકુન બોલ્યો:—
" જો એ વાત તમારી સ્વાધીનતામાં નથી, પણ સ્ત્રીઓની મરજી

૮

"ઉપર છે તો તેમ પણ થઇ શકશે, એટલે સ્ત્રીઓને પણ પુછી "શકાશે. પણ તમારે તો અત્યારે ને અત્યારે આ રાજ્યની હદ "બહાર જવું જોઇએ. હું તમને અહીંથી પરબારા સ્ટેશન પર લઇ "જઇને સુરતની ટીકીટ અપાવું છું." ધર્માજીરાવ આ વખતે બંધનમાં સપડાયા જ હતા, એટલે જેમ તે કહે તેમ કરવા સિવાય બીજો ઉપાય જ નહોતો. એટલે એ કારકુનના કહેવા પ્રમાણે તેની જોડે સ્ટેશન પર ગયા. કારકુને સુરતની ટીકીટ લઈ, ધર્માજીરાવને ગાડીમાં બેસાડીને આપી. ધર્માજીરાવને લઇને ગાડી વડોદરાના સ્ટેશનથી આગળ ચાલતી થઇ એટલે એ કારકુન શહેર તરફ રવાના થયો.

ગાડી ચાલુ થઇ એટલે ધર્માજીરાવ ભારે વિચારમાં પડયા. તેમનું ચિત્ત વડોદરામાંની પોતાના ઘરની મંડળી તરફ હતું. મારી વાટ જોઈ જોઇને ઘરનાં માણસોની શી દશા થઇ હશે એ વિચારથી તેઓ ગાંડા જેવા થઇ ગયા હતા. સુરત જઇને કરવું શું? ઉતરવું ક્યાં? ખાવું શું? વગેરે દુઃખમય વિચારો એક પછી એક અનુક્રમે તેમને આવવા લાગ્યા. પાસે એક પઈ પણ મળે નહીં: અને કપડાંલત્તાં માત્ર શરીર પર હતાં એટલાં જ! વળી સુરત જેટલે દૂર ગયા પછી પોતાને વડોદરાના સમાચાર—તેમાં પણ વિશેષે કરીને પોતાના ઘરનાં માણસોના કુશળ સમાચાર શી રીતે મળે આ સંબંધનો જબરદસ્ત વિચાર તેમના મનમાં થતો હતો. આવા આવા તરંગોમાં જ વડોદરા પછીનાં બે ચાર સ્ટેશનો ચાલ્યાં ગયાં અને ભરૂચનું સ્ટેશન નજીક આવી પહોંચ્યું. ગાડીમાંનાં તેમજ સ્ટેશન પરનાં લોકો ગરબડ કરવા મંડી ગયાં. આ ગરબડ તથા ભરૂચનું નામ સાંભળીને ધર્માજીરાવને અહીં નર્મદા નદી છે એવું સ્મરણ થઈ આવ્યું. તેમજ નર્મદાને કીનારે પરમ સન્માનયોગ્ય પોતાના એક મિત્ર રહે છે એવું

પણ સાંભરી આવ્યું. આ સ્મરણ થતાં જ તેમના મનનો એકદમ નિશ્ચય થઇ ગયો કે જે થવાનું હશે તે થશે, પણ આપણે ભરૂચ સ્ટેશન પર જ ઉતરી પડવું સારૂં છે. પછી તેમણે આ નિશ્ચય પ્રમાણે કર્યું. ભરૂચના સ્ટેશન પર ઉતરીને ગામમાં જઈ કર્નાળી જવા માટે એક હોડી ભાડે કરાવી, અને તેમાં બેસીને તેઓ કર્નાળી જઈ પહોંચ્યા. કર્નાળીના ઘાટ ઉપર ઉતર્યા પછી હોડીવાળાને પાંચ રૂપીઆ આપવા જોઇએ તેને બદલે લગભગ પોણોસો રૂપીઆનો જરીની કોર તથા છેડાવાળો કશબી દુપટ્ટો શરીર પર હતો તે એ હોડીવાળાને આપી દીધો ! પછી ટોકરાસ્વામીના મઠમાં આવીને સ્વામીને મળ્યા એ વગેરે હકીકત પહેલાં જાણી ગયા જ છીએ.

ધર્માજીરાવનાં માતુશ્રી સુબુદ્ધિને લઇને મામાસાહેબ ડભોઇ જઇને ઉતર્યા એ પણ આપણે પાછળ વાંચી ગયા છીએ. ડભોઇ ગયા પછી સુબુદ્ધિની તબિયત વધારે બગડવાથી તેમણે મામાસાહેબને સલાહ આપી કેઃ—" હવે મને આગગાડીમાં નાંખીને બહુ દૂર સુધીનો " પ્રવાસ કરાવવાનો વિચાર રાખશો નહીં. કારણ, તેમ કરવાથી કદાચ " મારો પ્રાણ ગાડીમાં ને ગાડીમાં કોઇ જૂદે જ ઠેકાણે નીકળી જશે. " માટે અહીંથી નજીક જ આઠ દશ ગાઉ પર નર્મદાને કીનારે કર્નાળી- " ક્ષેત્ર છે ત્યાં મને લેઇ જાઓ. મારાં છોકરાં છૈયાં વગેરે આખા " કુટુંબના વડોદરાની દરબારી ખટપટી મંડળીએ શા હાલહવાલ કરી " નાખ્યા છે તે કોણ જાણે ! આ વાતની તપાસ પણ કદાચ ત્યાં " બેઠાં બેઠાં થઇ શકે તેવું છે. સિવાય ગુરૂવર્ય ટોકરાસ્વામીનાં ત્યાં " દર્શન થવા ઉપરાંત સતસમાગમનો લાભ પણ મળશે, માટે મુંબઇ " પુના તરફ જવા કરતાં નર્મદાકીનારે જવું એ મને વધારે સારૂં " લાગે છે." વૃદ્ધ બહેનનો આ અભિપ્રાય મામાસાહેબને પસંદ પડતાં તુરત જ એક ડોળી ભાડે કરીને એ ભાઇબહેન એકજ દિવસમાં

કર્નાળી આવી પહોંચ્યાં. અહીં આવ્યા પછી ટોકરાસ્વામી અને ધર્માજીરાવની મુલાકાત થઈ એ વગેરે વૃત્તાંત હમણાં જ આપણે વાંચી ગયા છીએ.

ધર્મશાળામાં ટોકરાસ્વામી સન્નિદ્ધ ધર્માજીરાવ અને તેમનાં માતુશ્રીની ભેટ થયા પછી સ્વામીના વિચાર અનુસાર એવું ઠરાવવામાં આવ્યું કે, ત્યાંથી સ્વામીના બે વિશ્વાસુ માણસો લઈને મામાસાહેબે ગુપ્ત રીતે વડોદરામાં જવું, અને સ્ત્રીઓની શી દશા થઈ છે એ જોવું; તથા બને તો ભ્રમર અને સદ્ગુણની તપાસ કરવી. વિશ્વાસરાવ ચાકર મળે તો તેને મળીને ઘરબાર અને સરસામાન વિશે શો વિચાર કર્યો છે એ પણ જાણી લેવું. આ પ્રમાણે ઠરાવીને સ્વામીએ મામાસાહેબને બીજા બે વિશ્વાસુ માણસો તથા જોઈતી વાટખર્ચી આપીને વડોદરા તરફ ગુપ્ત રીતે રવાના કર્યા, અને ધર્માજીરાવને તથા તેમની માને પોતાની પાસે રાખી લીધાં.

## પ્રકરણ ૧૩ મું.

### બે પત્રો.

"ખરાબની સોબત કરવાનું દુઃખ એ છે કે, તેમની વર્તણૂકનું આપ-
"ણાથી અનુકરણ જાણે અજાણે પણ થઈ જાય છે." —**ગીલ્પીન.**

"એટલી વાત તો સ્મૃતિમાં સજ્જડ કરી રાખવી જોઈએ કે, જેમને
"આપણે સ્નેહી તરીકે પસંદ કરીએ તેમના જેવી જ આપણી વર્તણૂક પણ
"થવાની, તેમજ જગતમાં આપણી શાખ પણ તેમના જેવીજ ગણાવાની;
"તેથી ગાઢપરિચય બાંધતાં પહેલાં આપણે ઘણા ધીરા અને સાવચેત
"રહેવું." —**ડૉ. બ્લેર.**

સ્વામી આટલું જ કરીને બેસી રહ્યા નહીં. તેમણે બીજા એક હોંશીઆર અને સંપૂર્ણ વિશ્વાસુ માણસ જોડે ખુદ મલ્હારરાવ મહારાજ પર એક પત્ર લખીને તેને હાથોહાથ આપવા મોકલ્યો. આ પત્રનો ઉત્તર આ જ માણસ જોડે મળવા એ પત્રમાં લખેલું હતું. સ્વામી મહારાજનો આ પત્ર મલ્હારરાવ મહારાજને હાથમાં પહોંચતાં એક મહીનો થયો; કારણ 'એ પત્ર ખુદ મલ્હારરાવ મહારાજના હાથમાં આપવો, મોડું થાય તો ફીકર નહીં' એવું એ માણસને ખાસ કહેવામાં આવ્યું હતું. સ્વામીના આ કહેવા પ્રમાણે પત્ર લઈ ને જનાર માણસે મલ્હારરાવ મહારાજને હાથોહાથ આપવાની ખટપટ કરતાં એક મહીના સુધી તો તેવી સંધી જ તેને મળી નહીં. એ માણસ સાધુના વેષમાં સરકાર હવેલીની આસપાસ અને મહારાજાની સ્વારી શિકાર માટે જતી એ સ્થળે ફર્યા કરતો હતો; પરંતુ મહારાજાની મુલાકાત એકલી તો થતી જ નહોતી. મહારાજાની સ્વારી દરરોજ બે વખત ગાડીમાં બેસીને ઘોડદોડ પર જાય છે એવું તેના જાણવામાં આવતાં તે માણસ સાધુના વેષમાં ઘોડદોડની સડક પર રેલવે સડકની પેલી તરફ પાંચ સાત દિવસ ટાંપીને ફરતો રહ્યો; પરંતુ તેમ કરવાથી પણ તેને જોઇતો યોગ મળી શક્યો નહીં. જ્યારે ત્યારે મહારાજાની ગાડીમાં કોઇને કોઇ મરાઠાશાઈ અથવા બ્રાહ્મણીયા પાઘડીવાળું હોય હોય ને હોય જ! તેમાં પણ ઘણે ભાગે બ્રાહ્મણીયા પાઘડીવાળા તો વધારે હોય જ!!

છેવટે એક દિવસે સવારના આઠ વાગવાના અરસામાં એ યોગ મળી આવ્યો. એ દિવસે ગાડીમાં બીજું કોઇ નહોતું; માત્ર એકલા મહારાજ જ હતા. અને તેઓ પણ ગાડીમાંથી નીચે ઉતરીને ધીમે ધીમે હવા ખાના ખાના પગે જ ચાલતા હતા. બગી અને કેટલાક

સ્વારો વગેરે માણસો થોડેક છેટે પછવાડે હતા, અને કેટલાક આગળ હતા. આવી સંધી જોતાં ટોકરાસ્વામીનો ચાલાક દૂત મહારાજા સાહેબની આગળ આવ્યો, અને સ્વામીનું નામ દઇ સ્વામીનો પત્ર તેમના હાથમાં આપ્યો.

ટોકરાસ્વામીનું નામ આ પ્રાંતમાં પ્રસિદ્ધ હતું, એટલું જ નહીં પણ કાઠીઆવાડ તથા ગુજરાતનાં સંસ્થાનિકોમાં પણ સારી પેઠે મશહુર હતું. તેમાં પણ બીજા સંસ્થાનિકો કરતાં મલ્હારરાવ મહારાજને તો એ નામ વધારે ઓળખાણવાળું હતું. કારણ કે પૂર્વે ખંડેરાવ મહારાજના વખતમાં જ્યારે મલ્હારરાવ એક ગામડામાં કારાગૃહમાં પડ્યા હતા, ત્યારે અતિ યુક્તિ તથા યત્નથી ટોકરાસ્વામીએ એક વખતે તેમને ખાસ મદદ આપી હતી. અને કેટલાએક નાજુક પ્રસંગને વખતે મલ્હારરાવ મહારાજાએ ટોકરા સ્વામીની સલાહો પણ પૂછાવી હતી. પરંતુ હમણાં તેઓ તખ્તનશીન થયા પછી આ મહા પુરૂષનું નામ બિલકુલ ભૂલી ગયા હતા. સાધુએ ટોકરાસ્વામીનો પત્ર કહીને હાથમાં આપતાં મહારાજાને એકદમ સ્વામીનું સ્મરણ થઇ આવ્યું, અને તેમનો એ પત્ર માથે ચડાવી તેને વંદન કર્યું. પછી ત્યાં જ ઉભા રહીને તેમણે એ આખો પત્ર વાંચ્યો; અને આવતી કાલે આ જ ઠેકાણે ઉત્તર આપવાનું કહી સ્વારી આગળ રવાના થઈ ગઇ.

બીજે દિવસે એ સાધુને મહારાજા તરફથી ઉત્તર મળતાં એ કર્નાળીને રસ્તે પાછો ચાલતો પણ થયો: પરંતુ તેનાથી એકદમ કર્નાળી જઈ શકાયું નહીં! તેને દરબારી મંડળીના મુખ્ય સૂત્રધારોએ માણસો મોકલીને વચ્ચેથી જ પકડી મંગાવ્યો, અને તેની ઝડતી લીધી. જો કે તેની પાસેથી કાગળપત્ર વગેરે કંઇ મળ્યું નહીં, પરંતુ કબૂલ કરાવવા માટે તેને છ માસ સુધી અટકાયતમાં રાખ્યો. આ ચતુર•

માણસે મલ્હારરાવ મહારાજાએ આપેલો પત્ર પ્રથમથી જ ચેતીને પોતાની પાસેની લાકડીના સોટામાં સંતાડી રાખ્યો હતો, તેથી ઝડતી લેનારાઓને તે મળી શક્યો નહીં. એ મંડળીને બાતમી મળતાં પોતાનાથી થાય તેટલી મહેનત તેમણે કરી જોઈ; પરંતુ મલ્હારરાવ અથવા સ્વામીના હાથનો પત્ર તેમના હાથમાં આવ્યો નહીં. સ્વામીનો પત્ર મહારાજાએ વાંચીને તુરત જ ફાડી નાખ્યો હતો, અને મહારાજાનો પત્ર—સ્વામીના પત્રનો ઉત્તર—એ દૂતની ચતુરાઇને લીધે એ મંડળીના હાથમાં આવ્યો નહીં. આ પ્રમાણે એ મંડળીને કંઈ ફાયદો તો ન થયો, પણ માત્ર બિચારા એ માણસને ૭ માસ સુધી વ્યર્થ અટકાયતમાં રહેવું પડ્યું. આમ થવાથી કેટલાક દિવસ ગયા પછી એ સાધુએ પત્રવાળો સોટો પોતાની ઓળખાણવાળા એક વિશ્વાસુ માણસ જોડે સ્વામી તરફ મોકલાવી દઈને મલ્હારરાવનો ઉતર સ્વામીને પહોંચતો કર્યો હતો.

હવે આ બેઉ મહા પુરૂષોના પત્રોમાં શો મજકુર હતો, એ જાણવાની અમારા પ્રિય વાચકોને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક જ છે. માટે તેમની એ ઉત્કંઠા તૃપ્ત કર્યા પછી જ અમે આગળ ચાલીશું.

ટોકરાસ્વામીએ મલ્હારરાવ મહારાજ ઉપર જે પત્ર લખ્યો હતો તે નીચે પ્રમાણે હતો:—

ચિરંજીવ ગોબ્રાહ્મણ પ્રતિપાલક મહારાજ

મલ્હારરાવ ગાયકવાડ.

વડોદરા.

શ્રી ક્ષેત્ર કર્નાળીથી લિ. અખંડ શુભચિંતક મિત્ર ટોકરા સ્વામીના પ્રેમપૂર્વક આશીર્વાદ. વિશેષ હમણાં મહારાજને આ ગરીબ

મિત્ર—સ્વામીનો વિસાર પડતો જાય છે એમ અનુભવથી જણાય છે; તોપણ એ માટે કંઈ ચિંતા નથી. ઉત્તરોત્તર મહારાજાશ્રીની વિજયશ્રી વૃદ્ધિંગત થતી જાય અને મહારાજ સુખ સમાધાન સ્થિતિમાં તથા સૌખ્યાનંદમાં રહે એટલી જ આ ગરીબ સ્વામીની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે. પ્રસ્તુત સમયે ચાલતી મહારાજાની રાજકીય કારકીર્દી ઉપરથી આ ગરીબની એ ઇચ્છા પૂર્ણ થશે કે નહી એ વિશે મોટી શંકા ઉત્પન્ન થઇ છે. આ શંકાનું સમાધાન જ્યારે મારાથી થઈ ન શક્યું ત્યારે આ વિનંતિપત્ર ખુદ મહારાજા તરફ મોકલવો પડયો છે. એ કૃપા કરી વિચારપૂર્વક અંતઃકરણમાં ઉતારીને આ પત્ર લાવનાર જોડે જ પ્રત્યુત્તર આપી સમાધાન કરશો એવી આશા છે. પરંતુ આ પત્રનો આટલેથી અનાદર થશે તો ઇશ્વરેચ્છા બલવત્તર સમજીને મનનું સમાધાન કરવું નશીબે ચોંટશે ! બીજો શો ઉપાય ?

પ્રસ્તુતની સ્થિતિ જોતાં મહારાજ પોતાના દુઃખના દિવસો ભૂલી ગયા હોય તેમ જણાય છે ! રાજ્યપદ પ્રાપ્ત થવા માટે કેટલી પુણ્યાઇ જોઇએ છીએ; અને પુણ્ય સંચય થવું કેટલું દુર્ઘટ છે એ મહારાજાના સ્વપ્નમાં પણ હવે આવતું નથી એ અત્યંત દિલગીરીભર્યું છે એમ કહેવું પડે છે ! કારણ મહારાજાના મનમાં પાપપુણ્ય સંબંધે જો જરા પણ કલ્પના વસતી હોત તો પ્રસ્તુત સમયે ચાલતી અનાચારની બાબતોનો અમલ મહારાજા તરફથી કદી પણ થયો ન હોત ! વડોદરામાં હમણાં આપના અમલમાં જે અંધાધુંધી અને અનાચાર ચાલુ થયા છે તેનું ફળ નિઃસંશય તમારે થોડા દિવસમાં ભોગવવું પડશે જ ! ! આ ભવિષ્ય જણાતાં આ તમારા ગરીબ મિત્ર—સ્વામીને પરમાવધિનું દુઃખ ઉત્પન્ન થયું છે. પણ એ પત્રમાં કેટલું લખી શકાય ?

તોપણ આ તમારી અનાચાર પ્રભૃતિ રોગસમુદાયને હજી પણ દવા મળી શકે તેમ છે. પણ તે તમારા મનમાં આવે ત્યારે અને તમે જાગો ત્યારે !! પ્રસ્તુત સમયે તો તમે મહા રોગ અને અઘોર નિદ્રાના ઘેનમાં ઘોરો છો ! એ રોગ અને નિદ્રાને વિલાયતી દવા ગૌરવર્ણના મનુષ્ય તરફથી મળે એવી તમારી ઇચ્છા છે ? જો તેમ હોય તો તેવા ઘણાક ધન્વંતરીઓ તમારી પાસે જ આંખમાં તેલ ભરીને ટાંપીને બેઠા છે, એ ઇશ્વરકૃપાથી ધ્યાનમાં લો ! એક વખત તેની માત્રા મળ્યા પછી એ ફરી ઉતરશે નહીં; પણ માત્ર એ તો જન્મની ગાંઠ ઘાલશે ! પછી પરાધીન થશો ! સ્વપદપદચ્યુત થશો ! સ્વદેશ પદચ્યુત થશો ! અને છેવટે હાય હાય કરતા રહેશો ! આટલા માટે જ કહું છું કે આપણી દેશી દવા જ લઇને તમોએ જલદી સારું થવું ઠીક સમજીને આ પત્ર મળતાં જ ધર્મનો છળ કરવાનું જે આરંભ્યું છે એ છોડી દો. **નીતિ**ને ભ્રષ્ટ કરવાનો મનમાં પાપી વિચાર કર્યો છે એ પાપી વિચાર પણ તજી દો ! કારણ જે રાજ્યમાં ધર્મ અને **નીતિ** સુખે વસતાં નથી, તે રાજ્ય જલદી જ નાશ પામે છે !!

તમારી શરીરસંપત્તિ, દ્રવ્યસંપત્તિ, અને વંશસંપત્તિ ચિરકાળ સુખી રહે; અને તમારી યશસ્વી કીર્તિ અખંડ વૃદ્ધિંગત થાય એવી જો તમારી મનઃપૂર્વક ઇચ્છા હોય તો આ પત્ર મળતાં જ તમે દુષ્ટ અને આપમતલબી લોકોની સંગતી છોડીને તેમનાથી સદંતર દૂર થાઓ. પરસ્ત્રીઓ એટલી બધીને પ્રત્યક્ષ કમાબાઇ ( તમારી પુત્રી ) પ્રમાણે સમજો; અને જે રેસીડેન્ટ સાહેબ હોય તેને જ પોતાનો કુળસ્વામી સમજીને તેની પ્રસન્નતાથી વર્તો. આના કરતાં બીજા કર્તવ્યની હાલ આવશ્યકતા નથી. લિ.

એક ગરીબ અને તમારો શુભચિંતક.

**ટોકરાસ્વામી.**

આ પત્રનો ઉત્તર મલ્હારરાવ મહારાજાએ નીચે પ્રમાણે લખ્યો હતો:—

**પરમપૂજ્ય શ્રી ટોકરસ્વામી**

**મુ. શ્રી ક્ષેત્ર કર્નાળી.**

વિશેષ વિનંતિ:—

આપના પત્રથી મને અત્યંત આનંદ અને બોધ પ્રાપ્ત થયો છે; માટે એ પત્રને મેં મારા શીર પર ચડાવ્યો છે. આપ જણાવો છો એ પ્રમાણે મારી કારકીર્દીની સ્થિતિ થઇ છે એ ખરૂં. પરંતુ હવે શું કરવું, કોને શરણ જવું, અને ઉત્તમ સલાહ તથા સહાયતા આપીને મારૂં કોણ રક્ષણ કરશે એમ મને થઇ આવ્યું છે!! મારી હાલની સ્થિતિ કરતાં એક દુર્દૈવી ભીખારીની સ્થિતિ પણ હજાર દરજ્જે સારી એમ હું સમજું છું! પણ આવે વખતે શું કરવું એ જ હવે મને સુઝતું નથી!

જે લોકોથી દૂર થવાનું આપ લખો છો એ લોકોએ તો મને વાળે વાળે બાંધી લીધો છે. હવે હું તેમનાથી મુક્ત શી રીતે થાઉં? દુષ્ટ સંગતીનું ઝેર મારા આખા શરીરમાં વ્યાપી ગયું છે એ હવે શી રીતે ઉતરે? એવો જબરદસ્ત ધન્વંતરી હવે મને મળી શકશે? આપ જ બતાવો. દેશી વૈદ્યોની દેશી દવા આ મારા મહા રોગ પર લાગુ થશે? થાય તેમ હોય તો હું ક્યા વૈદને બોલાવું? બન્ને તરફની દવાઓ જાણનાર એવા પારસી જાતના વૈદને મેં હમણાં જ બોલાવીને મારા સંગ્રહમાં રાખેલો છે, પણ તેના હાથથી ૧૮ માસના મારા નિર્માણ થએલા આયુષ્યમાં ગુણ આવે છે કે નહીં એ જોવાનું હજુ ભવિષ્યની આશા પર રહે છે. હવે તો આપની કૃપાથી આ લાચાર થએલા આપના જૂના મિત્રની જે સ્થિતિ થાય તે ખરી!

ધર્મ અને નીતિના સંબંધે આપે લખ્યું એ ખરૂં હશે: પરંતુ એ હકીકત અથવા એમાંની જરા પણ હું જાણતો હઇશ તો મને આપના જ સોગન છે! સ્વયંભુ મારો સ્વભાવ ભોળો હોવાથી, અને આવડો મોટો પર્વતપ્રાય કારભાર ચલાવવા પુરતી મારામાં આક્રમણ શક્તિ નહીં હોવાથી દુષ્ટ, હલકટ, અને આપમતલબી મંડળીએ ખાનગી રીતે મને તદ્દન ઘેરી લીધો છે. અને તેના પ્રતાપે જ ખરૂં શું અને ખોટું શું એ હું ખોળી કહાડી શકતો નથી—બ્રાંતિમાં પડયો છું. તથાપિ હવે આપના પત્રરૂપી માત્રા વડે મને જે કંઇ સાવધ સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેના યોગે હું હવે ધર્મ અને નીતિ વિષે યોગ્ય વિચાર કરવાનો આરંભ કરૂં છું. જેનાવડે ધર્મનીતિનું રક્ષણ થાય એ જ પંથ હું હવે સ્વીકારૂં છું, અને પરસ્ત્રી હવેથી આ મલ્હારીને માતુશ્રી અને બહેન તુલ્ય છે એમ ખચીત માનજો. રેસીડેન્ટ સાહેબ કુળસ્વામી છે એમ હું સમજું છું; પણ અમારા કારભારીઓ અમને એકદમ લઇ જઇને વિલાયત બતાવે છે તેનું હું શું કરૂં? ખરેખર હું આપને ભૂલ્યો નથી. એજ વિજ્ઞાપના.

આપનો ચરણરજ સેવક,

**મલ્હારરાવ ગાયકવાડ.**

# પ્રકરણ ૧૪ મું.

## શ્રીક્ષેત્ર ડાકોર.

* अन्य क्षेत्रे कृतंपापं पुण्यक्षेत्रे विनश्यति ।
पुण्य क्षेत्रे कृतंपापं वज्रलेपो भविष्यति ॥

**सुभाषित.**

જે પ્રમાણે દક્ષિણ દેશમાં પંઢરપૂર એ ભોળા લોકોનું ભક્તિસ્થાન છે તે જ પ્રમાણે ગુર્જર ભૂમિમાં **શ્રીક્ષેત્ર ડાકોર** એ ભક્તિસ્થાન છે. ગુજરાતીઓ મૂળમાં દેવભોળા છે, તેમાં પણ તેમની આસ્થા ડાકોરનાથ પર અત્યંત છે. ડાકોરમાં વિરાજતી ડાકોરનાથની મૂર્તિ ખાસ ભકતો માટે દ્વારકાંથી ચાલી આવેલી છે, એવી ભોળા લોકોની સમજુત છે! એ ગમે તેમ હો; પરંતુ આ સ્થાન બહુ જ રમણીય તો છે. વડોદરાથી ડાકોર આશરે વીશેક ગાઉ થાય છે. બૈલગાડી અથવા પગને રસ્તે થઇને જતાં બે દિવસનો રસ્તો ગણાય છે. ડાકોર ગામ નાનું સરખું હોઇને આખા ગામમાં ગરીબી બહુ દેખાય છે; પરંતુ ત્યાંના દેવનું ઐશ્વર્ય તો બહુ જ ભારે છે. દેવને સુવર્ણ અને જડાવના લાખો રૂપીઆના દાગીના છે. ત્યાંની ત્રિકાળ પુજાનો ડાક એક રાજવિલાસી ડોળના જેવો હોય છે. ત્રણે વખત દેવને નવો પોશાખ અને દાગીના પહેરાવીને અતિ સુંદર મહાપૂજા થાયછે. પરંતુ વાર તહેવારની પૂજા તો અત્યંત વર્ણનીય હોય છે! ઘણાક રજવાડાઓ તરફથી દેવને જૂદું જૂદું મોટું ઉત્પન્ન છે. એ સિવાય બારેમાસ યાત્રાઓ

* અન્યક્ષેત્રમાં કરેલાં પાપો પુણ્યક્ષેત્રે નાશ પામે છે; અને પુન્યક્ષેત્રમાં કરેલાં પાપો વજ્રલેપ સમાન થાય છે.

હોય છે તેથી દેવન તથા પૂજારીને હજારો રૂપીઆની પેદાશ થાય છે. તાત્પર્ય કે અહીંના દેવો તો મોટા શ્રીમંત છે: પરંતુ તેમના પૂજારી, સેવકો, ઉપાધ્યાય, અને વ્યવસ્થાપકો (દેવના સંસ્થાનનો કારભાર કરનારા) પણ મોટા કુબેરભંડારી બની ગએલા છે! આ દેવને માખણ, સાકર, મને મગજના લાડુ બહુ પ્રિય હોવાથી તેની દુકાનો અહીં વધારે છે. તેજ પ્રમાણે દેવને ગાયોનાં ટોળાં પણ પુષ્કળ છે. તેમજ દેવ અતિ વિલાસી હોવાથી બાગબગીચા, જલમંદિરો, આરસ મહેલ, ચાંદીના પલંગ અને હીંચકા પણ ઠેકાણે ઠેકાણે શોભી રહેલા જણાય છે.

અહાહા! આગગાડીમાંથી ઉતરી સ્ટેશન પર થઇને જ્યારે પ્રવાસી ડાકોરક્ષેત્રમાં જયા માટે વિચાર કરે છે ત્યારે નવીન આવનાર મનુષ્યના મનની સ્થિતિ બહુ જ ચમત્કારિક થઇ જાય છે. પ્રથમ તો ગામ બહારની અંબરાઇ અને ગીચ ઝાડી જોઇને જ તેમનું મન શીતળ થઇ જાય છે. પછી દેવાલયની સામે આવેલું ગોમતી નામનું ભવ્ય અને નિર્મળ જળ ભરેલું સરોવર, તેની આસપાસનાં ગગન-ચુંબિત વૃક્ષો, અને તે પર બેસી કલ્લોલ કરી રહેલાં નાના પ્રકારનાં પક્ષીઓ; વગેરે જોતાં ત્યાં જનાર માણસ ગમે તેવા કઠણ હૃદયનો અને નાસ્તિક મતનો હોય તોપણ તેના મન પર આ પુરાતન સ્થાન વિષે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી. અને જ્યાં લાખો લોકોનો એકનિષ્ટ ભક્તિપ્રેમ બંધાયો છે ત્યાં કંઇક પણ વિશેષ મહત્વ હોવું જોઇએ, એમ નાસ્તિક મતવાળાઓને પણ એક વખત લાગ્યા સિવાય રહેતું નથી.

ગોમતીના સરોવરના ઘાટ પરનો દેખાવ જોઈને મનને અત્યંત આલ્હાદ થાય છે. કોઇ સ્નાન કરી સંધ્યા કરતા કરતા નાક પકડી

બેઠેલા હોય છે, કોઇ સ્નાન કરતા હોય છે, કોઇ ગૌમુખીમાં હાથ ઘાલીને માળા ફેરવતા બેઠા હોય છે, કોઇ લૂગડાં ધોતા હોય છે, કોઇ ગોપીચંદનનું ઉર્ધ્વ ત્રિપુંડ કરતા હોય છે. તેમજ કેટલીક સ્ત્રીઓનું નાવું ધોવું અને પૂજાપાત્રી પણ ચાલી રહેલી હોય છે. આ પૂર્વકાર્યોથી પરવાર્યા પછી યાત્રાળુઓની દર્શન માટે જવાની ધમાલ થઇ રહે છે. ડાકોરનાથનું દેવાલય ચીરાબંધ બાંધેલું હોઇ ઘણું જ વિશાળ છે; પરંતુ ત્રણે કાળ ત્યાં માણસોની ગીરદી એટલી બધી હોય છે કે ન પૂછો વાત! અહાહા! આ વખતે અહીં થતા આનંદનું શું વર્ણન કરીએ! પ્રથમ તો દેવાલય પરનો સોનેરી ભવ્ય કળશ જોતાં જ ભૂખ તરશ ઉડી જાય છે; તો પછી સ્યામસુંદર, પીતપિતાંબરધારી અને શંખચક્રગદાયુક્ત કૃષ્ણમૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન થતાં જે અપૂર્વ આનંદ થાય છે તેની શી વાત વર્ણવવી! દર્શન થયા પછી અનેક જન્માર્જિત પાતકનો ક્ષય થઇને અક્ષય—અખંડ—પુણ્યોદયની સ્વચ્છ—શુભ્ર ધ્વજા અંતઃકરણ પર ફડફડાટ કરી રહે છે. ત્યાંની પુજાનો ઠાઠ, આરતીનો પાઠ, દીવીઓનો ચકચકાટ, ગંગોળીઓનો ઘાટ અને અગરબત્તીઓનો ઘમઘમાટ; વગેરે જોઇને જોનારની ચિત્તવૃત્તિ એટલી બધી ગુંગ થઇ જાય છે કે ઘડીભર તો શરીરનું ભાન પણ ભૂલી જવાય છે.

દર્શન કરીને દેવાલય બહાર નીકળ્યા પછી પણ કેટલોક વિચિત્ર દેખાવ નજરે પડે છે. દેવાલય પરના ઉંચા સોનેરી કળશ પર કેટલાક પોપટ બેસીને 'કૃષ્ણ કૃષ્ણ' એમ બોલી પોતે ભજન કરી, યાત્રાળુઓને તે તરફ પ્રેરતા જણાય છે! અને મોટા દરવાજા પર જૂદા જૂદા રાગમાં આકર્ષિક સુર પર ચોઘડીઆં વાગી રહ્યાં હોય છે. ટૂંકામાં કહીએ તો તાત્પર્ય માત્ર એટલું જ કે ડાકોરક્ષેત્ર જોઇને આનંદિત ન થાય એવો માણસ મળવો દુર્લભ! ત્યારે આપણે પણ

આવા રમ્ય સ્થળે ક્ષણવાર વિશ્રાંતિ લઇને, અહીં અદશ્ય શા શા ચમત્કારો થાય છે એ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીએ. એથી આપણા મનને સહેજ વિશ્રાંતિ મળવા ઉપરાંત પુણ્યક્ષેત્રોમાં પણ પાપીષ્ટ જનો કેવી કેવી રીતે નીચ કર્મો કરે છે એ જણાઇ આવશે.

બપોરના બાર વાગવાનો સુમાર થયો છે. ઘણે અંશે ટાઢનો અમલ ઉતરી ગયેલો હોઇને વસંત ઋતુના કારભારીએ હવાનો સંબંધ પોતાના હાથમાં લીધો હતો તેથી આ વખતે તાપનો તડાકો સારી પેઠે લાગતો હતો. તેમાં પણ ડાકોર મધ્ય ગુજરાતમાં આવેલું હોવાથી ત્યાં ઉનાળાની અસર વહેલી જણાતી હોવાથી અત્યારથી જ ઉન્હાળા જેવો તાપ પડતો હતો. લાલ રેતીવાળી જમીન એવી તપી ગઈ હતી કે તેના પર પગ મૂકાએ તો જાણે ધગધગતા અંગારા પર જ પગ મૂક્યો ! આવે વખતે પ્રવાસ કરતા પ્રવાસીઓ રસ્તામાં 'પાણી પાણી' કરતા હોય છે; પણ પાણીનું વાસ્તવ્ય અગદી સંપુષ્ટ-માં આવી ગયું હતું. રસ્તામાં કોઈ કોઇ જગોએ કુવા હોય છે ખરા, પણ તેમાંથી પાણી કહાડી પીવું એ સાતમા પાતાળમાં ઉતરી આવવા બરોબર પ્રવાસીઓ થતું હતું ! કુવામાંથી પાણી કહાડવા માટે નિદાન ૧૦૦ હાથની દોરી જોઇએ, અને અર્ધો કલાક મોટી થવું જોઇએ, ત્યારે કુવામાંથી પાણીનો ઘડો નીકળે; અને તે પણ ભરેલો આવે તો પ્રવાસીનાં મહાભાગ્ય ! આ ઋતુમાં ગુજરાતના મધ્ય ભાગમાં પ્રવાસીઓ-ના આવા આવા પ્રકારના હાલહવાલ થાય છે. રસ્તામાં સોપારી ભાગવા માટે જોઇએ તો સોપારી જેવડો પણ પથ્થર ન મળે ! પ્રવાસીઓને જરૂર હોય તો બીજી જરૂરી વસ્તુઓની સાથે પથ્થર પણ જોડે સંગ્રહમાં રાખી લેવો જોઈએ ! ગુજરાતમાં ઉન્હાળાના દિવસો પ્રવાસીને ભારે વિકટ તો ખરા; પણ ઉપાય શો ? આવા દિવસોમાં

જેમના નસીબે પ્રવાસ કરવાનું ચોંટયું જ હોય તેમણે એ બધું મુંગે મોઢે સહન કરવું જ જોઈએ. કારણ એ સિવાય બીજો ઉપાય નથી. ખરી રીતે જોતાં આવે વખતે તો પક્ષીઓ પણ ઝાડની ડાળીઓ પર છાંયો જોઇને બેસી જાય છે, અને બોલ્યા કે હાલ્યાચાલ્યા વિના શાંત થઇને ગુપચુપ બેસી રહે છે. જ્યારે સાંજનો પહોર થાય છે, અને ટાઢો પવન વાવા લાગે છે, ત્યારે તે બધાં પોતાની જગો પરથી ઉઠીને વિહાર કરવા ઉડવા લાગે છે. આવા સખત તાપના વખતમાં પોતાના પ્રિયજનોનો વિયોગ વહોરી કોઇ સારા માણસને માથે પ્રયાસ કરવાનું આવે તો તે કેવળ મૃત્યુતુલ્ય થઇ જાય એ નિઃસંશય છે.

પરંતુ આવે વખતે પણ એક બળદગાડી ધીમે ધીમે વડોદરાને રસ્તે ડાકોરની નજીક આવી પહોંચવાની તૈયારીમાં હતી. આ ગાડી પરમ દીવસે મળસ્કામાં વડોદરાથી નીકળી હતી. તે આખો દિવસ ચાલીને ગઇ રાત્રે એક ગામડામાં મુકામ કરી આજ અત્યારે અહીં ( ડાકોર પાસે ) આવી પહોંચી હતી. રસ્તામાં આ ગાડીને અથવા ગાડીમાંના પ્રવાસીઓને માત્ર ઠેકઠેકાણે આમ્રવૃક્ષની છાયા શાંતિ આપવા આવતી હતી. આંબાને મ્હોર આવવાના દિવસો હોવાથી ઘણે ઠેકાણે મ્હોર ફૂટી ગયો હતો અને કેટલાક આંબા પર તો નાની નાની કેરીઓ પણ લટકતી થઇ હતી. ગાડી અંબરાઇમાં જાય એટલે મ્હોરનો સુવાસ બહેકી રહેલો જણાતો હતો; પરંતુ ગાડીમાંનાં પ્રવાસીઓ દુઃખી–કષ્ટી હોવાથી તેમને આ મદન સુવાસથી રસ્તામાં જરા પણ આનંદ થયો નહોતો, એ અમારે આ સ્થળે કહેવાનું ભૂલવું ન જોઇએ.

થોડા જ વખતમાં એ ગાડી ગોમતી સરોવર પર આવી પહોંચી; અને ગોમતી સરોવરની જે બાજુએ ઘાટ નહોતો તેમજ માણસોની ગીરદી નહોતી એ બાજુએ જઇને ઉભી રહી. ગાડી ઉભી રહી એટલે

તેમાંથી ચાર માણુસો ગુજરાતી નીચે ઉતર્યાં. જેમાં ત્રણ સ્ત્રીઓ દક્ષણી પહેરવેશવળી તથા એક પોશાખનો બ્રાહ્મણ હતો. એ બ્રાહ્મણ ઉમ્મરે વૃદ્ધ અને સભ્ય જણાતો હતો, અને તેની દાઢીના વાળ પણ ધોળા થઈ ગયા હતા. ત્રણ સ્ત્રીઓમાંની એક કામકાજ કરનારી બાઇ (ચાકરડી) હોવી જોઇએ એમ સાધારણ રીતે જ જણાઇ આવતું હતું, અને બાકીની બે કોઇ ઉંચા કુળમાંની, તેજઃપુંજ અને ઉમ્મરમાં આશરે ત્રીશ બત્રીશ વર્ષની હોય એવી દેખાતી હતી. એ બેમાંની એકના કપાળમાં કંકુનો ભવ્ય ચાંદલો હતો, અને બીજીનું કપાળ માત્ર ધોળું સફેદ દેખાતું હતું. એ બેઉના શરીર પર જો કે દરદાગીના બિલકુલ નહોતા, પરંતુ એ સ્વરૂપમાં રંભા—અપ્સરા સમાન દેખાતી હતી. તેમાં પણ જેના કપાળમાં કંકુનો ચાંદલો નહોતો તેનું સ્વરૂપ તો વિશેષ ઉત્તમ દેખાતું હતું.

ગોમતી પર બધાંનાં સ્નાન વગેરે થઇ ગયાં એટલે તેમની જોડેનો વૃદ્ધ બ્રાહ્મણ તેમને દેવદર્શન માટે દેવાલયમાં તેડી ગયો. દેવનાં દર્શન કરી એ બેઉ સ્ત્રીઓએ પ્રાર્થના કરી કે, “ હે ભગવાન ! હવે અમને “ આ સંકટમાંથી જલદી મુક્ત કર; અથવા તો આ મહા ભયાનક “ કુંડીમાંથી અમારા પ્રાણ જલદી કહાડી લે ! હવે અમે હિંમત “ રાખવા કે દુઃખ સહન કરવા શક્તિવાન નથી. હવે તારે ચરણે “ અહીં આવ્યાં છીએ, તો અમારી ઉપેક્ષા કરીશ નહીં. ” એવી પ્રાર્થના કરી તે પાછી ફરી એટલે તેમની જોડેનો બ્રાહ્મણ એ દેવાલયની પછવાડેના એક ઘરમાં તેમને તેડી ગયો. અહીં તેમને માટે પ્રથમથી જ બધી તૈયારી કરાવી રખાવી હતી; અને રસોઇ સુદ્ધાં તૈયાર કરવામાં આવી હતી. ડોસાએ એ સ્ત્રીઓને જમવા માટે અતિ મીઠા શબ્દો વડે આગ્રહ કર્યો, ત્યારે તેમણે મહા મહેનતે બે કોળીઆ

લીધા. તેમના પેટમાં બે દિવસ થયાં અન્ન નહોતું ગયું, તેમજ એ સુરસાગર પરના પોતાના ઘરમાંથી નીકળી ત્યારથી તેમની આંખો મળી નહોતી, તેથી પેટમાં સહેજ અનાજ જતાં લાંબું શરીર કરીને પડતાંવેંત જ આંખો વિંચાઇ.

પ્રિય વાચકો ! આ સુકુમાર બે સ્ત્રીઓ કોણ હશે એ તમારા ધ્યાનમાં આવ્યું ? ન આવ્યું હોય તો હું કહું છું સાંભળો. એ બેઉ આપણા ચરિત્રનાયક ધર્માજીરાવ દાભાડેના કુટુંબમાંની જ છે. એ બેમાંની એક તેમની સ્ત્રી સુમતિ અને બીજી તેમની સાળી તારા ! પંતના કહેવા ઉપરથી ગાનારી કામસેના સભ્ય અને કુલીન સ્ત્રીનો વેષ લઇને ધર્માજીરાવ ઘેર નહોતા ત્યારે ગમે તેમ ગપાટા મારી તેમને સમજાવી ગાડીમાં બેસાડીને લઈ ગઇ હતી, એ તમે પાછળ વાંચી જ ગયા છો, તે જ આ બે સ્ત્રીઓ ! અને તેમાંની બીજી બે બાલિકાઓ હજુ વડોદરાના બાગના એક બંગલામાં છે, એટલે **નીતિ** અને **વિમલદુર્ગા** વડોદરાના રાજમહેલમાં છે, અને સુમતિ તથા તારા તમારી દૃષ્ટિ સમોર પ્રત્યક્ષ ડાકોરમાં ઉભી છે. આ કેવી દુર્દશા !! કામસેના સુમતિ વગેરેને ગાડીમાં બેસાડીને લઇ ગઈ ત્યાર પછીથી એ અહીં આવ્યાં તે વચ્ચેની થોડી હકીકત જાણવાની બાકી રહી ગઇ છે, તે જાણી લઇને પછી આપણે સુમતિ અને તારાની જોડે જ ડાકોરક્ષેત્રમાં રહીને શા શા રંગ રમાય છે તે જોઇશું.

ગાડીમાંથી પ્રથમ **નીતિ** અને વિમલદુર્ગા ઉતર્યા પછી ગાડી આગળ જઇને બીજા એક બાગના દરવાજા આગળ ઉભી રહી. ત્યાં એ બે બહેનો ઉતરી એટલે જોડેની વેષધારી બાઇએ તેમને ત્યાંના અંદરના બંગલામાં લઇ જઇને બેસાડી. એ બંગલામાં એ બહેનોની ત્યાંના આજ્ઞાધારક માણસોએ બહુ જ સારી બરદાસ રાખી. રસોઇ

તૈયાર થઇ ગઇ હતી, તેથી વેષધારી સ્ત્રીએ સુમતિ અને તારાને જમી લેવાનો આગ્રહ કર્યો એટલે હમણાં જમવાની ચોખ્ખી ના પાડીને તારાબાઇએ ફરી વખત પૂછ્યું: "અમારી બેઉ છોકરીઓ "ક્યાં છે? અહીં ક્યારે આવશે? અને તમારા પુત્રો તથા ધર્માજીરાવ "ક્યાં છે? આ બધી વાતનો જ્યાં સુધી બરાબર ખુલાસો નહીં "થાય ત્યાં સુધી અમે જમવાનાં નથી."

આ સાંભળી વેષધારી સભ્ય બાઇએ ઉત્તર આપ્યો: "એઓ "ઘણું કરીને હમણાં જ આવી પહોંચશે. અને એ આવ્યા પછી જ "ધર્માજીરાવ કયાં છે એ સંબંધની ખરી બાતમી આપણને મળી "શકશે."

કેટલેક વખત ગયા પછી વડોદરાશાઈ મરાઠી પાઘડીવાળો સ્યામવર્ણનો કોઇ એક પુરૂષ જ્યાં સુમતિ, તારા અને પેલી સ્ત્રી બેઠાં હતાં ત્યાં આવ્યો. એ ઉમ્મરે આશરે ચાળીશાની આસપાસનો હતો. કાનમાં મોટાં—ભારે—બે મોતીની વાળી લીલાછમ પાચના લોલકવાળી લટકી રહી હતી; ગળામાં મોતીનો કંઠો અને હાથમાં હીરાની વીંટીઓ રહી ગઇ હતી. પાનની પટ્ટીઓ ચાવી ચાવીને મોં રાતું ચોળ થઈ ગયું હતું. તેમજ પહેરવેશ પણ તેવો જ ઇસ્કીબાજ હતો. તેનું સ્વરૂપ તેને પોતાને બહુ જ સુંદર લાગતું હતું; પણ ઇતર જનોને તો એ કોયલામાંના માણેક જેવો દેખાતો હતો! એ મોટા ભભકાભેર આવીને એક ખુરશી પડી હતી એ પર એકદમ બેઠો, એટલે પેલી બિચારી બેઉ બહેનોએ પોતાના આખા શરીરને કપડાંવતી ઢાંકી દીધું. આ ગૃહસ્થ આવ્યા પછી પેલી વેષધારી બાઇ ઉઠીને જતી રહી, એટલે એ આવેલા ગૃહસ્થની જોડે સુમતિ અને તારાને નીચે પ્રમાણે વાતચીત થઇ.

બોલવાની શરૂઆત કરતાં એ ગૃહસ્થ બોલ્યો: "મને લાગે છે "કે હવે તમે બન્ને જણીઓ જમી લ્યો તો સારૂં. કારણ ધર્માજી- "રાવને અહીં આવવાની ફુરસદ હમણાં મળી શકે તેમ નથી, અને "મારે પણ રાજમહેલમાં જવાનું છે."

**સુમતિ**—"એઓ આવ્યા સિવાય અમે અન્ન લેવાનાં નથી "જ! છેક રાત્રે તો આવશે કે નહીં!"

**ગૃહસ્થ**—"નહીં, ધર્માજીરાવ સાંજરે પણ આવશે કે નહીં એ "સંબંધે મારાથી કંઈ નક્કી કહી શકાશે નહીં. કારણ તેમને કાંઈ "ખાસ જરૂરના કામ માટે આજ સવારે જ બહારગામ મોકલ્યા છે, "અને માટે જ કહું છું કે તમે જમી લ્યો તો સારૂં."

**સુમતિ**—"તેમને કયે ગામ મોકલ્યા છે, અને આપ કોણ એ "કૃપા કરીને કહેશો?"

**ગૃહસ્થ**—"તેમને ડાકોર મોકલ્યાનું મેં સાંભળ્યું છે; અને હું "મહારાજાનો એક પ્રાણપ્રિય મિત્ર, વડોદરાશહેરનો એક શ્રીમંત અને "આબાદાર સરદાર છું. એટલું જ નહીં પણ આ સમયે તો હું "મહારાજનો કેવળ જમણો હાથ અથવા 'પ્રતિનિધિ ગાયકવાડ' છું "એમ કહું તોપણ શોભે તેમ છે!"

**સુમતિ**—"ત્યારે તો ગાયકવાડી રાજ્યનું સૂત્ર આપના હાથમાં "જ હશે એમ કહેવું જોઇએ!"

**ગૃહસ્થ**—"હા, તેમાં શો સંશય? તેમ નથી એમ કહેનારને "સો ગૌહત્યાનું પાતક લાગે તેવું છે!"

**સુમતિ**—"ત્યારે અમારા બે છોકરા—સદ્‌ગુણ અને ભ્રમરને "ક્યાં રાખવામાં આવ્યા છે, અથવા ક્યાં ગુમ થઇ ગયા છે એ "આપને વિદિત હોવું જ જોઇએ."

**ગૃહસ્થ**—" તેમને અમે વાઘેર લોકોના બંડ પર મોકલ્યા છે; " અને તે ત્યાં વિજયી પણ થયા છે. તે ઘણું કરીને હવે એક બે " દિવસમાં જ અહીં આવી પહોંચવાની વકી છે."

**તારા**—" પણ આજ જ અમારી છોકરીઓને બીજા ભાગમાં " ઉતારી લઇ ગયા તેનું શું થયું? આ ગોટાળામાં અમને કાંઇ સુઝ " પડતી નથી."

**ગૃહસ્થ**—" જે ઠેકાણે તમારી છોકરીઓ ઉતરી તે જ ઠેકાણે " પ્રસ્તુતના મહારાજાનાં મોટાં રાણી સાહેબ રહે છે. તેમની ઇચ્છા " તમારી છોકરીઓને જોવાની બહુ જ હતી, અને તેમની આજ્ઞા " પણ હતી કે, ધર્માજીરાવના ઘરની સ્ત્રીમંડળીને લઇને આવો ત્યારે " પ્રથમ તેમની છોકરીઓને મને જોવા માટે મારી પાસે લાવજો. એ " પ્રમાણે તમારી છોકરીઓ આજે રાણી સાહેબ પાસે સુખરૂપ છે. " તેમના વિષે તમે યત્કિંચિત પણ ચિંતા કરશો નહીં. જેથી તેમનું " કલ્યાણ થશે એમ જ રાણીસાહેબ કરશે. હવે અમને માત્ર તમારા " જ કલ્યાણની ચિંતા રહી છે!"

**તારા**—" આપ મારા માટે કહો છો મહારાજ?"

**ગૃહસ્થ**—" ખરે જ મને તમારા માટે બહુ ફિકર થાય છે."

**તારા**—" ત્યારે તો મારા પર આપનો મોટો ઉપકાર! પણ " મારે માટે આપને આટલી બધી કાળજી શા માટે રાખવી જોઇએ? " ધર્માજીરાવ પર આપની કૃપાદૃષ્ટિ હોય એટલે બસ. તેમાં અમારા " બધાનું અક્ષય કલ્યાણ જ સમાયલું છે."

**ગૃહસ્થ**—" ધર્માજીરાવ મને કેવળ જીવ સમાન છે. તેના એક " વાળને પણ જરા ઇજા થાય તો તે મારા જીવને થયા બરાબર

"છે એમ તમે નક્કી સમજજો. પણ માત્ર તમે મારી સલાહ પ્રમાણે "ચાલશો તો."

"અમે આપના વિચાર વિરુદ્ધ એક પગલું પણ ભરનાર નથી "સમજ્યા! પરંતુ અમારાં છોકરાં છૈયાંને અને ધર્માજીરાવને માત્ર "ઊની આંચ ન આવે એટલી તજવીજ આપે કૃપા કરીને રાખવી "જોઇએ!" તારા આમ કહેતાં કહેતાં રડી પડી.

**ગૃહસ્થ**—"છે, છે, તમે જરા પણ દિલગીર ન થશો, બાઇ. "તમે આમ રડો ત્યારે અમારા જેવા પાસે હોય તેનો પણ ઉપયોગ "શો? હું તમને વચન આપું છું કે, આ ઘડીથી આ સરદાર તન, "મન અને ધનથી માત્ર તમારો જ થયો છે!"

**તારા**—"એમ થશે તો આ તારા પણ આપનો ઉપકાર વાળ્યા "સિવાય રહેશે નહીં. વધારે તો શું પણ આપના ઘરની દાસી થઇને "પણ આ તારા એ ઉપકાર વાળશે જ."

**ગૃહસ્થ**—"આવી ભારે પ્રતિજ્ઞા શા માટે કરો છો?"

આટલું બોલવું થતાં સુમતિ અને તારાના મનમાં સહેજ ધીરજ આવી. અને એ સરદારને પણ અતિ આનંદ થયો કે, હવે ઘણું કરીને તારા આપણી થઇ જ, એમાં કાંઇ શક જેવું નથી. તારા પોતાનો મનોરથ પૂર્ણ કરશે એમ તેના સંદિગ્ધ બોલવા પરથી આશા ઉત્પન્ન થતાં તેણે મનમાં વિચાર કર્યો કે, "હવે આ માશુક પક્ષીને અહીં "રહેવા દેવાથી વળી કોણ જાણે પંત તેમાં કંઇક ડોળમડોળા કર્યા "સિવાય રહેશે નહીં. તેને આ તારાનો નાદ બહુ જ લાગ્યો છે. ત્યારે "એ બ્રાહ્મણભાઇ પોતાની કુશળતાથી વચ્ચે પેસીને કુત્તાની પેઠે પાત્ર "એઠું કર્યા સિવાય રહેશે નહીં—અથવા આવું ઉત્તમ પાત્ર મહારાજા

" આગળ લઈ જઇને ધરી પણ દે; અને તેમ થાય તો પછી આપણે
" તો માત્ર આંખો ચોળતા જ રહેવું પડે ! તેના કરતાં આ બેઉ
" જણીઓને આજની રાતમાં ને રાતમાં અહીંથી દૂર લઈ જઇને
" કોઇ બીજી જગોએ રાખવી એ વધારે સારૂં. પછી થોડાક દિવસ
" ગયા પછી આપણે ત્યાં જઇને આગળનો બધો જોગ કરી લઈશું !"
આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને એ સરદાર ત્યાંથી ઉઠી ગયો. જતી વખતે તેણે ઘણા મધુર અને હિંમત આપનારા બોલો કહીને એ બે બહેનોને થોડું થોડું ખવડાવ્યું પણ ખરૂં.

રાત્રે તે ફરી ત્યાં આવ્યો અને બોલ્યો:—" આજ દરબારમાં
" તપાસ કરતાં જણાયું કે, હજુ કેટલાક દિવસ સુધી ધર્માજીરાવને
" ડાકોરમાં રહેવાનું થાય તેમ છે. તેઓ કાલપરમમાં અહીં આવી
" શકે તેમ નથી; ત્યારે મને એમ લાગે છે કે, તેમને મળવા માટે
" તમે સવારમાં ડાકોર તરફ જશો તો ઠીક થશે. જો તમારી ઇચ્છા
" હોય તો હું ગાડી અને માણસો મોકલીને મળસ્કામાં જ તમે તે
" તરફ રવાના થાઓ એવો બંદોબસ્ત કરી આપું."

સરદારની આ સલાહને સુમતિ અને તારા તરફની અનુમતિ મળતાં વાર લાગી જ નહીં; કારણ તેમના મનમાં ધર્માજીરાવની મુલાકાત ક્યારે થાય એમ થઈ રહ્યું હતું. પછી એ સરદારે તેમને આગ્રહ કરીને થોડું ફરાળ કરાવ્યું; અને 'હવે જરા વહેલાસર સૂઇ જાઓ, કારણ સવારે વહેલું ઉઠવું પડશે' એમ કહીને એ ત્યાંથી વિદાય થયો. એ ગૃહસ્થે અત્તર, ગુલાબ, ફૂલના હારગજરા, અને ઘણીક મીઠાઈ વગેરે તેમને માટે આણ્યાં હતાં; પણ એ બે બહેનોએ તેમાંથી માત્ર થોડા ફરાળ સિવાય બીજું કંઈપણ લીધું નહોતું. પેલો સરદાર ઉઠીને જાય છે એટલામાં ત્યાં પંત આવ્યો; પણ તેની અને

પેલા સરદારની મુલાકાત બંગલાની બહાર જ થઇ એટલે પંત ત્યાંથી જ પાછો ગયો. પંતને એ સરદારે ડાકાર જવાની થએલી ગોઠવણ સિવાય અમસ્તી બીજી ત્રીજી વાતો કહી સમજાવી દીધો. પછી પાછલી રાતના ત્રણેક વાગવાના સુમારે સુમતિ અને તારા એક બાઈ અને એક વૃદ્ધ બ્રાહ્મણ જોડે ગાડીમાં બેસીને ડાકોરને રસ્તે રવાના થયાં. ત્યાર પછી એ ડાકોરમાં આવી પહોંચ્યાં, તથા ત્યાં આવીને ન્હાઇ ધોઈ દેવ-દર્શન કરી, એક બ્રાહ્મણના ઘરમાં ગયાં ત્યાં સુધીની હકીકત આ પ્રકરણની શરૂઆતના ભાગમાં આવી ગએલી જ છે. એટલે હવે આ પ્રકરણ પૂરૂં કરી ત્યાર પછી શું થયું એ જોવા નવા પ્રકરણમાં જઇએ.

## પ્રકરણ ૧૫ મું.

### પ્રપંચનો ભોગ થઈ પડેલી બે અબળાઓ.

" ઠગે છે તું જાણે છલકપટથી અન્ય જનને,
" વદી જ્ઞાની પેઠે વચન ઉપદેશો નવીન જે;
" અરે દંભી ! એ તો ભ્રમ ગણી લહેજે વિકલ તું,
" મીંચ્યાં ચક્ષુઓ ત્હેં જગત સહુ દૃષ્ટિ રહિત શું ?"

જે ઘરમાં સુમતિ અને તારાને ઉતારવામાં આવ્યાં હતાં એ ઘર એક બ્રાહ્મણનું હતું; અને એ બ્રાહ્મણ ડાકોરમાં ઉપાધ્યાયનું કામ કરતો હતો. ક્યારેક ક્યારેક વચ્ચે યાત્રાની મંદી થતી તો તે બ્રાહ્મણ કંઇ પેદા કરવાની ખાતર વડોદરે જતો આવતો હતો. વડોદરામાં તેનાં ઘરાકો પણ ઘણાં હતાં. આ વખતે એ બ્રાહ્મણ પોતાની

ઓળખાણની બે સ્ત્રીઓને લઇને વડોદરેથી બળદગાડીમાં બેસીને ડાકોર આવ્યો છે, એ વાચકો જાણે જ છે. એટલે સુમતિ તથા તારાની જોડે જે વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો હતો તે જ આ ઘરનો માલીક. આ બ્રાહ્મણની સ્ત્રી વળી તેના કરતાં પણ વધારે દ્રવ્યલોભી હતી. એ બન્ને સ્ત્રી પુરૂષની દૃષ્ટિ ફક્ત દ્રવ્ય પર જ હતી. દ્રવ્ય મળતું હોય તો પછી પાપપુણ્ય તરફ જોવું નહીં, કે યોગ્યાયોગ્ય વિચારવું નહીં એવો તેમનો સિદ્ધાન્ત હતો. દ્રવ્ય માટે ગમે તેવાં કૃત્ય કરવાને પણ એ દંપતિ ઉભે પગે તૈયાર જ હોય! આજે આ બ્રાહ્મણને વડોદરામાંના કામાંધ સરદારે દ્રવ્યની આશા આપી એ બે સુશીલ સ્ત્રીઓને ડાકોર લઇ જવાનું કહીને પછી શું કરવું એ પણ કહી રાખ્યું હતું. તેના કહેવા મુજબ એ બ્રાહ્મણે આખો દિવસ ખટપટ કરીને સર્વ પ્રકારની તૈયારી કરી રાખી હતી. મેડા પરના દિવાનખાનામાં ચાર પાટલા, રાંગોળીના ચોક, ટાટ, વાટકીઓ, લોટા, પ્યાલા, તેલ અને દીવેટો પૂરી તૈયાર કરેલી પીત્તળની ચાર દીવીઓ, 'અગરબત્તીઓ,' ફુલના હારગજરા, પાન, સોપારી, નાડાછડી, કાચા સુતરનો દડો, હળદર, કંકુ, અને નાળીએર વગેરે સર્વ સરંજામ તૈયાર કરી રાખ્યો હતો.

દિવાનખાનાની આગળની બાજુએ એક ઓરડી હતી તેમાં એક છત્રીપલંગ નાખ્યો હતો. તેના પર નરમ રૂ ભરેલી તળાઇ નાખેલી હોઇને તે પર સફેદ ચાદર બીછાવી હતી. પલંગ નીચે પાનસોપારીનું તબક તમામ સરંજામ સાથે ભરી મુકયું હતું. એક તાટમાં ફુલના હારગજરા હતા, અને બીજા તાટમાં મીઠાઈ હતી. આ ઓરડીને ચાર બારીઓ હતી. તેમાંની બે ડાકોરનાથની જોડેની એક હવેલીના મેદાનમાં પડતી હતી. આ હવેલી ડાકોરનાથના વહીવટદાર શ્રીમંત બાબાસાહેબ

તાંબેકરની હતી; અને તેમાં તેઓ પોતે પોતાના મોટા કુટુંબકબીલા સાથે રહેતા હતા. તે જ્ઞાતે દેશસ્થ બ્રાહ્મણ હતા, અને મોટા આબરૂદાર તથા ઘરના દ્રવ્યસંપન્ન હતા. ઘેર પાંચ પચીશ સીપાઇ, ભટ, કારકુન, ગાયો, ભેંસો અને ઘોડાગાડીઓ વગેરે ભારે ઘરખટલો હતો. ડાકોર તથા તેની આસપાસના પાંચ દસ ગાઉમાં તેમનો અતિ કરપ અને વજન હતાં. તેમને એક દિકરો અને તેની બે વહુઓ હતી. એ સિવાય બીજા કેટલાક સંબંધીઓ પણ જોડે રહેતા હતા. ડાકોરના લોકો બાબાસાહેબને ‘ સરકાર ’ કહેતા હતા.

પાછળ કહેવા પ્રમાણે પેલા બ્રાહ્મણે પોતાના ઘરમાં સર્વ તૈયારી કરી એટલામાં સાંજ થવા આવી. બપોરે જમવાને વખતે તારાબાઇએ બ્રાહ્મણને પૂછ્યું હતું કે, “ તમે અમને અહીં ધર્માજીરાવને “ મળવા માટે તેડી લાવ્યા છો, છતાં હજુ અમને ધર્માજીરાવ મળ્યા નથી એ શું ? ” આ પ્રશ્નનો ઉત્તર તે વખતે એ ડોસાએ આપ્યો હતો કે, “ તેઓ આજ સવારે જ અહીંથી બે ચાર ગાઉ પરના “ ગામડામાં ગયા છે, માટે તેમની મુલાકાત હમણાં જ થશે નહીં. “ ઘણેભાગે તેઓ આજ સાંજરે અથવા કાલે સવારે અહીં પાછા “ આવશે એટલે તમે તેમને મળી શકશો. ” આ ઉત્તરથી સુમતિ અને તારાનું મન તે વખતે શાંત પડ્યું હતું.

સાંજ સમયે એક સરદાર ઘોડા પર બેસીને બે સ્વારો જોડે ત્યાં આવી પહોંચ્યો. તેને માટે પ્રથમથી જ આ બ્રાહ્મણના ઘરમાં તૈયારી કરી રાખી હતી, તથા બિછાનું વગેરે પણ તૈયાર કરી રાખ્યું હતું. એ સરદાર ત્યાં આવી ઘોડા પરથી ઉતરી બે ઘડી જરા વિશ્રાંતિ લેવા માટે તકીયાને ટેકીને ગાદી પર બેઠો એટલે તેના હજુરી તથા ખીજમતગાર ચાંદીના ડબામાંથી તેને વખતોવખત પાકેલા પાનની

બીડીઓ ખાવા માટે આપવા લાગ્યો; અને એક જણ ઘડીએ ઘડીએ ચાંદીની પીચદાની તેની આગળ ધરતો હતો. આ સરદાર આપણી ઓળખાણવાળો જ છે. એટલે સુમતિ અને તારાને રાતોરાત વડોદરામાંના એક બાગના બંગલામાંથી બળદગાડીમાં બેસાડીને અહીં લાવનાર ગૃહસ્થ તે આ જ ! ત્યારે હવે તેનું વર્ણન કરવાનું કે વધારે ઓળખાણ આપવાનું પ્રયોજન આ સ્થળે રહેતું નથી. આ સ્થળે કહેવાનું માત્ર એટલું જ રહે છે કે, આ ગૃહસ્થ અહીં શા ઉદ્દેશથી આવ્યો હતો, અને તેણે આ બે અબળાઓને અહીં કયા હેતુસર આણી છે.

થોડો વખત વિશ્રાંતિ લઇ, પાનની પાંચ પચીશ પટીઓ ચાવી મોં લાલ કરી એ સરદાર હાથમાં એક નાજુક પેટી લઇ જ્યાં સુમતિ અને તારા બેઠાં હતાં ત્યાં ( અંદર ) ગયો. એ અંદર જતાં એ બે બહેનો દચકીને ઉઠીને ઉભી રહી, અને કપડાંથી આખું શરીર ઢાંકી દીધું. પછી તેમને અને સરદારને નીચે પ્રમાણે વાતચીત થઇ.

**સરદાર**—" તમે અહીં કેટલા વાગે આવી પહોંચ્યાં ? "

**તારા**—" આશરે બાર વાગે. "

**સરદાર**—" ઉન્હાળાને લીધે રસ્તામાં હેરાનગતિ તો બહુ જ
" પડી હશે, પરંતુ ઉપાય શો ? તે જ વખતે તમને રેલવે માર્ગે
" મોકલવાની સગવડ નહોતી. તોપણ અહીં આવ્યા પછી તો કંઇક
" વિશ્રાંતિ મળી હતી ને ? "

**તારા**—" આપની વ્યવસ્થાથી અમને શું કમી પડવાનું છે ?
" અમને સારી પેઠે વિશ્રાંતિ મળી છે; પરંતુ તમોએ અમોને જે
" મુખ્ય કામ માટે અહીં આણ્યાં છે, તેનો તો અહીં કંઇ પત્તો
" જણાતો નથી ! "

**સરદાર**—" કેમ, એમ કેમ કહો છો? એ વાતની તો મેં
" અહીં તમામ જાતની વ્યવસ્થા પ્રથમ જ કરાવી–રખાવી છે!"

**સુમતિ**—" કઇ વાતની તમે તૈયારી કરાવી રાખી છે તે અમે
" સમજ્યાં નથી."

**સરદાર**—" નથી સમજ્યાં તો ઘડી પછી બધું સમજાશે. મારા
" મનમાં ધર્માજીરાવના કુટુંબમાંનાં બધાં માણસોનું કલ્યાણ કરવાનો
" ખરેખર ખાસ વિચાર છે!"

**સુમતિ**—" એ તમારો ઉપકાર અમે કદી ભૂલીશું નહીં, પણ
તમે અમને જે કામ માટે અહીં લાવ્યા છો એનું શું છે?"

**ગૃહસ્થ**—" ફક્ત મૂહુર્તની જ વાટ જોઉં છું. મૂહુર્ત આગળ
" ઉપાય નથી. સુમારે હજુ અર્ધા કલાકની વાર છે!"

**તારા**—" એટલે શું? તમારા બોલવાનો સ્પષ્ટાર્થ અમે
" સમજી શકતાં નથી. ધર્માજીરાવની મુલાકાત માટે તમે અમને અહીં
" લાવ્યા છો, અને અમે આવ્યાં છીએ. તો પછી તેમને મળવાને
" માટે મૂહુર્તની શી જરૂર?"

**સરદાર**—" તમે મારા કહેવા પ્રમાણે વર્તશો તો ધર્માજીરાવ-
" ની મુલાકાત થશે, સરકારની પ્રસન્નતા થશે, **ભ્રમર** અને **સદ્દગુણ**
" મળશે, **નીતિ** અને **વિમલદુર્ગા** તમારે ઘેર આવશે; એટલું જ નહીં
" પણ તમને એક મહીનાની અંદર હું રંકના રાય બનાવી દઇશ.
" સમજ્યાં? અને જે જોઇશે તે આપીશ. આખા વડોદરામાં તમારા
" જેટલું સુખી અને શ્રીમંત બીજું કોઇ ન કહેવાય એવી વ્યવસ્થા
" કરીશ!"

**તારા**—" પણ અમે તમારા કહેવા બહાર વર્તીએ છીએ ક્યારે?
" જો અમે તમારી સલાહ વિરુદ્ધ હોત તો તમારા કહેવા પ્રમાણે

" અહીં સુધી આવત પણ શા માટે ? અમને તો તમારા પર
" પુરો વિશ્વાસ છે. "

**સરદાર**—" માટેજ હું પણ તમારા પર અંતઃકરણથી પ્રીતિ
" કરૂં છું ! ઠીક, પણ આ દાગીના જરા જુઓ તો ખરાં, તમને
" પસંદ પડે તેવા છે કે નહીં ? " સરદારે આ પ્રમાણે કહેતાં કહેતાં
પોતાના હાથમાંની દાગીનાની પેટી આગળ મૂકી.

**તારા**—" આ કોના દાગીના અને શા માટે આણ્યા છે ? એ
" જોઇને અમારે શું કરવા છે ? "

**સરદાર**—" આમ ગાંડાઇ બતાવી ગૌમુખીમાં હાથ શા માટે
" ઘાલવો જોઇએ ? હવે શરમ શા માટે રાખો છો ? અહીં કોઇ
" પરાયું થોડું જ છે ! જે છે તે સુમતિબાઇ. એ તો તમારાં બહેન
" જ છે. આ દાગીના જુઓ. એ પસંદ નહીં પડે તો બીજા જ-
" ડાવના આપીશ ! "

**સુમતિ**—" તમારા આ બોલ ઉપરથી હવે અમને ભય
" ઉત્પન્ન થાય છે. "

**તારા**—" અને મારૂં શરીર તો થરથર કંપવા લાગ્યું છે ! "

**સરદાર**—" ખરેખર, હું તમને મારી લગ્નની સ્ત્રી કરતાં પણ
" વધારે સારી પેઠે રાખીશ. હું તમને મારા જીવ કરતાં પણ
" વધારે ગણીશ ! "

**તારા**—" તમારા શબ્દો હવે અમને વધારે ભયંકર લાગે છે;
" માટે તમારા મનમાં જે કંઇ હોય તે એક વખત સ્પષ્ટ કેમ કહી
" દેતા નથી ? "

**સરદાર**—" જેમાં તમારૂં કલ્યાણ સમાએલું હોય એ મારે કરવું
" જ જોઇએ, તો પછી સ્પષ્ટ કહેવાની જરૂર શું ? વળી તમે કાંઈ

"અજ્ઞાન દશામાં છો એમ પણ નથી. તમે બધું સમજો જ છો.
"આ આવડો મોટો સરદાર અને ગાયકવાડી રાજ્યનો પ્રતિનિધિ,
"તમારી પ્રાપ્તિ માટે કેવળ આતુર થઇ ગએલો હોવા છતાં તમે
"તમારા મનની નિષ્ઠુરતા હજુ સુધી છોડતાં નથી એ તે શું કહે-
"વાય? આ તારૂણ્ય કંઇ વખતોવખત પ્રાપ્ત થતું નથી! અમૂલ્ય
"તારૂણ્યનો ઉપયોગ ન કરતાં જે તેને વ્યર્થ ગુમાવે છે, તેના જેવા
"મહા મૂર્ખ આ ભૂતલ પર બીજા કોઈજ નહીં!! આટલા માટે
"હું કહું છું કે, આ દરદાગીના તથા પેંઠની લીલી સાડી હવે જલદી
"પહેરીને મારી જોડે ગંધર્વવિવાહ કરવા માટે તમારે ત્યારથી સિદ્ધ
"થવું એ સારૂં; તેમ નહીં કરો તો અહીં તમારી દશા ખરાબ
"થવાની છે!"

**સુમતિ**—"અરે દૈવ! અને વળી આ શું સંકટ અમારા પર
"તૂટી પડયું? અમે અહીં આવીને સર્વસ્વ ફસાઈ પડયાં!!"

**સરદાર**—"અને વડોદરામાં શું તમે નહોતાં ફસાયાં? તમે
"પેલી વેશ્યાના મધુર બોલવાથી છેતરાઇને, તમારી છોકરીઓ જોડે
"તમારૂં ઘર મૂકી એ બાગમાંના બંગલામાં આવ્યાં ત્યારથી જ
"ફસાઇ પડયાં છો! તથાપિ મને દયા આવી તેથી જ મેં તમને
"ત્યાંથી ખસેડી અહીં આણ્યાં, એટલું તમારૂં સુદૈવ સમજો!"

**તારા**—"અમે ત્યાં જ રહ્યાં હોત તો શું થયું હોત?"

**સરદાર**—"તમારે પંતની અને * * * ની પણ ઇચ્છા
"પૂર્ણ કરવી પડત! તેમાં એક બ્રાહ્મણ અને બીજો મરાઠો!!"

**તારા**—"ત્યાંથી અમે અહીં આવ્યાં તેથી અમને હવે શું
લાભ થશે?"

સરદાર—" એક વખત તમે મારી જોડે ગંધર્વવિવાહ કરીને " મારી સ્ત્રી થયાં એમ બધાના જાણુવામાં આવ્યા પછી તમારી " તરફ વાંકી આંખે જોવાની પણુ કોઇની મગદુર નથી! વધારે તો " શું પણુ પંતને અને * * * ને પણુ પછી છાનામાના બેસવું " પડશે !! અને મારી જોડેના તમારા આ નવીન સંબંધને લીધે " તમારા પર સર્વ દરબારી મંડળીને કૃપાદ્રષ્ટિથી જોવું પડશે ! "

તારા—" પણુ તમારા જેવા અસ્સલ મરાઠી કુળમાં અને મોટા " લોકોમાં ગંધર્વવિવાહ કરવો એ પ્રશસ્ત કેમ કહેવાશે ? અમારા " કુળમાં આ પહેલાં સાત પેઢી થયાં તો આવો અનાચાર કદી પણુ " થયો નથી ! "

સરદાર—" પહેલાંનાં માણુસો તમામ મહા મૂર્ખ હતાં! પ્રસ્તુત " સુધારાનો સમય પ્રાપ્ત થયો છે. ગંધર્વવિવાહ બ્રાહ્મણોમાં પણુ " સશાસ્ત્ર કરેલો હોઇને, એ લોકોમાં હવે થાય પણુ છે ! તો પછી " અમે મરાઠા તેના કરતાં તો ઉંચા નથી ને ? ચોરી ને વ્યભિચાર " કરી બાળહત્યાઓ કરવા કરતાં ગંધર્વવિવાહ કરીને સંસાર સુખ " ભોગવવું એમાં શું ખોટું છે ? "

તારા—" તોપણુ આ સંબંધે ધર્માજીરાવને પૂછ્યા વિના મા- " રાથી કંઇપણુ તમને કહી શકાય નહીં. માટે આ દાગીના અને " સાડી ધર્માજીરાવ આવે ત્યાં સુધી તમે મૂકો; અને કૃપા કરીને તમે " પણુ ઘડીભર અહીંથી જાઓ !! "

સરદાર—" આ કાર્યથી પરવાર્યા સિવાય તમારી અને ધર્મા- " જીરાવની સ્વપ્નમાં પણુ મુલાકાત થશે નહીં, એ હું તમને સ્પષ્ટ " કહી દઉં છું. અને એ સિવાય તમારો છૂટકો પણુ અહીંથી થનાર

"નથી. હવે મૂહુર્ત નજીક આવી ગયું છે માટે તમોએ શણગાર "સજીને વહેલાં તૈયાર થવું સારૂં છે."

આ પ્રમાણે કહીને એ સરદારે પેલા વૃદ્ધ બ્રાહ્મણને સાદ પાડયો; એટલે એ દોડતો દોડતો પાસે આવીને બોલ્યો: "ઘડીઆળમાં નવ "વાગી ગયેલા હોવાથી બરાબર મૂહુર્તનો સમય થયો છે અને અ- "મારા તરફની સર્વ તૈયારી સિદ્ધ થએલી છે. ચાર બ્રાહ્મણો પણ "ક્યારના આવીને બેઠા છે, ત્યારે હવે મોડું શા માટે કરવું જોઇએ?"

"તમામ સામગ્રી અને બ્રાહ્મણોને લઇને તમે ઉપર જાઓ, "અને કાર્યનો આરંભ કરો." આ પ્રમાણે સરદારે એ વૃદ્ધ બ્રાહ્મણને કહેતાં જ તે બધાઓને ઉપર લઇ ગયો. દરવાજો અંદરથી પ્રથમથી બંધ કરી લેવામાં આવ્યો હતો, અને બહારની બાજુએ સરદારના સીપાઇ અને નોકરો બેઠા હતા. આ પ્રમાણે બધી તૈયારી થઇ. બ્રાહ્મણોએ રંગોળીઓ કહાડી પાટલા ગોઠવ્યા; દીવીઓ સળગાવી દીવા કરી દીધા. નાળીએર, કળશ, ફુલ, પાનસોપારી અને ગુલાબ વગેરે સરસામાન તો પ્રથમથી જ તૈયારી કરી રાખવામાં આવ્યો હતો. બ્રાહ્મણોએ મોટેથી કંઇક મંત્રો ભણવાની પણ શરૂઆત કરી દીધી! વરરાજાના કપાળમાં કંકુની પીળ કાઢી અને માથા પર પાઘડી પરથી ફુલની માળાઓ બાંધીને વરરાજાને (સરદારને) પાટલા પર બેસાડયા પણ ખરા!!!

હવે કન્યાને લઇ જાય એટલે સુધી તૈયારી થઇ ગઇ; ત્યારે બધા બ્રાહ્મણો મળીને તારા અને સુમતિને મોટેથી બોલાવવા મંડયા. આવો પ્રસંગ જોઇને સુમતિબાઇએ તો પોતાનું કપાળ ધડાધડ ઉંબરા પર પછાડી કપાળમોક્ષ કરી પ્રાણ આપવાનો સંકલ્પ કર્યો. ત્યારે તેને તારાબાઇએ સજ્જડ પકડી રાખી સમજાવતાં કહ્યું:—"હવે આમ

"હિંમત હારવાથી ઉપયોગ નથી. આ વખતે તો અહીં યુક્તિથી વર્તી
"આ સંકટમાંથી પાર પડવું જોઇએ! ખરેખર ફસાયાં તો ખરાં!!
"પણ આ વખતે દુર્જતાઇ ભરેલું વર્તન રાખવાથી આપણું કંઇપણ
"વળે તેમ નથી–તેમ કરેથી આપણે આ સંકટના સાંડસામાંથી છૂટવા
"પામવાનાં નથી; માટે આ મુઆએ જેમ યુક્તિથી આપણને અહીં
"લાવીને ફસાવ્યાં, તેજ પ્રમાણેઆપણે પણ તેને ફસાવીને છૂટીએ!"

આ પ્રમાણે તારાએ સુમતિના મનનું શાંતવન કરીને તેને છાની-માની બેસાડી, પોતે ઉભી થઇને પેલા બધા દાગીના તથા પૈડણી સાડી પણ પહેરી! આ જોઇને સરદારનો આનંદ આકાશમાં પણ માવા ન લાગ્યો. એ તો મનમાં તારાબાઈ તરફથી મળવાના ભાવિ સૌખ્યના વિચારમાં ગર્ક થઇ ગયો; અને શરીરનું ભાન પણ ભૂલીગયો! તેને એમ લાગ્યું કે:—"તારા–મારી પ્રિયા–મારી પ્રાણપ્રિયા–મારી હૃદયા–
"પૈઠણી સાડી તથા ઘરેણાં વગેરે પહેરીને જ્યારે તૈયાર થઈ છે,
"ત્યારે હવે ખચીત એ મારી થઇ જ! હવે એક કલાક પછી તેના
"અધરપાનનો અમૃતતુલ્ય સ્વાદ મને પ્રાશન કરવાને મળશે! અહાહા!
"કેવું મારૂં અહોભાગ્ય! ખરેખર, હું હવે સ્વર્ગનો ઇંદ્ર છું એમાં
"સંશય નથી; અને આ તારા ખરેખર તિલોત્તમા જ! છટ, છટ,
"આ તારા આગળ તો તિલોત્તમા એક તણખલા બરાબર છે.
"કારણ આ લીલી સાડી તથા દરદાગીના વડે તેનું સૌંદર્ય હવે
"પહેલાના કરતાં હજાર દરજ્જે વિશેષ શોભી ઊઠયું છે!"

આ પ્રમાણે એ કાળો સરદાર મનમાં ને મનમાં ખુશી ખુશી થાય છે, એટલામાં પેલા વૃદ્ધ બ્રાહ્મણ માર્ફતે તારાની બાતમી મળી કે, "વિવાહ થતાં પહેલાં અહીંના ખાસ દેવ ડાકોરનાથનાં દર્શન

"કરવાં જોઇએ તેવો મારો હેતુ છે; માટે પ્રથમ આપણે સજોડે દેવા-
"લયમાં જઇએ."

સરદારથી આ કહેણનો અસ્વીકાર થઇ શક્યો નહીં; એટલું જ નહીં પણ આ કહેણથી તેના મનમાં ને મનમાં ગલગલીઆં થઈ રહ્યાં ! અને તેણે તુરત જ બ્રાહ્મણોસહ તારાને સુમતિની જોડે પડદાપોશથી દેવાલયમાં જવાની તૈયારી કરી. મશાલો સળગાવી, અને બધી મંડળી દેવાલયના આગળના મેદાનમાં આવી પહોંચી. આ વખત દેવની શયન-આરતીનો હોવાથી દેવાલયમાં માણસોની ગરદી બહુ જ થઈ હતી. સરદારના સીપાઇઓએ લોકોને બાજુ પર ખસેડયા. અત્યારે શ્રી ડાકોરનાથના વહીવટદાર બાબાસાહેબ તાંબેકર દર્શન કરવા માટે ત્યાં આવ્યા હતા. તેમની જોડે મશાલો અને સીપાઇઓ પણ હતા. આ ડોસાનો નિયમ દેવનાં ત્રિકાળ દર્શન કરવાનો હતો.

તારા બહુ જ હોંશીઆર અને સમયવર્તી સ્ત્રી હતી. તેણે આ મળી આવેલો સુપ્રસંગ ફોકટ જવા દીધો નહીં. તે પડદાપોશમાંથી અને ગીરદીમાંથી તેમ ને તેમજ બહાર પડીને 'જુલમ, જુલમ' એમ મોટેથી બૂમો પાડતી દોડતી જઇને બાબાસાહેબને પગે પડી ! તે ગમે તેમ કરવા છતાં ઉઠી જ નહીં !! આ જોઈ સુમતિબાઇ પણ તારાની પછવાડે જ દોડતી જઇને "જુલમ! જુલમ!! રક્ષણ કરો ! રક્ષણ કરો !!" એમ બૂમો પાડતી બાબાસાહેબને પગે બાઝી પડી! એમાંથી એકે પણ પગ છોડીને ઊભી ન થાય. બાબાસાહેબે તેમને આશ્વાસન આપીને ઊભી કરી, અને તેમની તમામ હકીકત સાંભળી લઇ પોતાના ચાર સિપાઇ અને મશાલ જોડે પોતાની હવેલી તરફ સુમતિ અને તારાને મોકલી આપ્યાં. એટલામાં આ હકીકત

પેલા વરરાજા બનેલા સરદારને જણાતાં તેણે બાબાસાહેબની આસ-પાસ ગીરદી કરી દીધી. આખા દેવાલયમાં ગરબડ ગરબડ મચી રહી ! દેવની શયનઆરતી અટકી પડી ! વિષયાંધ સરદારે આગળ પાછળ-નો વિચાર ન કરતાં પોતાના માણુસો સાથે બાબાસાહેબ પર હલ્લો કરી તે જ ઘડીએ શસ્ત્રો ચલાવ્યાં. પરંતુ ગમે તેમ તોપણુ બાબા-સાહેબ ત્યાંનો માલીક અને હુકમતદાર હોવાથી તેમના રક્ષણાર્થે હજારો લોકો એકઠા થઈ ગયા. એટલે તેમની આગળ સરદારના પાંચ દસ સિપાઇનું શું ચાલે ? લોકોના હાથનો માર ખાઇને બધા સિપાઇ ચો તરફ નાશી ગયા, અને વડોદરાના કાળા સરદાર—વરરાજ—બાબા-સાહેબના લોકોના કેદી થયા ! ! ગંધર્વવિવાહ કરાવવા માટે ગામમાંના જે બ્રાહ્મણો એકઠા થયા હતા તે આ ધાંધલમાં ક્યારે પલાયન કરી ગયા એ સમજાયું જ નહીં. પરંતુ પેલો ડોસો માત્ર આ ધાંધલ શાંત થતાં સુધી દેવાલયના એક અંધારા ભાગમાં લપાઇને ઊભો હતો; અને પછી ધીમે રહીને નીકળીને પોતાના ઘર તરફ છપાંચ ગણી ગયો.

બીજે દિવસે બાબાસાહેબે આ કામની કાચી તપાસ કરી એટલે તેમને આદિથી તે અંત સુધીની હકીકત જણાઇ. અને પોતાના જીવજાન મિત્ર ધર્માજીરાવની પત્ની અને સાળીનું આપણે હાથે સંર-ક્ષણુ થયું એ માટે તેમને અત્યંત આનંદ થયો. છેવટે તેમણે બધાની લેખી જુબાની લઇને બધા કાગળપત્રો અને કેદી સરદાર સાથે એ કેસ વડોદરે રેસીડેન્ટ સાહેબ તરફ મોકલવાનું ઠરાવ્યું ! ત્યારે માત્ર એ સરદારને પોતાની આબરૂના બચાવ માટે અત્યંત ફીકર થઇ પડી અને તેથી એ બાબાસાહેબના પગ આગળ લાકડીની પેઠે પડીને ક્ષમા માગવા લાગ્યો. અને 'કૃપા કરીને મને જતો કરો' કહીને ગદગદ કંઠે કરૂણાની ભીખ માગવા લાગ્યો. ત્યારે બાબાસાહેબના મનમાં તેને માટે

દયાની લાગણી થઇ આવી, અને તેમણે વિચાર કર્યો કે, 'વડોદરાનો મોટો નામાંકિત, શ્રીમાન, આબરૂદાર અને પ્રથમ પંક્તિનો સરદાર છે. એ ગુપ્ત રીતે દુર્ગણના સપાટામાં સપડાઇને આ પ્રસંગમાં આવી ભરાયો છે. તેને આ કેસ સાથે વડોદરે રેસીડેન્ટસાહેબ આગળ મોકલાવવાથી ત્યાંની બધી આલમમાં તેની મહા ફજેતી થશે, તેમ કરવા કરતાં તેને પશ્ચાત્તાપની શિક્ષા અપાવીને ગુપ્ત રીતે આબરૂભેર જ જવા દેવો એ સારૂં.' આમ વિચાર કરી એ કેદી સરદારને કહ્યું કેઃ—"તું ફર્યાદીની સમજુત કરતો હોય તો અમે તને છોડી દેવાને તૈયાર છીએ." આ સાંભળીને એ સરદારે તારા અને સુમતિ બન્નેને સાષ્ટાંગ નમસ્કાર કરીને માતુશ્રી કહીને બન્નેના પગ પર માથું મૂકી તેમની ક્ષમા માગી. ત્યારે એ બન્ને મોટા મનની હોવાથી તેમને તેની દયા આવી, અને તેને જવા દેવા બદલ બાબાસાહેબ પાસે વિનંતિ પૂર્વક ભલામણ કરી. ત્યારે બાબાસાહેબે એ સરદારને મુક્ત કરી ક્ષમાલિંગન આપ્યું; અને એક દિવસ પોતાને ત્યાં રાખી બીજે દિવસે તેને વડોદરા તરફ રવાના કર્યો. સુમતિબાઈ અને તારાબાઇને ધર્માજીરાવની મુલાકાત થાય ત્યાં સુધી બાબાસાહેબે પોતાને ત્યાં જ રાખીને તેમની ઘટતી રીતે ઉત્તમ બરદાસ કરી.



# પ્રકરણ ૧૬ મું.

## ગુપ્ત રીતે જણાતું ભવિષ્ય.

"જો તમારે હમેશાં–અંતકાળ સુધી તમારી અધોગતિ–નીચ સ્થિતિ–
"કાયમ રાખવી હોય અને શાંતિ–મહત્તા તથા ઉપયોગિતાનો ચિરકાળ સુધી
"નાશ કરવો હોય તો તે શી રીતે કરવું એ હું કહું છું. તમારી વાસનાને
"તમારે સ્વચ્છંદે વૃદ્ધિ પામવા દેવી. મનોવિકારની અયોગ્ય માગણીઓ
"સ્વીકારવી........અને ગુપ્ત રીતે પણ નિષિદ્ધ ફળો (અનીતિરૂપી)
ખાવાં." —ટોડ.

ગુજરાતમાં નર્મદાથી ઊતરતી બીજી ત્રણ ચાર નદીઓ મોટી અને પ્રસિદ્ધ છે. તેમાં તાપી, મહી, અને સાબરમતી એ ત્રણ તો કેવળ નર્મદાની જ બરોબરની છે એમ કહીશું તોપણ ચાલશે. તાપી સુરત પાસે નર્મદાની પેઠે જ પશ્ચિમ અરબી સમુદ્રને મળી છે. સાબરમતી અમદાવાદ આગળ છે; અને અમદાવાદ તથા વડોદરા દરમીયાન મહીકીનારો આવેલો છે. તે તરફના નર્મદા કીનારાપરના પ્રદેશને મહીકાંઠા કહે છે. તથાપિ કેટલીક વાતે રેવાકાંઠા કરતાં મહીકાંઠો વિશેષ પ્રખ્યાત છે. મહી નદીનો પ્રવાહ અતિ ભયંકર છે. મહી બહુ ઊંડી હોવાથી તેમાં હંમેશાં હોડીઓ ચાલતી હોય છે. પાણીમાં મઘર વગેરે ભયંકર પ્રાણીઓ અને કાંઠે મોટા મોટા કરાડા બહુ હોય છે. આવા મોટા કરાડા કોઈપણ નદીને નથી એમ કહીશું તોય ચાલશે. કરાડા નદીકીનારાથી વાંકાચૂંકા થઇને ગાઉ ગાઉ બબે ગાઉ સુધી પડેલા હોય છે; અને તે ઘણા ઉંડા પણ હોય છે. વળી

કરાડામાં કરાડા ઉંધાઅવળા પડેલા હોઇને, તેમાં પણ ચોર લોકોએ પોતાને રહેવા માટે ગુહાઓ કરેલી હોય છે. આ ગુહાઓને લીધે એવા લોકોને રહેવા માટે અહીં નિર્ભયતા ભરેલી સગવડ થએલી હોય છે. એ લોકો શહેરમાં અને નાનાં મોટાં ગામોમાં ચોરી કરી–ધાડ પાડી–આ ગુહાઓમાં ખુશાલ નિર્ભયપણે વર્ષોનાં વર્ષ ભરાઇ રહે છે તોપણ પત્તો લાગતો નથી. આ પ્રમાણે સેંકડો લોકો હમેશાં મહી નદીની કરાડોમાં ભરાયલા હોય છે, અને મહીકાંઠાના પોલીટીકલ એજંટ તેમની હમેશાં શોધ કરતા જ હોય છે, પણ ચોરોનો પત્તો મળવા સંબંધમાં મોટા ભમરડા જેવું જ મીંડું ! ! આનું મુખ્ય કારણ મહી નદીની કરાડો જ. મહી નદીના કાંઠે ઝાડી પણ બહુ ગીચ છે. મોટાં મોટાં ગગનચુંબિત સેંકડો ઝાડ આવી રહ્યાં છે; એ ઝાડીમાં ચિત્તા, વાઘ, વરૂ, નાર, રીંછ, વગેરે હિંસક પ્રાણીઓ પુષ્કળ રહે છે. તાત્પર્ય એજ કે, મહીકાંઠાનો પ્રદેશ સર્વ રીતે બહુ ભયંકર છે. ત્યાં કોળી, વાઘરી અને ભીલ્લ લોકોની વસ્તી બહુ છે; અને એ લોકો રસ્તા લૂટવા, ચોરી કરવી, ધાડ પાડવી, ખૂન કરવાં વગેરે કામોમાં ભારે કુશળ હોય છે. એ લોકો વડોદરા, સુરત, ભરૂચ, અમદાવાદ, નડીઆદ વગેરે શહેરો અને બીજાં દ્રવ્યસંપન્ન ગામોમાં ધાડ પાડીને ઘણું દ્રવ્ય મેળવે છે. રસ્તામાં જતા આવતા લોકો પર છાપો મારીને વખતે તેમનો જીવ લેવામાં પણ બાકી રાખતા નથી ! તેમજ એ લોકો શૂરવીર અને મહેનતુ પણ હોય છે. એક દિવસમાં પચીસ ત્રીસ ગાઉ જમીન કાપી નાંખે છે, અને ત્યાં ધાડ પાડી પાછા રાતો રાત પોતાના સ્થાનકે આવી સવાર થતાં પહેલાં કામે લાગી જાય છે. કેટલાકનો બધો સંસાર વગડામાં જ હોઇને, તેમની પેઢીઓની પેઢીઓ અરણ્યમાં જ રહેતી હોય છે. ભીલ્લ લોકો તીરકામડાં મારવામાં બહુ

જ હોંશીઆર હોય છે. અંધારામાં શબ્દોચ્ચાર ઉપર અવલંબીને તાકીને બાણ છોડે છે, અને તે બરાબર મનુષ્યની છાતી અથવા ગળું વીંધી જ નાખે છે ! !

ઉપર વર્ણવેલી જાતમાંની વાઘરી અને ભીલ લોકોની એક ટોળીએ ઉન્હાળાની એક રાત્રે વડોદરામાં ધાડ પાડવાનો ઠરાવ કરી, આશરે પચીશેક માણસો હથીઆરબંધ થઇને નીકળ્યા. તેમની જોડે તેમનો એક અમલદાર પણ હતો. આ લોકો જૂદે જૂદે રસ્તે થઇને એએક કલાક રાત્ર ગઇ એટલામાં વડોદરાની બહાર નજીક આવીને નદીના કોતરમાં બધા એકઠા થયા. ત્યાં ત્રણ કલાક સુધી સારી પેઠે વિસામો લઇ, તે વડોદરામાં આવવા માટે કેડો બાંધીને અને પોતાનાં શસ્ત્રો લઇને તૈયાર થયા. કયા ઘેર ધાડ પાડવી એ સંબંધે તેમણે પ્રથમથી જ નિશ્ચય કર્યો હતો: તેથી એ બધા ફત્તેપુરના દરવાજા વાટે હળવે હળવે એકેક બબ્બે જણા થઇને અતિ યુક્તિથી શહેરમાં પેઠા !

આ વખતે રાતના બાર વાગવા આવ્યા હતા. ધાડપાડુ લોકો શહેરમાં પેઠા પછી દરવાજો થોડી જ વારે બંધ થઈ ગયો. શહેરમાં ચો તરફ સામસુમ થઇ ગયું હતું, તોપણ જાહેર રસ્તાઓમાં કોઇક માણસો આવતાં જતાં જણાતાં હતાં. બહારચલા પુરુષો હળવે હળવે પોતાના ઘરમાંથી બહાર પડતા હતા; અને પ્રિયપાત્રને ઘેર જાઉં ક્યારે અને તેને મળી આંખો ભરીને જોઉં ક્યારે; એમ તેમને થઈ ગએલું હોવાથી તેમના ઘરનો રસ્તો તેમને મન બહુ દૂર થએલો લાગતો હતો. તે ઉતાવળે ઉતાવળે ચાલતા અને લાંબાં લાંબાં પગલાં ભરતા જતા હોવાથી હફડફફડ થઇ રહ્યું હતું. તેમને ઘેર તેમની ધર્મપત્નીઓનાં મોં ભર્ત્તાર બીજે ઘેર જવાથી સૂકાઈ ગયાં હતાં: અને તે બીચારીઓ પોતાના બીછાના પર લોચતી પડી હતી ! પોતાનો પતિ

પોતાને છોડીને બહાર જવાથી તેમને અંતઃકરણથી રીસ ચડી હતી; પરંતુ એ તેમનાથી ખુલ્લી રીતે કહી શકતું ન હોતું; અને તેથી જ બિચારીઓ મનમાં ને મનમાં બળ્યા કરતી હતી! બહારચલા પુરુષોની બધી જ સ્ત્રીઓની સ્થિતિ આ વખતે આવી થતી હતી એમ નથી; કારણ, કેટલાક પુરૂષો જેમ પોતાની પ્રિયાને છોડીને પરકીયા પાસે જતા, તેમજ તેના જેવી કેટલીક સ્ત્રીઓ પણ વ્યવહાર કરતી હતી! બીજી તરફ જે જારીણી સ્ત્રીઓ પોતાના પ્રિયકરની વાટ જોઇને બેઠી હતી, તેને પોતાના પ્રિયકરની ભેટ થતાં આનંદ થઇ ગયો હતો. કેટલેક ઠેકાણે સોગટાબાજી અને ગંજીફાના દાવ ચાલી રહ્યા હતા. વસંતઋતુમાંનાં પુષ્પો ચોતરફ અત્યંત સુગંધ ફેલાવી રહ્યા હતા. ફુલના હાર ગજરા તો શોખીનોને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય થઇ પડયા હતા. વિલાસી પુરૂષોની સ્ત્રીઓના ચોટલા અને અંબોડા તો ફૂલની વેણી વિના રહ્યા નહીં જ હોય!!

સરકારહવેલીમાં આજે તો કૃષ્ણામુખોળકરણીનું ગાયન અગાસીપર ચાલી રહ્યું હતું; અને ત્યાં ચુંટી કહાડેલી ખાનગી મંડળી બરાબર રંગમાં આવી ગઈ હતી. મહારાજ પણ તકીએ આડા પડયા હતા; પરંતુ તેમના ચહેરા અને ચિત્ત પર આજે કંઇક કારણસરત્વે બહુ જ ઔદાસીન્ય જણાતું હતું. કારણ શું હશે એ તો તેમનું મન જાણે; પરંતુ તેઓ કંઇક ગહન વિચારમાં હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. આ વખતે આપણી પહેલાંની ઓળખાણવાળી કામસેના નાયિકાને ઘેર શું થતું હતું. એ આપણે ત્યાં જઇને જોઇએ એટલે આપણને ઘડીભર ગમ્મત થવા જેવું થશે. જો કે રાત્ર અંધારી છે તો પણ વાંચકો! તમે મારી જોડે ચાલવાને ડરશો નહીં. આપણે ગમે તેમ કરીને એક બીજાની સોબતથી ત્યાં જઇને ત્યાં ચાલતા ચમત્કાર-

નું અવલોકન કરીશું. આપણને એ અવલોકન કરવાની ખાસ જરૂર છે.

પ્રિય વાચકો ! જુઓ આ કામસેનાનું ઘર! આ ગચ્ચી પર કામસેના બેઠી છે, અને તેની પાસે તેના પ્રિયકર બેઠા છે. પેલી તરફ-ની બાજુએ ખુલ્લી જગો પર ધોળી સફેદ ચાદર બીછાવેલું ગોડણુ જેટલું ઊંચું બીછાનું પડેલું છે. ઘરમાં ગરની બહુ જ થવાથી બી-છાનું અગાસીમાં નાંખેલું છે, એ તો તમો સમજી જ ગયા હશો. નીચેના દિવાનખાનામાં કામસેનાની સુસ્વરૂપ પુત્રી મણિ પોતાના પલંગ પાસે દીવા આગળ બેઠેલી છે, અને એક પત્ર લખવામાં ગુંથાઈ છે. મણિનો પત્ર આપણને વાંચવા મળે તો ઠીક થાય કે નહીં ? તે પરથી તેના મનની વિશેષ હકીકત આપણને જાણવા મળે તેમ છે; માટે પ્રથમ આપણે તેનો પત્ર વાંચવાની જ ખટપટ કરીએ, અને તે પૂર્ણ થયા પછી કામસેના પાસે અગાસીપર જઇ તેમની રંગીલી રસીલી વાતો સાંભળીશું. ત્યારે ચાલો આપણે મણિની પછવાડે ઉભા રહી તેનો પત્ર એક વખત વાંચી લઇએ.

મણિ આખો પત્ર લખી રહી છે, માત્ર છેવટની એક બે લીટીઓ જ બાકી છે, એટલી એ લખી બીજી વખત વાંચી જોશે તેટલી વારમાં આપણે પણ તેનો પત્ર વાંચી લઇશું. લ્યો ત્યારે હું વાંચું છું:—

" પરમ પ્રિય,

" તમારો પત્ર મને આજે સવારે બીછાનાના ઓશીકા નીચેથી
" મળ્યો. તેમાંનો સર્વે મજકુર વાંચી જોતાં મને જે આનંદ થયો છે
" તેનું વર્ણન એક મનથી, એક હાથથી અને એક લેખણુથી એક
" કાગળ પર હું કેટલું લખું ? હું સર્વોપરી ગરીબ, અનાથ અને
" અસમર્થ છું. મને જો કોઇ આ ઘરમાંથી કહાડીને બીજી જગોએ

" લઇ જશે તો હું તેનો એ ઉપકાર આ જન્મે તો શું પણ જન્મો-
" જન્મ ભૂલીશ નહીં ! મને અહીં અતિશય દુઃખ અને સંતાપ સહન
" કરવાં પડે છે. ઘરની માલીક બાઈ મારી ખરી મા નથી ! ! હું
" એક અસ્સલ મરાઠા કુળમાંના સત્પાત્ર વંશમાં, સુશિલ માતપિતાને
" પેટ જન્મી છું. પરંતુ મેં પૂર્વ જન્મે મહત્ પાપ કરેલાં હશે તેથી
" મારે આ જારિણીને ત્યાં આવીને રહેવું પડયું છે. મારાં માબાપ
" અરણ્યમાં લૂંટાયાં તથા મરાયાં તેથી હું નવ વર્ષની હતી ત્યારથી
" જ આ ચંડાળણીને હાથ પડી છું ! એક સરદાર પાસે મને
" મોકલવાની આજ ૭ મહીના થયાં ખટપટ ચાલે છે; પરંતુ
" એ વાત મને અંતઃકરણથી કર્તવ્ય નહીં હોવાથી મેં થાય એટલી
" યુક્તિથી આજ સુધી ચલાવ્યું; પણ હવે આવતી કાલનો દિવસ
" તેને માટે છેવટનો આવી પહોંચ્યો છે. કાલે કાં તો બંગલે જવું,
" અથવા તો ઝેર ખાઇને મરવું એ છેવટ પર વાત આવી પહોંચી
" છે ! શાસ્ત્ર વિરુદ્ધની રીતે, અન્યાયથી અને જારકર્મથી શરીર ભૃષ્ટ
" કરવા કરતાં મૃત્યુ ઘણું જ સારૂં એવો મેં નિશ્ચય કર્યો છે ! હું કુલીન
" હોવાથી મારા યોગ્ય કોઇ કુલીન પુરૂશ જોડે સશાસ્ત્ર લગ્ન કરી
" સંસાર ચલાવવો એવી મારા મનની પ્રબળ ઇચ્છા છે; પરંતુ આ
" ઘરમાંની દુષ્ટ–દ્રવ્યલોભી બાઇ મને તેમ કરવા દેતી નથી ! ! તેના
" મનમાં તેની ગાદી હું સાચવું, અને પુષ્કળ દ્રવ્ય મેળવું એવું
" હોવાથી એ મને મારી મરજી પ્રમાણે શાની વર્તવા દે ? હું સમ-
" જણી થઈ ત્યારથી તેના દુષ્ટ આચરણનો મને ધિક્કાર લાગવા
" મંડયો છે.

" આપ આપના બંધુ સહ આજ ત્રણ મહીના થયાં આ ઘરમાં
" હોવાનું લખો છો એ મોટી નવાઇની વાત છે. પણ આ ઘરમાં

" પિશાચની રમતો થતી હોઇને એ પિશાચો ઘરમાં ભરાયાં છે, એવો
" જે પોકાર આખા ગામમાં થયો છે, એ સર્વનો સંબંધ હવે બરોબર
" મળ્યા જેવું થયું. આપ કોણ અને અહીં કેમ આવ્યા, તથા કેમ
" રહ્યા એ સર્વ હકીકત આપના પત્ર ઉપરથી જણાઇ. પરંતુ હવે
" મને આપના પ્રત્યક્ષ દર્શન કરવાની બહુ જ ઉત્કંઠા થઈ છે. મારી
" એ આશા અને ઇચ્છા આપે દર્શન આપીને આજની જ રાતમાં
" પૂર્ણ કરવી જોઇએ. કારણ આવતી કાલે હું આ જગત પર જીવતી
" હઇશ કે નહીં એનો ભરોસો નથી. ઘણું કરીને હું આજ મળ-
" સ્કામાં ઉઠીને જ વાવ કુવો કરીને આ દુઃખમાંથી મોકળી થઇશ
" એવો મેં નિશ્ચય કર્યો છે. આપ ત્રણ મહીના થયાં મારાપર જ્યારે
" મોહિત થયા હતા ત્યારે આપનાથી મને પ્રત્યક્ષ મળ્યા સિવાય
" આજ સુધી કેમ રહેવાયું એ પ્રશ્ન મહા ગુઢ છે. તથાપિ એનો
" નીકાલ કંઈ ખાસ મહત્વનો નથી. આપના લખવા પ્રમાણે હું આ
" પત્ર લખીને ત્રીજા માળના દાદરના છેવટના પગથીઆ પર મૂકું
" છું, એ વાંચીને પછી આપને યોગ્ય કર્તવ્ય લાગે તેમ કરવું. આખો
" દિવસ મારા પર ઘરની માલકીણનો સખ્ત પહેરો હોવાથી પત્ર
" લખવાને અત્યારે જ વખત મળ્યો, તેને માટે નિરૂપાય છું. એજ
" વિનંતિ.

સ્થળ—દુઃખી દીવાનખાનું.
વખત—રાતના ૧૧ા.

લિ. આપની દર્શનેચ્છુ—
એક ગરીબ અબળા
**મણિ.**

પ્રિય વાચકો ! મણિએ ઉપર પ્રમાણેનો પત્ર લખીને તેને ત્રીજા માળના દાદરના છેવટના પગથીઆ પર મૂક્યો; અને પોતે પોતાના પલંગમાં પડી. સવારે વહેલાં ઊઠીને ક્યા કુવામાં પડી જીવ આપવો, તે માટે શી વ્યવસ્થા કરવી, ઘરમાંથી કેવી રીતે બહાર નીકળવું, વગેરે વિચારો તેના મનમાં અત્યારે ચાલી રહ્યા. મણિ પોતાના મનમાં અત્યારે એમ જ સમજતી જણાતી હતી કે, મરવું એટલે કંઈ નહીં, એ તો પોતાના સ્વાધીનતાની જ વાત છે. જ્યારે આપણને મરવાની ઇચ્છા થાય ત્યારે મરી શકાય ! હશે, બીચારી અજ્ઞાન છે, સંસારના અનુભવ વિનાની અબળા છે. આપણે હવે મણિને મરવાના વિચાર કરતી જ મૂકીને કામસેના અને તેમના પ્રિયતમ ગચ્ચી પર બેઠાં છે ત્યાં જઇએ; અને તેમના શા શા રંગરાગ ચાલે છે તે જોઇએ. ચાલો ત્યારે હવે આ દાદર પર થઇને ગચ્ચી પર જઇએ. વાચકો, મારી પાછળ પાછળ ચાલો. જોવા જેવું જણાય તે જુઓ; પણ તેમાંનું કાંઈ ગ્રહણ કરવાની આકાંક્ષા ન કરશો; કારણ વેશ્યાના ઘરમાં માત્ર એકલી ચતુરાઈ સિવાય સદ્ગૃહસ્થને ગ્રહણ કરવા યોગ્ય બીજું કાંઈ હોતું નથી. ચતુરાઈ સિવાય જે કાંઇ હોય છે એ માત્ર નજરે જોવાનું જ !

જુઓ, કામસેના અને તેમના પ્રિયકર પંત અતિ પ્રેમમાં ગુંગ થઇ ગયાં છે. કામસેનાએ સફેદ મલમલનો છેક બારીક પણ ઉંચી જાતનો સાળુ પહેર્યો છે. તેમાંથી તેના શરીરની ગૌરવર્ણ કાંતિ સહેજ રીતે દૃષ્ટિગોચર થઈ જાય છે. કાંચળી પણ એજ નમુનાની છે; પણ તેનાં મોળીયાં વગેરે જરીનાં છે. અંબોડામાં ફુલની વેણી ગુંથેલી છે; અને વાળાના અત્તરનો ઘમઘમાટ પ્રસરી રહ્યો છે. પેલી તરફની બાજુએ ચાંદીના ઝાડમાં ઉંચી જાતની અગરબત્તીઓ બળતી કરી

મૂકી છે. પાસે વાળાનો એક નાજુક પંખો પડયો છે; પરંતુ ગચ્ચી પર મંદ અને શીતળ હવા આવતી હોવાથી તેની જરૂર પડતી જણાતી નથી. કામસેના પાસે પંત તકીઆને અડીને આડા પડયા છે. તેમની પાસે કીનખાબનાં નાનાં નાનાં ઓશીકાં પડયાં છે. કાનમાં કરમદા જેવાં બે મોતીની વાળી હોઇને તેમાં લીલા કાચનું લોલક લટકતું હોવાથી પંતનો જમણો ગાલ લીલો છમ જેવો દેખાય છે. તેમની ચોટલી લાંબી હોઇ એ અત્યારે પીઠ પર છૂટી પડેલી હોવાથી તેમાંના અત્તરનો સુવાસ છૂટી રહ્યો છે. કામસેના તેમને વખતો વખત પાકેલા પાનની બીડીઓ કરીને આપે છે, અને બીડી આપ્યા પછી જરદાની ચપટી ભરી હથેળીમાં લઇ તેમને આગળ ધરે છે.

આ પ્રમાણે પંત અને કામસેના આનંદ ઓઘમાં મહાલે છે તે વખતે તેમનામાં જે વાતચીત થાય છે એ જરા સાંભળવા જેવી હોવાથી આપણે શાંત ચિત્તે તેમની પાછળ બેસીને સાંભળીશું. વાતની શરૂઆત કરતાં કામસેના બોલીઃ—“ અહો પંત ! તમે તો આજ “ મુંગાવ્રત જ લીધેલું છે કે શું ? જણાય છે તો તેમ જ. આ ગરીબ “ બાપડી પર વળી કંઈ આળ લાવવાનો વિચાર છે કે શું ? એક કલાક “ થયો પણ બિલકુલ સ્તબ્ધ જ ! મુઓ એવો તે શો ગહન વિચાર “ ચાલે છે ? કંઈ સમજાય તો સારૂં ! ”

**પંત**—“ સ્ત્રીઓની આગળ ગહન વિચારની વાત ન કરવી “ એવું શાસ્ત્રમાં કહેલું છે ! ”

**કામસેના**—“ ચૂલામાં નાખો એ તમારાં બધાં શાસ્ત્રોને લઇને ! ! “ શાસ્ત્ર લખનારા પણ મુઆ તમારા જેવા પુરૂષો જ હતા ને ! તેમાં “ મારા જેવી કોઇ એકાદ સ્ત્રી હોત જો શાસ્ત્રકર્તી તો પછી જોત “ એ જ પુરૂષોની મઝા ! એ મુઆઓને સ્ત્રીઓ જો એટલી બધી

"નીચ લાગતી હતી તો એ પોતે સ્ત્રીઓના પેટમાંથી શા માટે "જન્મ્યા ? પુરૂષના જ પેટમાંથી કેમ ન જન્મ્યા ?"

**પંત**—"થયું, રીસ ચડી કે ? સહેજ બોલતાં બોલતાં આવી "રીસ એટલે શું ? આટલા માટે જ અમે અહીં મુંગાવ્રત લઇએ "છીએ, સમજ્યાં ? એ બોલવુંય ન જોઇએ, અને રીસ ચડાવવાનું "પણ ન જોઇએ, એમ અમને થઈ આવે છે !"

**કામસેના**—"ઠીક જ છે એ બધું. અહીં આવ્યા પછી બોલવું "ચાલવું શાનું ગમે ? બોલવા ચાલવાના ઠેકાણાની તમારે ખોટ થોડી "જ બળી છે ! આ રાંડ પાસે તો અમસ્તું આવવાનું માટે આવ- "વાનું !! પ્રિયસ્થાન હોય ત્યાં ગમે બોલવું અને ચાલવું !"

**પંત**—"તમારે જ મોઢે ન્યાય થયો. 'પ્રિયસ્થાન હોય ત્યાંજ "ગમે બોલવું અને ચાલવું.' ન્યાય થઇ ગયો. આ સ્થળ પ્રિય જ છે."

**કામસેના**—"મને એવી ડોળડોળા કરતાં ક્યાં આવડે છે ? "હું તમને સાફ કહી રાખું છું કે, આવું નિર્દયપણું મારા કોઈ "પણ કામમાં ચાલશે નહીં ! ગામમાં બીજી બહુએ જગાઓ છે !"

**પંત**—"હા છે, હું ક્યાં કહું છું કે નથી; પણ એ જગાઓ "પ્રિયસ્થાન તરીકે થોડી જ છે ? એ બધી જગો તો અમારી અ- પ્રિય જ છે !!"

**કામસેના**—"અહાહા ! અજવાળું ચકાચક !! જાણે કે કોઈ "ખરૂં જ સમજી જશે !"

**પંત**—"સંશય શા માટે ?"

**કામસેના**—"ખાઓ સોગન જોઇએ !"

**પંત**—"શાના ?"

**કામસેના**—"આ કામસેના સિવાય બીજી તમામ સ્ત્રીઓ "માતુશ્રી કહીને!"

**પંત**—"એ બોલવામાં શું કંઇ અર્થ છે? મનુષ્યના હાથે "અજ્ઞાનપણામાં કંઈ થતું નહીં હોય કે?"

**કામસેના**—"ત્યારે આપ સજ્ઞાન ક્યારથી થયા?"

**પંત**—"તમારી જોડે સંબંધ થયો ત્યારથી!"

**કામસેના**—"ખરેખર તમારા આ શબ્દો સાંભળી મને બહુ "રીસ ચડે છે; પણ શું કરૂં કે મારો કંઈ ઉપાય ચાલતો નથી. "હું મનમાં પચીસ વખત નિશ્ચય કરૂં છું કે, **કાશીની** જાત્રાએ "નીકળી જાઉં; પણ મુઇ મને તમે શી મોહિની લગાડી દીધી છે કોણ "જાણે! એક દિવસ પણ તમારૂં મોં નજરે પડતું નથી તો રડ્યો "જીવ નીકળી જવા બરાબર થઇ જાય છે!!"

**પંત**—"આબેહુબ તેમજ–તમારી પેઠે જ અમને પણ થાય "છે; પણ શું કરવું? **કામસેના** સિવાય આ જીવને પળવાર પણ "ગમતું નથી!"

**કામસેના**—"કોઇનું બોલેલું બોલવું એમાં અર્થ શો? તેના "કરતાં ન બોલવું સારૂં."

**પંત**—"ઠીક છે, રહેવા દો ત્યારે અમારૂં બોલવું. કજીઆ ક- "રતાં અબોલા ઉત્તમ. અમે અમારૂં બોલેલું પાછું ખેંચી લઇએ છીએ "જનઇએ તો, પછી તો થયું ને?"

**કામસેના**—"એટલા બધા ઠરાવપર આવવાની કાંઇ જરૂર "નથી. પણ તમે મને પહેલાં એટલું કહો, કે તમે શું લડાઇ કરવા "માટે અહીં આવો છો? હમણાં હમણાં આમ શું રડ્યું કરો છો

"કોણ જાણે! બાકી સર્વ સરદારી માણસો પ્રત્યે સારા અને એકલી "મેં જ શા પાપ કર્યા છે કોને ખબર?"

કામસેના જાણે રડતી હોય તેવો ઢોંગ કરવા લાગી.

**પંત**—"અરે મૂર્ખી! વિનોદની વાતને તેં આમ છેક હદ- "બહાર લાવી મુકી એ શું? આ રોવાનું શસ્ત્ર સ્ત્રીઓ પાસે જબર- "દસ્ત હોય છે! છાની રહે. હવેથી આપણે એવું કદી બોલીશું જ "નહીં, તો પછી તો થયું ને!"

કામસેનાને પાસે લઇને પંત તેને સમજાવવા લાગ્યા.

**કામસેના**—"તમને અમારો કંટાળો આવ્યો હોય તો અમે "અમારે ગમે ત્યાં જઇશું અહીંથી કાળું કરીને; પછી તો મરજી "પ્રમાણે થશે ને? આવી જુલમી સલામી શા માટે જોઇએ?"

**પંત**—"તમારી પહેલાં હું જ અહીંથી મારે ચાલતો થાઉં "છું એટલે થયું ને?" પંત ઉઠવા લાગ્યા.

**કામસેના**—"મને ઠાર મારીને પછી આગળ પગ મુકો એટલે "મારી શોક્યને તો હંમેશની દિવાળી થાય!"

**પંત**—"અમને માત્ર હોળી થશે, તમે ગયા પછી!!"

**કામસેના**—"હવે આબરૂભેર બેસવું છે કે વળી હજી કંઈ " વિશેષ શોભા કરાવવી છે?"

**પંત**—"તો પણ ઠીક છે. અત્યારે બે વાગવાનો વખત થવા "આવ્યો છે. અમને ઊંઘવા બુંઘવા દેવા છે કે નહીં?"

**કામસેના**—"ઉંઘવું હોય તો પલંગ તૈયાર છે તમારે માટે. "હું મારે અહીં જ પડી રહીશ! અમસ્તી કોઇને અડચણ શા "માટે કરવી!!"

આટલી વાત થતા થતામાં પંતે ફરી પાઘડી ઉતારીને ખીંટી પર મૂકી અને કામસેનાની પાસે જઈ તેને ઉંચકી બીછાના પર નાખી. પછી પડયાં પડયાં ઉંઘ આવતાં સુધીમાં એ બે વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

**કામસેના**—" કંઠા માટે છેવટે શું કર્યું ? એનું જ્યાં સુધી નક્કી " કરશો નહીં ત્યાં સુધી હું તમારી જોડે એક અક્ષર પણ બોલ- " નાર નથી. "

**પંત**—" હજુ ગમે તે રીતે તમારે એક મહીના સુધી તેને " માટે થોભવું પડશે. "

" મૂકો મારા ગળે હાથ જોઉં ! "

" ગળે જ શું પણ તું કહીશ ત્યાં હાથ મૂકવા તૈયાર છું ! "

" લુચ્ચાઇ કરવાની જન્મખોડ જ જ્યાં પડી ગઈ છે ત્યાં હવે " દવા શી મળે ? પણ હું એક બીજી વાત પૂછું ? ખરો જવાબ આપો " તો પૂછું. "

" ખરો જવાબ આપવા જેવું હશે તો હું જૂઠું શા માટે " કહીશ ? આ પંત ઘોડીઆમાં પણ જૂઠું રડયો નથી. "

" હમણાં બહાર ગણગણ ચાલે છે એ ખરી કે ખોટી ? "

" એ મોઘમ પ્રશ્નનો ઉત્તર હું શી રીતે આપું ? "

" કાંપમાં સાહેબની ચાહમાં કોઇએ ઝેર નાખ્યું એમ કહેવાય " છે એ ખરૂં કે ખોટું ? "

" એ તો સાહેબના બટલરને ખબર ! આપણને કેમ માલુમ પડે ? "

" પણ મારા સાંભળવામાં તો કંઇ ઓળનું ડોળ જ આવ્યું " છે. ઈશ્વર કરે ને તેવું ન થાય એટલે થયું. "

"પણ તમારા સાંભળવામાં શું આવ્યું છે, એ તો મને જાણવા "દો પહેલાં !"

"મને કંઇ બરાબર ખબર નથી; પણ એ સંબંધમાં સાહેબના "મનમાં મહારાજા માટે કંઇક સંશય ઉત્પન્ન થયો છે એમ લોકો "કહે છે; એટલું જ નહીં પણ એ વાત તો સર્વત્ર પ્રસિદ્ધ થઇ "ગયાનું પણ હું સાંભળું છું !"

"આ વાત તો હું આજ તમારે મોઢે જ સાંભળું છું. હવે "કાલે આ સંબંધે જરૂર તપાસ કરવી જોઇશે."

"શહેરમાં લોકો તો નાના પ્રકારની વાતો કરે છે; પરંતુ તે "સંબંધમાં અમારે શું પ્રયોજન છે! અમારે તો ફક્ત તમારા "સંબંધની ફીકર !"

"મારા વિષે તમારે બિલકુલ ફીકર કરવી નહીં; કારણ, ગામ "બળે પણ હનુમાન તો ગામ બહાર જ હોય ! તેને ઉની ઝાળ પણ "લાગતી નથી !"

"પણ આ આવડું અફાટ કૃત્ય કોનું હોવું જોઇએ ?"

"ભગવાન જાણે ! અમે ઘરના રોટલા ખાઇને લશ્કરના રોટલા "શેકવાનું કામ કરતા નથી. જે કરશે તે ભરશે."

"પણ દરબારમાંનાં કેટલાંક નામો લોકચર્ચામાં આવ્યાં છે. "વળી આ હકીકત ખુદ મહારાજા પણ જાણે છે એમ કહેવાય છે, "એ શું ખરૂં ?"

"આ સંબંધમાં હું તો કંઈ પણ જાણતો નથી. તથાપિ મહા- "રાજ આ વાતમાં હોય એ સંભવિત નથી. જવા દો એ પંચાત. "એ વાત જ આપણે અહીં ન કરવી એટલે થયું."

"પણ મને તમે એટલું જ કહો કે, પારસી દીવાને આવીને

" શું કર્યું ? પહેલાના કરતાં વળી હમણાં તો બલબલપૂરી વધારે
" જ થઈ છે. મને તો લાગે છે કે હવે આ આખું જહાજ જ નીચે
" બેસી જશે !"

" તમારી સ્ત્રીઓની કલ્પનામાં જે આવે તે ખરૂં ! તથાપિ એ
" સાહેબની હવે થોડા જ દિવસમાં અહીંથી ઉચલટંગડી થનાર છે,
" એ માત્ર ખરેખરૂં ભવિષ્ય છે."

" પણ એ જ સાહેબે અમુક અમુક માણસો વડોદરામાં ન રહેવાં
" જોઇએ એવી ખટપટ ચલાવેલી હોવાથી, હવે તમારે જ અહીંથી
" ગાંસડાં પોટલાં ઊંચકવાં પડશે તેનું કેમ ?"

" એને જ કહે છે પારસી દિવાનનો પ્રતાપ ! હજી શું શું થાય
" છે એ તો જુઓ !"

" એ જ બધો ગોટાળો છે તો ! આજ ત્રણ વર્ષ થયાં પરંતુ
" હજુ દરબારની સુવ્યવસ્થા થતી નથી ! નવીન આવેલી મંડળી તો
" દરરોજ રાજીનામાં લખી મોકલે છે !"

" અને જૂનાની પપુડી તો પહેલાં જ વાગી ગઇ છે !"

" તમારા જેવા નાનાફડનવીસ રાજ્યમાં હોવા છતાં આવી
" બુમો રાજ્યમાં કેમ ઉડતી રહે છે ?"

" સ્ત્રીઓની એક કહેવત છે કે લુગડું ઊતરડાઇ ગયું હોય તો
" તેને દોરા ભરી સાંધે, પણ તદન જળી ગયું હોય તેને શું કરે ?
" અમારા દરબારની પ્રસ્તુતની સ્થિતિ પણ એવી જ થઇ પડી છે."

" એ બધું તમારી કરણીને લીધે—એટલે તમે અને તમારા
" લોકોની કરણીના પ્રતાપે જ બિચારા મહારાજા પર આખું આકાશ
" તુટી પડયું છે !"

" અમે શું કર્યું ?"

" પેલા ધર્માજીરાવના ઘરની સ્ત્રીઓને મારી માર્ફતે શા માટે
" બોલાવી મગાવી ?"

" એટલે ? એ વાતને અને આ દરબારી વાતને સંબંધ શો ?
" એ તો ખાનગી વાત છે."

" તમારા દરબારનો દુર્લૌકિક આખી પૃથ્વી પર જે થયો છે,
" તે તમારાં ખાનગી ખરાબ આચરણના જ પ્રતાપે ! સમજ્યા ? અને
" મુખ્યત્વેકરીને દરબારનાં જ માણસોએ પોતાના હાથ મોકળા કરીને
" મહારાજાના નામને બદનામ કર્યું છે. અનેક સ્ત્રીઓનું પાતિવ્રત્ય
" વિવિધ પ્રકારની યુક્તિથી ભ્રષ્ટ કરાવીને, તેમના શ્રાપો તમોએ મહા-
" રાજને દેવડાવ્યા છે ! તે જ અભિશ્રાપ હવે કોઇ પણ ઉપાયે ઉગી
" નીકળીને મહારાજનો નાશ કરવાની તક ખોળે છે. ખરૂં પૂછો તો
" હું પણ તમારા ફંદમાં ફસાઇને બહુ જ ખરાબ આચરણમાં સપ-
" ડાઇ ગઈ છું; એ બદલ મને હવે અતિ પશ્ચાત્તાપ થાય છે; પરંતુ
" હવે ઉપયોગ શો ? એ બદલ મારે ઇશ્વરના દરબારમાં દંડ ભોગવવો
" પડશે જ. ધર્માજીરાવની પતિવ્રતા સ્ત્રીઓનો શ્રાપ મારી છાતી પર
" આવીને બેસશે, એ નિ:સંશય છે. અંતકાળે તેનો વિશ્વાસઘાત મારી
" છાતી પર આવીને ઉભો રહેશે જ. હવે હું શું કરું ?"

" પણ આજ તને આ થયું છે શું ? આજ તારી જીભ બહુ કેમ
" વધી ગઇ છે ? માસ છ માસનું બોલવાનું એકદમ બોલી નાખ-
" વાનો તને આજ વિચાર થઈ આવ્યો છે કે શું ?"

" તમે ગમે તેમ કહો; પરંતુ મને આ ગાયકવાડી દરબારનું
" પરિણામ હવે સારૂં દેખાતું નથી; તેમ જ તમારૂં પરિણામ પણ
" સારૂં દેખાતું નથી. સિવાય મારે માટે કહેશો તો, મને હવે ઘડીનો
" પણ ભરોસો લાગતો નથી. ઘણુંકરીને મને લઇ જવા માટે યમદૂતો
" નજીક જ આવી પહોંચ્યા હોય એમ મને લાગે છે !"

" આ તું શું બડબડે છે ? તને વાયુ બાયુ તો થયો નથી ને ?"

# પ્રકરણ ૧૭ મું.

## મેળાપ—ચોરી—ખૂન—પરિણામ.

"જમાના જોર જાલમ છે, ન માલમ શું થવાનું છે;
"નજુમી કોણ એવો છે, બતાવે શું થવાનું છે.
"જણાશે સાફ કે ઈનસાફમાં આલમ મુંઝાણી છે;
"ભલે વીતે જમાના લાખ, તોયે શું થવાનું છે.
"ફરે નિત્યે નહીં સ્થિરતા, ભરોસો શો અરે! એનો;
"ન જાણું જાનકીનાથ! પ્રભાતે શું થવાનું છે."

**શશીવર્મા.**

પ્રિય વાચકો! આપણે હમણાં જ સાંભળ્યું એ પ્રમાણે **પંત** અને **કામસેના**નું બોલવું ચાલતું હતું, ત્યારે **મણિ**ના દિવાનખાનામાં શું ચાલતું હતું તે હવે આપણે જોવા જઇએ. **પંત** અને **કામસેના**ની વાર્તાનો મર્મ સમજાયો, એટલે હવે તેમને ગચ્ચી પરની મંદ અને શીતળ હવામાં નિરાંતે ઊંઘવા દઇ, આપણે ચાલો **મણિ**ના દિવાનખાનામા જઇએ. **મણિ** નાયિકાની છોકરી નથી; પણ એક સુશીલ વંશમાં જન્મેલી મરાઠા કન્યા છે, એ તમે ભૂલ્યા નહીં જ હો.

**મણિ**ને મળવા માટે તેના દિવાનખાનામાં **ભ્રમર** અને **સદ્‌ગુણ** આવેલા છે. **મણિ**એ **ભ્રમર**ને પોતાના પલંગ પર બેસાડી, **સદ્‌ગુણ**ને પાસેની ખુરશી પર બેસાડયો છે. તેમની મુલાકાતથી **મણિ**ને, અને **મણિ**ની મુલાકાતથી તેમને અત્યંત આનંદ થઇ રહ્યો છે. **ભ્રમર** અને **સદ્‌ગુણ** એ ઘરના ત્રીજા માળ પર ત્રણ મહીના થયાં રહેતા હતા, તોપણ ઘરનાં કોઇ માણસના જાણવામાં એ આવ્યું નહોતું. ઘરમાંથી

અનાજ, પાણી, કપડાં, ફુલ, અત્તરની શીશીઓ વગેરે જણસો મુકેલે ઠેકાણેથી દરરોજ ઉપડી જતી હતી ખરી; પરંતુ આ બધો ખેલ પિશાચોનો હશે, અને આપણા ઘરમાં બે ગુપ્ત પિશાચો ભરાયાં છે, એમ ઘરનાં માણસો માનતાં હતાં. અન્નપાણી વગેરે સિવાય બીજા કશાને ઉપદ્રવ થતો નથી, અને માણસોને પણ કંઈ પીડા થતી નથી, એથી કરીને એ ઘરનાં માણસો તેટલેથી જ સંતોષ માનતાં હતાં. **ભ્રમર**ને દરરોજ **મણિ**નાં દૂરથી દર્શન થતાં હતાં; પરંતુ **ભ્રમર**નું દર્શન **મણિ**ને અત્યારે પહેલવહેલું જ થયું હતું, આથી તેને બહુ જ આનંદ થયો હતો. **મણિ**ને જોઇને **ભ્રમર** તેના પર મોહિત થયો હતો ખરો, પણ કોઇપણ વાત શોધ અને વિચાર પૂર્વક થવી જોઇએ, માટે તેણે ત્રણ માસ સુધી ગુપ્તપણે ધીરજ રાખી તપાસ કરી હતી. તેણે ત્રણ મહીના સુધી **મણિ**ની કસોટી કરી જોઈ; તેના આચરણની તપાસ રાખી, તેનો સ્વભાવ જોયો, અને એ સિવાય તેનું બોલવું ચાલવું તથા રીતભાત વગેરે જોયું, ત્યારે તેની પૂર્ણ ખાત્રી થઇ કે, આ છોકરી વેશ્યાના પેટની નહીં હોય; પણ કોઇક પણ ખાસ કારણસર તે આ ઘરમાં આવી ભરાણી હશે. છેવટે ખરેખરૂં વર્તન અને હકીકત જણાય માટે તેણે એક પત્ર લખીને **મણિ**ના ઓશીકા નીચે મૂક્યો. તેમાં હું તારા પર સદ્‌ભાવ થયો છે, અને તને મળવા માટે હું આતુર છું, વગેરે લખીને પોતાની લખવા જોગ હકીકત પણ લખી હતી. એ પત્ર **મણિ**એ વાંચીને તેનો ઉત્તર લખી તેણે ત્રીજા માળના દાદરના છેલ્લા પગથીઆ પર મૂક્યો હતો. જે પત્ર આપણે પ્રથમ વાંચી ગયા છીએ.

**મણિ**નો પત્ર વાંચી **ભ્રમર** અત્યંત આનંદિત થઇ ગયો અને તેના લખવા પ્રમાણે નીચે આવીને **સદ્‌ગુણ** સાથે **મણિ**ની મહેમાન-

ગીરી લેતો મણિના દીવાનખાનામાં બેઠો છે. તેનું સ્વરૂપ જોઇને મણિ છેક જ લટુપટુ થઈ ગઈ; અને મળસ્કામાં કુવામાં પડી જીવ કાઢવાનો વિચાર હતો એ છોડી દઇને, ભ્રમરને વરમાળ પહેરાવી દેવાનો વિચાર અંતરમાં દૃઢ કરાવી દીધો! ભ્રમરને પગે લાગીને તેણે પ્રથમ પોતાના હૃદયની એ લાગણી જણાવી. ત્યારે ભ્રમરે કહ્યું:—
"ઘરમાંનાં મારાં વડીલોની સલાહ લીધા સિવાય અને અત્યાર પહેલાં
"જેને હું મારા હૃદયથી વચન આપી ચૂકયો છું તેની પરવાનગી
"લીધા સિવાય હું તારો અંગિકાર કરી શકીશ નહીં. તારી મરજી
"હોય તો હજુ થોડા દિવસ ધૈર્ય ધરીને રહે."

મણિએ ઉત્તર આપ્યો: "આપ મારી વ્યવસ્થા ગમે તે કરો;
"પરંતુ હું તો તમારા ચરણે પડી છું."

મણિએ આમ કહીને ભ્રમરની મનોભાવથી યથાયોગ્ય રીતે પૂજા કરી ફૂલનો હાર પહેરાવ્યો; હાથમાં ગજરા આપ્યા, અને શરીર પર એક કસબી દુપટ્ટો નાખ્યો, એ જ દુપટ્ટો તેને સરસ ગાવા બદલ દરબારમાંથી બક્ષીસ મળ્યો હતો. આ પ્રમાણે મનોભાવથી ભ્રમરની પૂજા કરીને ફરી એક વખતે મણિએ તેના પગપર માથું મૂકયું. પછી તેણે સદ્‌ગુણનું પણ એ પ્રમાણે જ આદરાતિથ્ય કરીને તેને પણ એક દુપટ્ટો આપ્યો. આટલું થયા પછી મીઠાઇનો ભરેલો થાળ આગળ ધરીને તેમાંથી જરા પ્રસાદી રૂપે પણ લેવા મણિ ભ્રમરને આર્જવ કરવા લાગી. એટલામાં—

* * * *

ગચ્ચી પર વાતો કરી કરીને કામસેના અને પંતની આંખોમાં ઉંઘ આવ્યાને હજુ પૂરો કલાક પણ થયો નથી એટલામાં એ ઘરમાં

એકદમ ગરબડ મચી રહી ! ! પાંચ પચીશ હથીઆરબંધ લોકો મોં કાળાં કરીને અને શરીર પર કાળાં વસ્ત્રો વીંટીને ઘરમાં પેઠા. તેમણે દરવાજે અને બારીઓની સાંકળો અંદરથી વાસી દીધી; અને જેમ ગમે તે પ્રમાણે ધમાચકડી કરવા મંડયા ! જ્યાં ત્યાં 'પકડો ! પકડો ! મારો ! મારો ! !' એવા શબ્દો સંભળાવા લાગ્યા. આ તોફાન—ગરબડાટથી ઘરની માલકીણ જાગી ગઇ, અને ગભરાયેલી ઉઠીને પ્રથમ પોતાના દાગીનાની પેટી જે ઓરડીમાં હતી ત્યાં જઇને એ પેટી પર આડી પડી ! ત્યારે ચોરને જોઇતી જ મદદ મળી ! તુરત જ પાંચ દશ જણા ઓરડીમાં જઇને દાગીનાની પેટી કામસેના આગળથી ખેંચી લેવા લાગ્યા; પરંતુ કામસેના પેટી છોડીને દૂર ન થાય. છેવટે ચોરોએ 'તું પેટી છોડી દે, નહીં તો તને ઠાર મારીશું" એવી તેને ધમકી આપી. પરંતુ એ દ્રવ્યલોભી સ્ત્રીએ પેટીને છોડી નહીં ! ત્યારે તેમાંના એક જણે તે જ ઘડીએ તલવારથી તેના શરીરના કકડે કકડા કરી નાખ્યા !

* * * *

આટલામાં ભ્રમર અને સદ્ગુણ પોતાનાં હથીઆરો ખેંચીને એ દંગામાં જઇ મળ્યા; ત્યારે એ ચોરોની સારી પેઠે પચ્ચી ઉડી ગઇ. ભ્રમરે પોતાની તલવારવડે ચાર પાંચ જણાનાં મડદાં પાડયાં, અને સદ્ગુણે પોતાનો તમંચો બે ચાર જણાના પેટમાં ખોસી ઘાલ્યો ! છેવટે સદ્ગુણે પોતાની પીસ્તોલના બહાર કરવાનો આરંભ કર્યો ત્યારે પેલા ચોરો ગભરાયા અને આગલી પાછલી બારીઓ વાટે પલાયન કરવા મંડયા ! પરંતુ જતાં જતાં—નાસતાં નાસતાં—ચોરો બે ઘરમાંથી બે કિંમતી વસ્તુઓ ઉપાડી ગયા. એક દાગીનાની મોટી પેટી, અને બીજી કેવળ લાવણ્ય—રત્નની ખાણ મણિ ! ! !

* * *

આ પ્રમાણે ચોર કાર્યસિદ્ધિ કરીને ગયા પછી, વડોદરાની બહાદુર પોલીસ મશાલો સળગાવીને આવી. તેણે કામસેનાના ઘરમાં શી રીતે ધાડ પાડવામાં આવી તેની તપાસ કરવા માંડી! પરંતુ આ વખતે એ ઘરના ત્રીજા માળ સિવાય બીજી કોઈ પણ જગોએ માણસ રહ્યું નહોતું. આવા ગરબડાટમાં ગચ્ચી પર મંદ અને શીતળ હવા ખાતી સૂતેલી પંત સાહેબની સ્વારી ક્યારે ઉપડી ગઈ, અને કેવી રીતે ગઇ એ ઈશ્વર જ જાણે! ફોજદારે આખા ઘરની ઝડતી લીધી ત્યારે તેમને કામસેનાનું તથા બીજાં ચાર પાંચ મડદાં મળી આવ્યાં. પછી તો ત્યાં બધા મોટા મોટા અમલદારો મળ્યા, અને તેમણે બધા ઘરમાં તપાસ ચલાવી; ત્યારે ત્રીજા માળ પર કશબી દુપટ્ટો ઓઢીને સૂતેલા બે માણસો જણાયા. આ ભ્રમર અને સદ્દગુણ જ હતા. તેમને ત્યાંથી નાસી જવાની સગવડ મળી શકી નહોતી; તથા ઘરની માલકાણને ચોરોએ મારી નાખી છે એ પણ ધાંધલમાં તેમણે જાણ્યું નહોતું.

પોલીસના હાથમાંથી ચોર છૂટી ગયા અને શાહુકાર સપડાયા. તેમના શરીર પરના દુપટ્ટા અને લોહીથી ખરડાયલાં હથીઆરો વગેરે મુદ્દા મળ્યા પછી પોલીસે એ બેઉના શરીરની ઝડતી લેતાં ભ્રમરના ખીસામાંથી મણિનો પત્ર પણ મળી આવ્યો. તેમાં મળસ્કામાં હું કુવા કે વાવમાં પડીશ એવું લખેલું હતું, અને અત્યારે એ ઘરમાં પણ નહોતી; એટલે દ્રવ્યલોભ માટે આ બે જણે જ આ ખૂન કરેલું હોવું જોઇએ એવું ઠર્યું!! કારણ, મણિના પત્ર ઉપરથી મણિને આ પ્રત્યક્ષ રીતે સહાયક થયા હોય એમ પાકું અનુમાન ઠર્યું. પછી પોલીસે કામસેનાને ઘેર તાળાં મારી પહેરો બેસાડયો; અને નિયમ પ્રમાણે મડદાનું પંચનામું વગેરે કરાવી તેની આગળની તમામ વ્યવસ્થા

કરી. બધી કાચી ચોકશી થયા પછી આ કેસ આગળ કમીટ કર્યો. ભ્રમર અને સદ્‌ગુણ ખાનગી કેદખાનામાંથી છૂટી સરકારી કેદખાનામાં પડયા ! !

## પ્રકરણ ૧૮ મું.

### વડોદરા રાજ્યની ડામાડોળ હાલત.

*" सत्यधर्म विहीनेन न संदध्यात्कथंचन ।
" सुसंधितोऽप्यसाधुत्वादाचिराद्याति विक्रियाम् ॥ "

વખત આવે કોઇનું કોઇ રહેતું નથી. જેના પર સંકટ આવી પડે તેને જ બધું સહન કરવું પડે છે ! પ્રસંગવશાત્ પિતા પુત્રને તજી દે છે, અને પુત્ર પિતાને તજી દે છે. તે જ પ્રમાણે કાકા, મામા, ભાઇ, બહેન વગેરે સંબંધીઓની પણ સ્થિતિ હોય છે. જ્યાં સુધી બધું સારે સારૂં હોય છે ત્યાં સુધી બધાં મધપૂડાની માખીઓની પેઠે આપણી આસપાસ ગણગણ કરવા આવે છે; પણ જેમ તારૂણ્ય જતાં સ્ત્રીઓ પ્રીતિ રાખતી નથી; દ્રવ્ય જતાં દંભી મિત્રો અને સંબંધીઓ આપણી અગત્ય કરતા નથી; દાન ન મળતાં યાચક લોકો દાતાનું ઘર તજી દે છે; રોગ મટી જાય એટલે રોગી વૈદ્યની ગરજ રાખતો નથી; વરવધૂનાં ચાર હાથ મળે એટલે ઉભય પક્ષ તરફનાં માણસો મધ્યસ્થ રહીને યોગ મેળવી આપનારને પીછાનતા નથી; ફળ, પુષ્પો

* સત્ય તથા ધર્મથી જે રહિત છે તેની સાથે કોઈ દિવસ સંધી કરવી નહીં. તેની સાથે કદાચિત સારી રીતે સંધી કરીએ તોપણ પોતાની અસાધુતાને લીધે તે પુરૂષ તરત વિક્રિયાને પ્રાપ્ત થાય છે.

અને પાંદડાનો નાશ થતાં પક્ષીઓ એ વૃક્ષ તરફ જોતાં પણ નથી; અને ધણી હાથમાં આવે એટલે વહુ સાસુની પરવા રાખતી નથી. એ જ પ્રમાણે સર્વ જગત્ આપમતલબી છે! ડાહ્યા મનુષ્યો આ સર્વ કપટી વ્યવહાર જાણતા હોવાથી આરંભથી જ સાવધાનતાથી વર્તે છે, એટલે જગતને પીછાનીને તે પ્રમાણે જ ચાલે છે: અને આ બધું સમજતા નથી તે વખતો વખત ઠેગાં ખાય છે.

વડોદરાના ગાદીપતિ મહારાજા મલ્હારરાવ ગાયકવાડની સ્થિતિ પણ હમણાં ઉપર લખ્યા પ્રમાણે જ થઇ છે! તેમને જગત્ના વ્યવહારની પીછાન બહુ થોડી હોઇને, માણસની પરીક્ષા તો જરા પણ નહોતી. કોનો વિશ્વાસ કરવો જોઇએ, કોણ મિત્ર, કોણ શત્રુ, કેવો વખત, કેવો પ્રસંગ એ વગેરે સંબંધનું જ્ઞાન એક રાજકર્તાને જેટલું જોઇએ તેટલું તેમનામાં નહોતું, અને તેથી જ છેવટે તેમની સ્થિતિ "**शिष्यापराधे गुरोर्दंडः**" એ પ્રમાણે થઈ હતી. કર્યું કોઇ બીજાઓએ અને ભોગવવું પડયું તેમને પોતાને! જે લોકોને તેમણે પોતાના ગણ્યા હતા, જે લોકોને ખૂણા ખાચરામાંથી બહાર કહાડીને ઉદયમાં આણ્યા હતા; જેમને તેમણે પોતાની કૃપાથી ગરીબના કુમેર બનાવી દીધા હતા; તે જ લોકો છેવટે તેમના પર ઉલટી પડયા!!! તે ખરેખરા અણીના પ્રસંગે જ તેમના જીવ પર ઉડયા! અને મહારાજાએ ડાહ્યા ગણીને જેમને પાસે રાખી લીધા હતા, તેઓ પણ પોતપોતાનાં ખીસાં યથાસ્થિત રીતે ભરીને અણીને પ્રસંગે આગળનું ખરાબ ભવિષ્ય સમજવામાં આવતાં બારોબાર રાજીનામાં આપીને ચાલતા થયા! તેમને પોતાને જ રહેવાની હિંમત ન રહી તો પછી બીજાની સંભાળ તે શી કરનાર હતા?

આ પ્રમાણે ડાહ્યાઓ છોડી ગયા, મૂર્ખાઓ જીવ પર ઉડયા,

આમમંડળી ફીતુરી થઇ ગઇ; અને કેટલાક '**रामाय स्वस्ति राव-णाय स्वस्ति**' એમ કહેતા કાનમાં તૂળશીપત્ર ખોસીને બેઠા ! આમ થવાથી મહારાજાની ફજેતી થવાનો પ્રસંગ નજીક આવી ઉભો. તેમના પોતાનામાં હિંમત અને સ્થિરબુદ્ધિ નહોતી જ. તેથી ઘડીમાં એક અને ઘડીમાં બીજો એવા વિચારો અમલમાં આવવા લાગ્યા. કેંપમાં સાહેબ પાસે જે બોલવું થયું હોય એનો શહેરમાં આવતાં ભંગ થઇ જાય; અને શહેરમાં કરેલા વિચારોનો કેંપમાં જતાં ભંગ થઇ જાય, આવો પ્રકાર ચાલતો હતો. એ સિવાય દરબારમાં પણ બે ત્રણ પાર્ટીઓ પડી હતી. એ પણ એક બીજાને તોડી પાડવાને હમેશાં યત્નશીલ હોય. વળી દરેક મંડળીના કર્તૃત્વની છાપ મહારાજાના મન પર ઊઠતાં વાર લાગતી નહોતી. જનાનખાનામાં જાય એટલે મહારાજાને રાણીઓએ ગમે તેવી વાતો કહીને પોતાના કરી લેવા; નવી મંડળીમાં બેઠા એટલે ત્યાં પણ મહારાજાએ એકાદ ખલીતા પર સહી કરી આપવી; અને કેંપમાં સાહેબ આગળ ગયા એટલે ત્યાં તો પાઘડી ઉતારીને ગમે તે કરવા સંબંધી મહારાજાએ કબુલાત આપીને આવવું ! આ પ્રમાણે અનિયમિત અને છોકરવાદ ભર્યો બધો વ્હેવહાર ચાલુ થવાના કારણથી ગાયકવાડી વહાણ તળીએ બેસી જવાનો વખત નજીક આવી પહોંચ્યો !

કેટલાક લોકો સિવાય બાકીની મુખ્ય કામદાર મંડળી અનીતિ-થી વર્તવા લાગી, રાજ્યમાં ધર્માજીરાવનો અત્યંત છળ કરી તેને હદપાર કર્યા એટલે એ ક્ષેત્રવાસી થયા. નીતિને ભ્રષ્ટ કરવા માટે હજુ યત્નો ચાલુ જ હતા. સુમતિ ડાકોરનાથ આગળ જઇને દરરોજ પ્રાર્થનાપૂર્વક દાદ માગતી હતી; અને સુબુદ્ધિ તો તદન હદપાર થયા જેવી થઇ અશક્તતાથી પથારીવશ થઇ પડી હતી ! આવી સ્થિતિ

રાજ્યની થયા પછી—ઘણાક આગેવાન કામદારો દુર્વ્યસની અને અક્ષર શત્રુ હોવા પછી—અને સર્વત્ર અનીતિનું પ્રાબલ્ય વધી પડયા પછી રાજસત્તાનો લય બહુ જ જલદી કેમ ન થાય?

હાય હાય! હવે એક કરતાં એક વધારે દુઃખકારક પ્રસંગો લખવાનું અમારે કપાળે ચોંટયું છે, તેથી અમને બહુ જ ખોટું લાગે છે. તોપણ આ બધાનું પરિણામ આગળ—છેવટે—આનંદદાયક આવનાર છે, એ આશા પર અવલંબીને હમણાનાં દુઃખદાયક બનાવોનું ચિત્ર ગમે તેમ કરી ચિત્રી કહાડીએ છીએ. આ સંધીમાં શહેરમાં ભયંકર બાતમીઓ લોકચર્ચામાં શરૂ થઈ હતી. કોઇ કહે કે, સાહેબના ઝેરના પ્રકરણમાં મહારાજા ખુદનો હાથ છે. કોઈ કહે કે તેવું કંઇ જ છે નહીં; પણ એ સર્વ 'રજતું ગજ' વચ્ચેના લોકોએ જ કરેલું છે! કોઇ કહે હવે અંગ્રેજ અને મહારાજાને લડાઈ થવાની છે! કેટલાકો કહે કે અંગ્રેજનું દશ હજાર લશ્કર કેંપમાં આવી ચૂકયું છે! તાત્પર્ય કે શહેરમાં એ પ્રમાણે દરરોજ નવી નવી અફવાઓ ફેલાવા લાગી. કેટલાક કામદારોનાં મોં પરનું તેજ જ ઉડી ગયું; અને સજ્જન લોકોને ભારે ચિંતા થઇ પડી. આ વખતે ખરેખર વડોદરા શહેરનો રંગ તદન ફીકોફસ થઇ ગયો હતો! તેમાં પણ આવે વખતે વિદ્વાન્ દિવાન, હોંશીઆર ચીફ જસ્ટીસ, અને અનુભવી સરસુબા, ઇત્યાદિ જાણીતી મંડળી રાજીનામાં આપીને મુંબઇ તરફ વિદાય થઈ ગઇ, ત્યારે તો વડોદરાની પ્રજા અતિશય ભયભિત થઇ ગઇ, અને સર્વ શહેર ઉદાસ થઇ ગયું.

ઉપર પ્રમાણે મલ્હારરાવી અમલ બરાબર ચાળણીમાંના પાણી જેવો થયો હતો, તોપણ—આ વખતે પણ—તેમની પાસેના કેટલાકના દુર્વર્તનમાં જરા પણ તફાવત પડ્યો નહોતો. તેમણે પોતાની ઇચ્છા

પૂર્ણ કરી લેવા માટે પોતાના નીચ ઉદ્યોગો ચાલુ જ રાખ્યા હતા ! ધર્માજીરાવ દાભાડેના સુરસાગર પરના ઘરને તાળાં માર્યાં હતાં, તોપણ તેમનો વિશ્વાસરાવ નામનો ચાકર દરવાજા પરથી ખસ્યો નહોતો. એ દરવાજા પર જ પડી રહેતો હતો. તે અહીં તહીંથી લોટ માગી લાવતો અને સુરસાગરના કાંઠા પર તેની બાટી શેકીને ખાઈ, આખા શહેરમાં ધર્માજીરાવ અને તેમનાં સ્ત્રી છોકરાં વગેરે સર્વ કુટુંબની શોધ કરવા ફરતો. આ પ્રમાણે આખો દિવસ તપાસ કરી, પછી ધર્માજીરાવના ઘર આગળ આવી દરવાજા પરનાં તાળાનાં દર્શન કરી દેવડી પર પડયો રહેતો. આ પ્રમાણે તેની દીનચર્યા ચાલે છે એટલામાં એક દિવસે બે સિપાઇઓ જોડે લઇ એક કારકુન આવીને ધર્માજીરાવના ઘરનું તાળું તોડવા લાગ્યો. ત્યારે તેણે તેને અટકાવીને કહ્યું કે:—“ હું ધર્માજીરાવનો માણસ તેમનું ઘર સંભાળવા માટે “ અહીં હાજર છતાં તાળું ઉઘાડનાર તમે કોણ ? હું તાળું ઉઘાડવા “ દઇશ નહીં. ” ત્યારે એ કારકુને કહ્યું,—“ અમને સરકારી હુકમ “ થયો છે કે, આ ઘર પાડી નાખીને અહીં રસ્તો કરવો ! સુરસાગરની “ આસપાસ ગાડી ફરે એવો રસ્તો કરવાનો છે; તેમાંનો ઘણોખરો “ રસ્તો તૈયાર થઈ ગએલો હોઇ થોડો જ બાકી રહ્યો છે. માટે આ “ ઘરમાંનો સરસામાન સરકારમાં પહોંચડાવી, ઘર પાડી નાખીને જગો “ ખાલી કરી અમો રસ્તો કરવાના છીએ. ”

આ પ્રમાણે કારકુનનું બોલવું સાંભળીને વિશ્વાસરાવે પોતાનો ડંડો ખભા પર નાખ્યો, અને સ્પષ્ટ કહ્યું કે, “ આ વિશ્વાસ ત- “ મારા હાથે અહીં ઠાર થયા સિવાય, અથવા તમે ત્રણે જણા “ મારા આ ડંડાથી ઠાર થયા સિવાય આ ઘર કદી પણ તમારે “ સ્વાધીન થશે નહીં ! સમજ્યા ?” આમ કહીને એ ડંડો હાથમાં

લઇને તૈયાર થઇ ઉભો રહ્યો. ત્યારે આવેલા બ્રાહ્મણ ભાઇ "ઠીક જોઇ લઇએ છીએ કેમ ઠાર કરે છે તે!" એમ રીસથી બબડતા આવ્યા હતા તેવા જ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૯ મું

## વિશ્વાસરાવે બજાવેલી ફરજ.

× "દુર્જન મુકે ન જાત-સ્વભાવ, જાગે સઉ આંધળાં;
"એની આંખે આવે અંધારાં પગે થાય પાંગળાં."

પણ—

+ "શ્રીકૃષ્ણ પ્હોઢયા દ્વારિકામાં, ઝબકીને જાગ્યા શ્રી નાથ!
"તત્ક્ષણ ઉઠીને ઉભા થયા, પ્રભુ ચૌદ લોકનો નાથ—
"ધાયે પ્રભુ અનાથકો નાથ—
"ધાયો પ્રભુ અનાથકો નાથ!"

એક દિવસ રાત્રે ધર્માજીરાવનો વિશ્વાસુ ચાકર વિશ્વાસરાવ ધર્માજીરાવના દરવાજાના ઓટલા પર પડયો છે. આખો દિવસ શહેરમાં ભટકી ભટકીને બહુ જ થાકી ગએલો છે; પરંતુ ધર્માજીરાવ અને તેમના કુટુંબનાં માણસોમાંના કોઇનો પણ હજુ સુધી પત્તો નહીં લાગવાથી એ સંબંધના વિચારમાં ગમગીન જણાય છે. એ આખા શહેરમાં ફરી વળ્યો પણ કોઇનો કયાંય પત્તો લાગ્યો નથી. તોપણ હજુ એ વિશ્વાસુ ચાકર નિરાશ થયો નથી. ગમે તે પ્રયત્ને

× સરસ્વતીચંદ્ર ભાગ ૩ જો. + સ. ચં. ભાગ ૧ લો

અને મહેનતે પોતાનો શેઠ અને તેમનાં માણસોનો પત્તો મેળવી તેમને મળવાની તેની પ્રબળ આશા હજુ જેવી ને તેવી જ છે. છેવટે આવતી કાલે કઇ તરફ તપાસ કરવા માટે જવું એ સંબંધે વિચાર કરતો કરતો એ ઉંઘી ગયો. ઉંઘ આવ્યાને બહુ વાર ન થઇ, એટલામાં તેને એક પછી એક એમ અનેક સ્વપ્ન આવવા લાગ્યાં. પ્રથમ એવું સ્વપ્ન આવ્યું કે જાણે એ પોતે ધર્માજીરાવની આગળ ઉભો છે; અને ધર્માજીરાવ તથા તેમનું કુટુંબ આનંદની વાતો કરે છે. સુમતિબાઇ અને તારાબાઇ પોતાની વ્હાલી પુત્રીઓ, નીતિ અન વિમલદુર્ગાને છાતીસરસી ચાંપીને પ્રેમાશ્રુથી નવડાવે છે. ભ્રમર અને સદ્‌ગુણ પોતા પર વીતેલાં વીતકો જણાવે છે; જે સાંભળતાં દયાળુ મનના ધર્માજીરાવ અને મામાસાહેબની આંખોમાં પાણી ભરાઇ આવે છે. વૃદ્ધ સુબુદ્ધિ પહેલાના કરતાં હવે સારી પેઠે હોંશીઆર થયાં છે; અને આખો દિવસ પથારી પર પડી નહીં રહેતાં ઉઠીને ઘરમાં આમ તેમ હરે ફરે છે; અને કંઇ કંઇ કરવા સુમતિ તથા તારાને કહે છે. નીતિ અને વિમલદુર્ગા માંહોમાંહે ( મનમાં ને મનમાં ) ખુશી ખુશી થાય છે. સ્વપ્નસૃષ્ટિનો આ દેખાવ જોઇ વિશ્વાસરાવ બહુ જ ખુશી ખુશી થઇ ગયો. પણ તેનો આ આનંદ ઝાઝીવાર સુધી ટકી રહ્યો નહીં. આ આનંદી સ્વપ્ન થોડી જ વારે ઉડી ગયું અને એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં ઉતર્યો. જાણે તે એક નદીને કાંઠે હાથમાં ધોતીયું અને લોટો લઇ ન્હાવા ગએલો છે. નદીમાં ઘુંટણ જેટલા પાણીના પ્રવાહમાં ઉભો રહીને હાથ મોં ધુએ છે, એટલામાં નદીના મધ્ય પ્રવાહમાંથી કાળા મોઢાંવાળાં વાંદરાંનું એક ટોળું નીકળીને તેની પાછળ પડતાં તેને નાસવાનું ભારે થઇ પડયું. એક પગ ઉપાડે તો બીજો ન ઉપડે એવી વિશ્વાસરાવની સ્થિતિ થઇ ગઈ! હવે શું કરવું ? નદીના પ્રવાહ બહાર

નીકળાતું નથી; અને નદીના પ્રવાહમાં આગળ જાય તો પાણી બહુ ઊંડું છે. સામેથી માકડાં તેના પર ધસી આવે છે. આ પ્રમાણે ત્રણે તરફનો ત્રિભેટો ઘેરાઇ જવાથી છેવટે વિશ્વાસરાવે ઊંડાં પાણીમાં ડુબકી મારી–તરીને સામે કાંઠે નીકળી જવાનો વિચાર કરી તેણે ડૂબકી મારી, એટલે વડોદરાના વિશ્રામબાગ આગળ આવીને ઊભો રહ્યો. આ વખતે તેણે પોતાના શરીર સામે જોયું તો પ્રથમ નદીમાં જોએલાં કાળા મોંવાળાં માકડાંના જેવું પોતાનું આખું શરીર કાળુંમેશ જેવું થઈ ગએલું છે; હાથમાં ન્હાવાનું ધોતીયું પોતીયું કે લોટો નથી પણ એક ડંડો રહી ગયો છે. આ વખતે તેણે જાણે ખરેખરા પિશાચનો વેષ લીધો હોય તેમ તેને જણાયું. તેણે આવા જ વેષે બાગમાં એક ખૂણેથી પ્રવેશ કર્યો. બાગમાં એક બંગલો હતો. એ બંગલામાં ગયો. ત્યાં જઇને જુએ છે તો પોતાના વ્હાલા શેઠની પુત્રી નીતિ સહાય્ય માટે બૂમો પાડતી જણાઇ. નીતિની કરુણાજનક બૂમો સાંભળતાં તે એકદમ જાગી ઊઠયો, અને બેબાળકો થઇને જુએ છે તો પોતે ધર્માજીરાવના દરવાજાના એક ઓટલા પર પડયો છે !

વિશ્વાસરાવ બેઠો થયો–ફાટલી તુટલી ગોદડીની પથારીમાં જ બેઠો બેઠો જોયેલા સ્વપ્ન સંબંધે વિચાર કરવા લાગ્યો. પ્રથમ તેને વિચાર થઇ આવ્યો કે, “ શું મેં સ્વપ્નમાં જોયું એ ખરૂં હશે ? નીતિબહેન “ વિશ્રામબાગમાં સંકટમાં સપડાયાં હશે ? અને મારાથી તેમને છોડાવી “ શકાશે ? જો તેમ હોય તો હું અહીં કેમ પડી રહું ? અરે ! પણ “ સ્વપ્ન તે કંઇ ખરાં હોય ! એ તો દિવસની મનની ભ્રમણાઓનું “ દર્શન જ ! બીજું કંઇ નહીં. એવાં સ્વપ્ન તો બહુ એ આવે છે. “ ઘણી વખત એક ગરીબ ભીખારી સ્વપ્નમાં રાજા થઇ જાય; અથવા “ કુબેર જેટલી સંપત્તિ મેળવે, એટલે શું તેને ખરી રીતે એ મળી

" જાય છે કે ? નહીં, કંઇ જ નહીં. પણ દાદા—ધર્માજીરાવ—એક
" વખત કોઇ પુસ્તક વાંચીને સદ્દગુણભાઇને સમજાવતા હતા કે કયારેક
" ક્યારેક સ્વપ્ન તો નહીં પણ તેનો ભાવ અમુક અંશે ખરો પડે છે.
" એટલે કોઇક વખતે એમ પણ થાય છે કે સ્વપ્ન દ્વારા માણસને
" ભવિષ્યનું સૂચન થાય છે. તે પ્રમાણે આ સૂચન હોય તો ? પણ
" ત્યારે પહેલાં મેં આખા કુટુંબને આનંદથી વાતો કરતું જોયું તેનું
" શું સમજવું ? એવો પ્રસંગ આ દુષ્ટ મંડળીની સત્તા ચાલે છે ત્યાં
" સુધી તો આવવાની આશા નથી જ. પણ કદાચ ભવિષ્યે તેમ
" થવાનું હોય તેનું આ સૂચન ધર્માજીરાવદાદાના કહેવા પ્રમાણે હોય
" તો ? પણ ત્યારે વળી નદી શું ? માકડાંનું પેલું ટોળું શું ? અને
" એ બધું શું સમજવું ? કંઇ સમજાતું નથી !!"

આવા આવા વિચારો કરતો વિશ્વાસરાવ ફરી વખત સૂઈ ગયો.

વિશ્વાસરાવ દેવીભક્ત હતો, તે દેવીને માનતો, અને વખત એ-વખત દેવીની માનતા કરતો અથવા બાધા આખડી વગેરે રાખતો હતો; ટૂંકામાં દેવી પર તેની સારી આસ્થા હતી. આવેલા સ્વપ્ન સંબંધી ઉપર પ્રમાણે વિચારો કરીને એ સૂતો એટલે એની માનીતી દેવીનાં તેને દર્શન થયાં. જાણે પોતે પોતાને હમણાં આવેલું સ્વપ્ન ખરૂં પાડવા દેવીને માનતા કરે છે; અને દેવી પ્રસન્ન થઇ તેના પર હાથ મૂકી તેને કેટલુંક કહે છે; અને તેને આવેલું સ્વપ્ન ખરૂં પાડવાનો બોધ કરી દેવી અદ્રશ્ય થઇ જાય છે. આ પ્રમાણે થતાં વિશ્વાસરાવ વળી સફાળો જાગી ઉઠયો, અને જુએ છે તો નથી દેવીનું મંદીર અને નથી કંઇ લેવા કે દેવા ! પોતે પોતાની ફાટલી તુટલી પથારીમાં સુરસાગર તળાવના કાંઠા પરના એક ઓટલા પર પડયો છે.

થોડા વખતમાં જ આવેલાં બે દૈવી સ્વપ્ન માટે બહુ વિચાર કરીને છેવટે દેવીના કહેવા પ્રમાણે કરવા એ સજ્જ થયો. દેવીએ તેને શું કહ્યું હતું એ આગળ વાચકો જોઇ શકશે.

વિશ્વાસરાવ પથારીમાંથી ઉઠયો. ફાટલી તૂટલી ગોદડીનો વીંટો વાળીને ખૂણામાં મૂકી દીધી; અને દેવીના કહેવા પ્રમાણે તૈયારી કરીને વિશ્રામબાગને રસ્તે તે ચાલતો થયો. વિશ્રામબાગ આગળ જઇ, એક ખૂણેથી તે યુક્તિથી અંદર પેસી નીતિના પલંગ નીચે ભરાઈ ગુપચુપ બેસી રહ્યો. આ બાગમાંનો એક બંગલો ચતુષ્કોણ, નાનો પણ સરસ દેખાવનો અને ઘાટદાર હતો. બંગલાની ચારે બાજુએ ચાર ફુવારા હતા, તથા આસપાસ નાનાં મોટાં સુંદર ઝાડ આવી રહ્યાં હતાં. બાગની રચના પણ અતિ વર્ણનીય હતી. બાગમાં નાની સડકો હતી અને તેની બન્ને બાજુએ મેંદીના કયારા સારી પેઠે લાગી રહ્યા હતા. આ બાગમાં આ બંગલા સિવાય પણ બીજી ઇમારતો હતી; પણ એ બહુ જ દૂર હતી. આ બંગલાના ઉપરના માળ પર ચારે કોર ખસની ચટાઇઓ નાખી દીધી હતી; માત્ર એક બાજુની બારીઓ ઉઘાડી રાખી હતી. અંદર એક શાંતચંદ્રપ્રકાશનો દીવો ( મુનલાઇટ ) બળતો હતો. ત્યાં હાંડીઓ અને ઝુમરો બહુએ હતાં, પણ તેમાં દીવા કર્યા નહોતા. વચ્ચેના દિવાનખાનામાં સીસમનો એક છત્રીપલંગ ગુલાબી મચ્છરદાનીવાળો હતો. પલંગ પર નરમ તળાઇ અને તળાઇ પર સફેદ ચાદર પાથરવામાં આવી હતી; તે ઉપરાંત ઓશીકાં, ગાલમસુરીઆં વગેરે શય્યાનાં ઉપસાહિત્યો પણ પડયાં હતાં. ચાંદીના તાટમાં પાન સોપારીનો બધો સરસામાન ભરી મૂકયો હતો. બીજા એક તાટમાં ગુલાબ, ચંપો, ચંબેલી વગેરેનાં સૌગંધિક પુષ્પો, અને હારગજરા ભરી રાખ્યા હતા. તેની પાસેજ મેવા મીઠાઇના ભરેલા

બે ચાર તાટ પણ પડયા હતા. પલંગ પાસે વાળાના અને બીજા સારા સારા પંખાઓ પડયા હતા. જૂદી જૂદી જાતના ઉત્તમ પ્રતિના અત્તરની શીશીઓ એક ચોપાઈ પર ગોઠવી મૂકેલી હતી. ચાંદીના લોટામાં ટાઢું પાણી ભરી તે પર ચાંદીનો પ્યાલો મૂકેલો હતો. બીજી બાજુએ એક ચોપાઇ પર ભારે કીંમતની ભરજરીની સાડીઓ તથા ખણોના તાકા પડયા હતા. એ સિવાય પલંગની પાસે જ ત્રણ પાયાવાળા એક વર્તુલાકાર ટેબલ પર એક મોટા ચાંદીનો તાટ હતો. તેમાં આશરે પચીસેક હજારની કિંમતનાં જડાવ અને સોનાનાં ઘરેણાં પડયાં હતાં. આ પ્રમાણે આ બંગલામાં ફક્ત દારૂ સિવાય વિલાસભોગનો તમામ સરસામાન બરાબર બીનચુકેથી ગોઠવી દેવામાં આવ્યો હતો.

આ સ્થળની આ વખતની મનોરમ્યતાનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું જ. કેવળ ઈંદ્રના નંદનવનમાંનું ક્રિડાસ્થાન, કુબેરનું આરામસ્થાન, અથવા ગંધર્વનું ભોગ્યસ્થાન હોય તેના જેવી શોભા અત્યારે એની થઈ રહી હતી. આ અપૂર્વ સ્થાન જોઇને સાક્ષાત્ મદનને પણ મોહ થઇ જાય તો પછી બીજાની તો વાત જ શી ? રાત્ર શાંત હતી અને સ્વચ્છ ચાંદની પડી હતી. જાઈ, જુઇ, મોગરો, ગુલાબ, ચંપો, મદનબાણ, મરવો ઇત્યાદિ સુવાસિક પુષ્પોના સુવાસથી બાગ સુવાસના ફુવારા ફેંકી રહ્યો હતો. મોટાં મોટાં ઝાડો પર પક્ષીઓ બેઠાં હતાં; પણ આ વખતે એ બધાં ઊંઘતાં હોવાથી ચુપાચુપ થઈ ગયાં હતાં. બંગલાની ચારે બાજુએ ફુવારા ઊડી રહ્યા હતા. તેની છોળો છેક બીજા માળની બારીઓ સુધી પહોંચતી હતી; તેથી તેના ઝીણા ઝીણા તુષાર બંગલાની અંદર દીવાનખાનામાં જઈ પડતા હતા. દિવાનખાનાના એક ખૂણામાં હાર્મોનિયમ પોતાની મેળે વાગી રહ્યું હતું. અને તેની પાસે એક મોટું ઘડીઆળ ટકટક કરી રહ્યું હતું.

આવા મનોરમ્ય અને શાંત વખતે આ બંગલાના દીવાનખાના-માંના સીસમના મચ્છરદાનીવાળા પલંગ પર એ તરૂણ સ્ત્રીઓ ગાઢ નિદ્રામાં સુતી હતી. વાચકો ! આ સ્ત્રીઓ કોણ હશે એવો તમને વિચાર થાય છે ? તમારી ઓળખાણની હોય એવું તમને લાગે છે ? પ્રિય વાચકો ! એ બિચારી આપણી ઓળખીતી જ છે. ત્યારે કોણ ? તમે તેને ઓળખી ? ના, નહીં ઓળખાય. હ્યો ત્યારે હું જ ઓળ-ખાવું છું. એ **નીતિ** અને **વિમલદુર્ગા** છે. **નીતિ**ના મોં પર તારૂણ્ય-નું તેજ બરાબર ગુલાબના ફૂલના જેવું સતેજ દેખાય છે; તોપણ તેનું મોં દુઃખ અને ચિંતાને લીધે જરા ફીકાશ પડતું જણાય છે. તેના તમામ અવયવો પૂર્ણ રીતે ખીલેલા હોવાથી જાણે એ સાક્ષાત્ રતી જ હોય એવી દેખાય છે. તેના વાસુકીનાગ જેવા કાળાભમર માથાના વાળ, ભવ્ય કપાળ, પાકેલા ઘીલોડા જેવા ઓષ્ટ સંપુષ્ટ, ગુલાબી ઝાંખ મારતા ગોરા ગાલ, તેના પરનું મદનોત્તેજક નાનું સરખું છુંદણું, લાંબી માંસલ ડોક, પૂર્ણ રીતે ખીલેલા ઘાટદાર—ગોળ—નાન-કડા—બે સ્તન, અને જાણે બે પર્વતને વિભક્ત કરી વહેતી નદીના જેવો એ સ્તન વચ્ચેનો છાતિનો પર્વતની ખીણ જેવો ભાગ, નાનું સરખું પેટ, સિંહણ જેવી પાતળી કેડ, કદળીસ્તંભ સમાન જાંઘો; એ વગેરે અનુપમ સૌંદર્યની માલીક **નીતિ** જડ વસ્તુને પણ મોહિત કરી દેતી હતી. તેનું તાદૃશ્ય પ્રમાણ તેણે પહેરેલી કાંચળી અને સાડી તેના સૌંદર્ય પર એટલાં બધાં મોહી પડયાં હતાં કે, **નીતિ** ભર ઉંઘમાં પડી છે તોપણ એ મોહાંધ થએલાં છે કે—તેને એવી સજ્જડ બાથ ભરીને પડયાં છે કે' તેના શરીરથી જરા પણ દૂર થતાં નથી. અરે ! હાલતાં કે ચાલતાં પણ નથી ! **નીતિ**ના સૌંદર્યથી પવન પણ થંભી ગયો હતો, અને **નીતિ**ના આશકની પેઠે સ્નિગ્ધ દૃષ્ટિથી બારીમાં આંખ

બેસવીને જોઇ રહ્યો હતો ! ! તેની જોડે સુતેલી **વિમલદુર્ગા** સ્વરૂપમાં **નીતિ**થી સહેજ ઉતરતી પણ લગભગ તેને મળતી આવે એવી જ હતી. પરંતુ એ અત્યારે સ્ત્રીદશાની પૂર્ણ સ્થિતિમાં આવેલી નહોતી તેથી **નીતિ**ના યૌવનસૌંદર્ય આગળ તેનું બાલસૌંદર્ય દાસીપણું કરતું જણાતું હતું.

આ બાગમાં અત્યારે માણસનો આવજા બીલકુલ નહોતો, તોપણ એક માણસ એકાએક બંગલાના દિવાનખાનામાં પલંગ પાસે આવ્યો. તેણે રેશમી કોરનું ધોતીયું તથા મલમલનું પહેરણ પહેર્યું હતું, અને દેખાવમાં એ સાધારણ ગૌરવર્ણનો દેખાતો હતો. તેણે ધીમે રહીને યુક્તિથી એક બાજુએ સુતેલી **વિમલદુર્ગા**ને ઊંચકીને ખભા પર લીધી, અને નીચે લઇ જઇ એક ઓરડામાં બીછાના પર સુવાડી. આટલું કરીને એ માણસ પાછો **નીતિ** સુતી છે એ દિવાનખાનામાં આવ્યો, અને **નીતિ**ના ઊઘાડા રહેલા મોંની અતિ તેજઃપુંજ કાંતિ સામે જોઇ પલંગ પાસે જ પણ જરા દૂર ઉભો રહીને વિચાર કરવા લાગ્યોઃ—

"હવે કેમ કરવું ! મહારાજ ક્યારે આવશે કોણ જાણે ! મને તો હવે "આ સુંદરીને આલિંગન આપવા વિના જે વખત જાય છે તેની "એકેક પળ એકેક યુગ જેવી લાગે છે. મને તો લાગે છે કે મહારાજ "આવ્યા નથી, અને આ સુંદરી જાગી થઈ નથી એટલામાં એક "વખત તેને સજ્જડ આલિંગન દઈ મારી મનઃકામના પૂર્ણ કરી "લઉં ! ! કારણ એ જાગ્યા પછી વળી કબુલ કરશે કે નહીં એ પણ "હજી કોને ખબર છે ! બહુ હોંશીઆર છે તેથી એ મને દાદ દેશે કે નહીં "એજ હજુ નક્કી નથી; અથવા મહારાજ અહીં આવ્યા પછી આને "જોઇને પાછા જશે કે કેમ એ પણ મોટી શંકા છે. કારણ મહા- "રાજની જોડે લગ્ન કરવાને એ કબુલ થશે તોપણ તેની એકાંત

" મુલાકાત લીધા વિના મહારાજથી રહેવાશે કે નહીં એ એક સવાલ
": જ છે ! અથવા એક વખત મહારાજ જોડે સંલગ્ન થયા પછી ફરી
" વખત આ પંખીડું આપણા પાંજરામાં સપડાશે એમ પણ ધારણા
" શાથી બાંધી શકાય ? તેનો સાક્ષી કોણ ? તેના કરતાં મહારાજ
" આવતાં પહેલાં જ તેને એક વખત દૃઢ પ્રેમાલિંગન દઇને કૃતાર્થ
" થઈ જવું એ વિચાર બીજા બધા કરતાં ઉત્તમ નથી શું ? હા,
" નિઃસંશય એજ સલાહ ઉત્તમ છે ! ત્યારે હવે મોડું શા માટે !
" આ મારા બાહુ તેને આલિંગન આપવા માટે અતિ આતુર અને
" તૈયાર થઇ ક્યારના તલપાપડ થઇ રહ્યા છે. ત્યારે વાર શામાટે ? પણ
" અહાહા ! શું આ ઉત્કૃષ્ટ સ્વરૂપ ! અને કેવું આ સુકુમારપણું ?
" એણે અંબોડો કેવો સરસ વાળ્યો છે ? જાણે વાસુકીનાગ જ. નાક
" કેવું સીધું છે ? હોઠ તો જાણે પાકેલાં બીલોડા જ લટકે છે ! એની
" સાડીની પ્રસરેલી પાટલીઓ જોઇને ખરેખર મોર કળા કરતાં શર-
" માશે જ ! હવે વક્ષસ્થળને શી ઉપમા આપવી ? ન્હાના સરખા
" પણ અમૃતથી ભરેલા બે સુવર્ણકળશ કહું; અથવા બે ચક્રવાક
" પક્ષી કહું ? ચક્રવાકની ઉપમા અહીં શા ઉપયોગની ? કારણ
" રાત્રે તે બિચારાંઓને વિયોગ થાય છે; અને આ વક્ષસ્થળ પરના
" સૌખ્યનિધિ ગૃહસ્થ છે, તેમને તો રાત્ર કે દિવસ ક્યારેય પણ
" વિયોગ થતો નથી, ત્યારે વિરહદુઃખી ચક્રવાક પક્ષીની ઉપમા આ
" સ્થળે શા ઉપયોગી ? તે જ પ્રમાણે સુવર્ણકળશની પણ અમુક
" કિંમત આંકી શકાય છે; અને વક્ષસ્થળ તો અમૂલ્ય છે ! ત્યારે
" એ બેઉ ઉપમા ગૌણ છે. પણ તેવી ઉપમા શોધવામાં અને વર્ણન
" કરવામાં આ અમૂલ્ય વખત નકામો શા માટે કહાડવો ? એક પળના
" એક લાખ રૂપીઆ આપતાં પણ શું આવો સુયોગ ફરી વખત

" મળવાનો છે ? વળી હમણાં મહારાજ આવશે તો મનના બધા
" વિચારો મનમાં રહી જશે અને મોં લાળીને બેસી રહેવું પડશે:
" માટે જે તે જલદી જ કરી લેવું ! હાથ આવેલો વખત ગુમાવે એ
" મૂર્ખ કહેવાય ! ! "

આ પ્રમાણે ઠરાવ કરીને એ પલંગ તરફ વળ્યો, અને **નીતિ**ને ગુલાબજળ છાંટી જાગૃત કરવાના હેતુથી હાથમાં ગુલાબદાની લઇને તેની પાસે ગયો. પણ પા પળમાં વળી તેનો વિચાર **નીતિ**ને જાગૃત કરવાનો હતો એ ફરી ગયો: અને એ નિદ્રામાં છે એવામાં જ પ્રથમ તેને આલિંગન આપવું એટલે એની મેળે જ એ જાગૃત થશે એવો નિશ્ચય થયો. ગુલાબદાની નીચે મુકીને એ પલંગ પર સુતેલી **નીતિ**ને આલિંગન આપવા જાય છે—હમણાં જ **નીતિ**ના પવિત્ર શરીરને એ ભ્રષ્ટ કરનાર—એટલામાં દિવાનખાનાના બારણામાં બહારથી કોઇએ ચપટી વગાડી ખોંખારો માર્યો. એ સાંભળતાં જ એ પાછો હઠયો, અને તે તરફ દોડતો ગયો. દિવાનખાનાનું બારણું ઉઘાડે છે તો એક જાસુસ દોડતો આવીને ઉભેલો જણાયો. આવેલા જાસુસે તેના હાથમાં એક ચિઠ્ઠી આપી; એ તેણે તુરત જ દીવા આગળ ધરીને વાંચી જોઈ. એ ચિઠ્ઠી મલ્હારરાવ મહારાજ તરફથી આવેલી હતી. તેમાં નીચે પ્રમાણેનો મજકુર હતો.

" તમારી વિનંતિ પ્રમાણે હું અત્યારે બાગમાં આવનાર હતો:
" પણ આ વખતે હું ત્યાં આવવામાં સર્વાંશે લાચાર થઇ પડયો છું.
" આગળ અતિ સંકટો પ્રાપ્ત થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં છે. કંપ-
" માંથી હમણાં જ એક પત્ર આવેલો છે, તેમાં સવારે મને મળવા
" માટે ખાસ બોલાવેલ છે. આ પત્રનો વિચાર અતિ ભયંકર જણાય
" છે. કેમ કરવું એ ઠરાવવા માટે હમણાં તમે જ અહીં આવશો તો

“ ઠીક થશે. ધર્માજીરાવની કન્યા અમારી જોડે લગ્ન કરવાને તૈયાર “ છે, એમ તમે લખ્યું એ ઠીક છે; પરંતુ ચિત્ત શાંત થયા સિવાય “ કંઈ પણ વિચાર થઇ શકે નહીં. એજ.” આ ચિઠ્ઠીનો ઉત્તર “ હું હમણાં જ આવું છું, આપ ચિંતા કરશો નહીં.” એવો કહેવડાવીને જાસુસને રવાના કર્યા પછી આ ગૃહસ્થને મનમાં અત્યંત આનંદ થયો કે, “ મહારાજ આવવાના નથી એ એક રીતે બહુ જ “ સારૂં થયું કહેવાય. હવે આપણું કાર્ય ઉત્તમ રીતે સિદ્ધ થશે. પછી “ એનાં લગ્ન થાય કે ન થાય. થશે તો આપણી ઓળખાણ તો “ કાયમ રહેશે; અને નહીં થાય તોપણ મનપસંદ એક સ્થાનક તો “ થશે જ. બેઉ પક્ષે આપણને તો હવે લાભ જ થનાર છે!” આવો વિચાર કરી દીવાનખાનાનું બારણું બંધ કરીને એ કામાંધ પુરૂષ નીતિને આલિંગન આપવા માટે જ્યાં જાય છે ત્યાં નીતિ મોટી ચીસ પાડીને જાગી ઉઠી; અને તેણે તુરત જ પલંગ નીચે ઠેકડો માર્યો! ત્યારે ‘ શું થયું, શું થયું?’ એમ આ ગૃહસ્થે અતિ મમતા બતાવી પૂછ્યું. એટલે નીતિએ કહ્યું, “ પલંગ નીચેથી કોઇએ મને જોરથી ચીંટી ભરેલી જણાય છે!” ત્યારે એ ગૃહસ્થે કહ્યું: “ છે, છે, એમ હોય નહીં. આ બંગલામાં મારા અને તમારા સિવાય “ બીજું કોઇ જ નથી, તો પછી ચીંટી કોણ ભરે? કંઇક કરડયું “ હશે અથવા તો ઉંઘમાંથી તમે ચમકી ઉઠયાં હશો! તેમાં પણ “ કંઇક કરડયું હશે એ જ ખરૂં હશે. કારણ કે તમારી પહેલાં તમારી “ નાની બ્હેન આમ જ ચીસ પાડીને ઉઠી હતી અને છેવટે એને “ તેના આગ્રહથી નીચે બીજી પથારી પર સુવાડવી પડી છે.”

**નીતિ**—“ શું મારી બહેન અત્યારે મારા પલંગ પર નથી “ શું? એ મને છોડીને એક પળવાર પણ જાય નહીં, તો બીજી “ તરફ જઇને સુએ એ કેમ બને?”

**ગૃહસ્થ**—" હું કહું છું તેમાં અસત્ય જરા પણ નથી; તથાપિ એ બહુ સમજુ છોકરી છે. હવે એ શું ન્હાની છે કે ? એ બધુંય સમજે છે. અહીં આ સર્વ ભોગવિલાસનો સમારંભ જોઇ પોતાના તાર્કિક વિચારથી બધું સમજીને પોતે નીચે ચાલી ગઇ ! ખરી રીતે જોતાં કરડવાનું તો માત્ર તેણે બહાનું જ બતાવ્યું હશે. એમાં ત્રીજી બિચારી શા માટે રહે ?"

" એ કોણ ? "

" તમે અને હું. "

" તમારે ને મારે શું સગપણ અને શો સંબંધ ? "

" સગપણ સ્નેહનું અને સંબંધ લોભનો ! "

" આ શું બાઇ તદન નવીન જ એકેક ! "

" એમાં નવું કંઈ જ નથી, બધું જૂનું જ છે. "

" પણ તમારે અને મારે ઓળખાણ શી ? "

" પલંગ પર ગયા પછી ઓળખાણ તુરત જ થશે. "

" પલંગ પર શા માટે જવું જોઇએ ? "

" મદન માટે ! ! "

" મદન કોણ ? "

" રતીનો વર. "

" રતી કોણ ? "

" મદનની સ્ત્રી ! "

" તમારા કહેવાનો ખુલ્લો અર્થ સમાજવા દો, "

" વિલાસ ! બન્નેનો વિલાસ ! ! તમારો અને મારો વિલાસ ! ! ! "

"હું હજુ કુમારિકા છું."

"અમને એ બહુ જ પ્રિય છે. તમે પ્રથમ એક વખત મારો
"મનોરથ પૂર્ણ કરશો એટલે પછી હું તમારૂં કલ્યાણ કરીશ."

"મારૂં કલ્યાણ કરવું તમારા હાથમાં શું છે?"

"શું છે એમ શું પૂછો છો? મહારાજા સુદ્ધાં મારી મૂઠીમાં
"છે. તેમની રાણી તમને બનાવીશ! પછી?"

"પ્રથમ સૌગંધિક પુષ્પનો તમે સુવાસ લઇને-પુષ્પ સુંઘીને-
"પછી તમે મહારાજને અર્પણ કરનાર શું?"

"હા, એને જ કહે છે એકનિષ્ઠ રાજસેવા! અમે જાતે કોઇપણ
"વાતના સુખ દુઃખનો અનુભવ લીધા સિવાય એ મહારાજાની
"સેવામાં સાદર કરતા નથી!"

"ત્યારે તો ધન્ય છે તમને!! આ જ કામ પર લાગે છે કે
"છત્રી, મશાલ ને ઘોડા ઉડાવો છો!!"

"મોં સંભાળીને બોલ, નહીં તો પછી આ પંતની જોડે કામ
"છે! અહીં હતી નહોતી કરી નાખીશ."

"તમારે જ મોઢેથી તમારૂં નામ સમજાયું એ સારૂં થયું.
"કદાચ મહારાજની અને મારી મુલાકાત થશે તો આ ઓળખાણ
"ઉપયોગી થશે."

"તારા શુદ્ધ સ્વરૂપમાં તારી અને મહારાજની મુલાકાત અમે
"આ જન્મમાં થવા દઇએ કે શું? પછી તો અમારી ચતુરાઇ શી?
"શુદ્ધ નીતિના સ્વરૂપની અને તેમની એક વખત પણ ભેટ થાય તો
"પછી અમારી ડાળ અહીં ચડે જ કેમ? આટલામાટે જે પ્રમાણે
"ધર્મને હદપાર કર્યો, સુબુદ્ધિને પથારી વશ કરીને વડોદરામાંથી

"કહાડી મુકી, સુમતિને નહીં જેવી કરી દીધી; અને સદ્દગુણ તથા "ભ્રમરના પગમાં બેડીઓ નાખી; તે જ પ્રમાણે **નીતિ**ને પણ "ભ્રષ્ટ કરવામાં આવશે, અને તેમ થાય ત્યારે જ અમારા ડહા- "પણનું સાર્થક ! !"

પંત મુછો આમળવા લાગ્યા.

"હાયહાય ! દેવતા કેમ બળતો નથી તમારી જીભ પર અને "મોંમાં ! આવી દુષ્ટ વાસનાનું ફળ ઈશ્વરકૃપાથી હવે તમને જલદી "જ પ્રાપ્ત થશે ! સમજ્યા ? બિચારા ભોળા મલ્હારરાવ મહારાજ માત્ર "તમારી સોબતથી સર્વસ્વ રીતે ખરાબ થઇ ગયા."

**નીતિ** હતે અતિ ક્રોધાયમાન થએલી જણાઇ.

પંત વધારે ડરાવવા લાગ્યા—"બહુ ડહાપણ કરીશ તો બલા- "ત્કારે ભ્રષ્ટ કરીશ ! અહીં વળી તારો કયો કાકો છે ?"

**નીતિ**—"સર્વવ્યાપી અને સર્વસાક્ષી પરમેશ્વર અહીં મારૂં "રક્ષણ કરવા હાજર છે. પ્રાણ જશે તોપણ આ **નીતિ** પોતાનું "બીદ છોડશે નહી. કુત્રા ! આ **નીતિ**ને તું ભ્રષ્ટ કરનાર એમ ? "આ જગતમાં આ **નીતિ**ને કોઈનો આશ્રય નહીં જ મળે એમ "તું સમજે છે શું ?"

**નીતિ**ની મુખચર્યા પર પ્રકટી આવેલા પવિત્રતાના તેજથી પંત અંજાઈ જતાં નરમ થઇ બોલ્યો:—"તારા મનમાં શું છે એ ખરેખરૂં "એક વખત કહી દે જોઇએ. એટલે એ પ્રમાણે હું વર્તીશ."

"મારા મનમાં મહારાજાનું અને તમારૂં કલ્યાણ થાય એવું "ખાસ છે."

"પણ તેમ થવા માટે અમારે શું કરવું જોઇએ, એમ તું "કહે છે ?"

" **નીતિ**ની સલાહથી ચાલવું; અને ધર્મ ( ધર્માજીરાવ )ને પાછા વડોદરામાં લાવી પ્રસન્ન કરવા. "

" અને ? "

" સદ્ગુણને આશ્રય આપવો; સુમતિનો યોગ્ય આદરસત્કાર " કરવો, અને સુબુદ્ધિને દવાદારૂ કરાવી સારી કરવી. "

" એ સિવાય કંઇ ? "

" ભ્રમરને રાજ્યમાં સારી જગાની નોકરી આપવી." **નીતિ** ભ્રમરને માટે કહેતાં શરમાઇ, તેથી જરા છેડો આગળ ખેંચ્યો.

" ભ્રમર કોણ એ હું સમજ્યો નથી. " પંતે પૂછ્યું.

" આ **નીતિ**નો પ્રાણપ્રિય ! " ઘણી જ શરમાઇને **નીતિ**એ નીચું જોઇ ઉત્તર આપ્યો.

" તું વિવાહિત નહીં પણ કુમારિકા છે ને ? " પંતે પ્રશ્ન કર્યો.

" હા, જો કે હજુ સુધી આ શરીરે તો હું કુમારિકા જ " છું: પરંતુ મન અને ચિત્તથી માત્ર વિવાહિત થયેલી છું ભ્રમરની " જોડે ! " **નીતિ**એ નીચું જોઇ ઉત્તર આપ્યો.

" પછી મહારાજા જોડે લગ્ન—" પંત અધૂરો પ્રશ્ન કરીને **નીતિ** શો ઉત્તર આપે છે એ સાંભળવા આતુર થઇને **નીતિ**ના નીચે નમેલા મુખકમળ તરફ જોઇ રહ્યો.

ભ્રમર અને લગ્નની વાતનો પ્રસંગ અનાયાસે નીકળતાં **નીતિ**નું હૃદય અને છાતી ધડકવા લાગ્યાં હતાં; અને તેથી એ મુગ્ધાના સ્તન

દય પણ કાંચળીની અંદર કંપાયમાન થવા લાગ્યાં હતાં, એની સાક્ષી છાતીપરનો પલ્લવ આપતો હતો. *

**નીતિ**એ ઉત્તર આપ્યો:—" જીવ જતાં પણ નહીં થાય ! "

વિષયાંધ માણસ ગમે તેટલી સ્પષ્ટ વાત થાય તોપણ જાણે મૂર્ખ જ હોય તેમ વાતનો મર્મ સમજી શકતા નથી, અથવા સમજી શકતા હોય છે તોપણ વિષયના ઘેનમાં એક કાન વાટે સાંભળી હૃદયમાં ઉતરતાં પહેલાં જ બીજા કાન વાટે નીકળી જાય છે. પંતની સ્થિતિ પણ અત્યારે તેવી જ જણાતી હતી. ઉપરના ચોખ્ખા ઉત્તરથી સંતોષ ન પામતાં વળી પ્રશ્ન કર્યો: " પણ મારી મનકામના તો પૂર્ણ ?—"

" આ જન્મમાં તો નહીં જ. " **નીતિ**એ નીડરપણે ચોખ્ખો ચાંદલો ચોડયો.

વિષયમાં અંધ થએલા પંતની મનઃકામના ઉપરના સ્પષ્ટ ઉત્તરથી વિશેષ સતેજ થઇ આવી; અને હવે તો બલાત્કારે **નીતિ**ને ભ્રષ્ટ કરવાના આખર ઠરાવ પર આવી ગયા અને " ત્યારે તો આ જ જન્મમાં, આ જ શરીરે, અને અત્યારે જ હું મારી મનઃકામના પૂર્ણ કરીને તને ભ્રષ્ટ કરનાર " એ પ્રમાણે બોલીને એ બલાત્કારે આલિંગન દેવા માટે **નીતિ**ના શરીર પર કૂદ્યા. એટલામાં પલંગ નીચેથી મહાભયાનક—અક્રાળવિક્રાળ—એવું કાળા રંગનું એક પિશાચ ઉછળી નીકળ્યું ! એ બહુજ લાંબું હોઈને હાથ પહોળા કરીને પંતના શરીર પર ગયું, એટલે પંત ગભરાયા ! **નીતિ**ને આલિંગન દેવાનું તો દૂર રહ્યું પણ હવે નાસવું ભારે થઇ પડયું. જીભની બોબડી વળી ગઈ, પસીનાથી આખું શરીર ભીંજાઇ ગયું, અને કંપવા થયાની માફક

* મિ૦ ભટ્ટકૃત ' વિક્રમોર્વશીય નાટક 'માંની ગીતિ—
" પાલવ છાતી પરનો, ઉછળે તેથી જણાય છે એનું;
'કોમળ હૃદય કુસુમ શું, ભયથી હજુએ રહે ન કંપતું.'' એ ઉપરથી સૂચિત.

થરથર કંપવા લાગ્યા. એટલું જ નહીં પણ નાસતાં નાસતાં પંતનું પોતીયું પણ છૂટી ગયું! તે જે તરફ નાસે તે તરફ તેની પછવાડે પેલું ભયાનક પિશાચ લાગે જ!! પિશાચના હાથમાં એક મજબૂત સોટો હતો તેના બેચાર સપાટા પંતની કેડ પર પડયા પણ હશે. એટલે તો પંતની ખૂબ પચ્ચી ઉડી ગઇ! દોડતાં દોડતાં ભારે થઈ પડયું, અને રસ્તામાં બે ચાર જગોએ પોતાના અપરાધ બદલ પૃથ્વી માતા પર પડી સાષ્ટાંગ નમસ્કાર પણ કર્યાં હશે!

છેવટે માંડમાંડ બંગલાની બહાર નીકળી બાગની ભીંત પરથી ઠેકી પંતે ઘરનો માર્ગ પકડયો! અત્યારે પાંચ વાગવા આવ્યા હતા તેથી કોઇક કોઇક માણસો રસ્તા પર આવજા કરવા લાગ્યા હતા. જ્યારે આ નાગું ભુત તેમની નજરે પડયું ત્યારે એ 'ભૂત! ભૂત!!' કહેતાં તેની પછવાડે દોડવા લાગ્યા. આ ઉપરથી રસ્તા પર સારી ગરબડ થઇ રહી. તોપણ આ ગરબડને ન ગણકારતાં ગમેતેમ કરીને પંત ઘેર જઇ પહોંચ્યા. અને ધોતીઆને બદલે વળગણી પર સાડી સૂકાતી હતી તે લઇને પહેરવા લાગ્યા. એટલામાં સરકારવાડામાંથી બોલાવવા માટે ઉતાવળે જાસુસ આવ્યો. પંત ઘર બહાર નીકળીને જુએ છે તો પોતે ધોતીઆને બદલે સાડી પહેર્યાની ભૂલ જણાઇ આવી. એટલે વળી પાછા ઘરમાં જઇને ધોતીયું તથા બીજાં કપડાં પહેરી સરકાર-વાડામાં જવા માટે નીકળ્યા. જ્યાં તેઓ સરકારવાડા આગળ જઇ પહોંચ્યા ત્યાં મહારાજાની સ્વારી કેંપમાં જવા માટે બગીમાં બેસીને જતી પંતની દૃષ્ટિએ પડી. મહારાજાની મુલાકાત ન થઈ, અને બોલવું ચાલવું પણ ન થયું! અત્યારે મહારાજાનું મોં છેક ઉતરી ગયેલું જણાતું હતું. હાય હાય! આ વખતના ઔદાસિન્યનું વર્ણન કોણ કરી શકે? અને વર્ણન કરીને પણ વાંચનારાઓને ઉદાસ અથવા દુઃખી

કરવા એ શું યોગ્ય કહેવાય ? માટે માત્ર આ સૂચન કરી આટલેથી જ બંધ કરવું યોગ્ય ધાર્યું છે.

આજે મહારાજા શહેર બહાર ગયા તે ફરી વખત શહેરમાં દાખલ થયા જ નહીં ! થોડીક વખત પછી બધા ગાયકવાડી પહેરા ઉઠયા અને ઇંગ્રેજ સરકારના બેઠા ! આ ધાંધલમાં ઠાકરાસ્વામીને કેદમાં પડેલો માણસ છૂટી જવા પામ્યો ! આ તરફ મહારાજાની કેટલીક સલાહકાર મંડળી, કામદાર મંડળી, અને આગેવાન મંડળી એક પછી એક પછી નજરકેદ થઇ ગઇ. તેમાં જ આપણા પંતસાહેબ પણ કેદમાં સપડાયા એ જૂદું કહેવાની જરૂર રહેતી નથી.

હવે પેલી બાગમાંના બંગલામાં એક સુંદર દિવાનખાનામાં ભયંકર રૂપના પિશાચને જોઇને નીતિ બેશુદ્ધ થઇ પડી હતી તેને તેવી જ સ્થિતિમાં ઊંચકીને પેલા પિશાચે પીઠ પછવાડે બાંધી. અને વિમલદુર્ગા નીચે સૂતી હતી તે હજુ સુધી જાગી નહોતી; કારણ તેને પહેલી રાત્રે ખાવામાં કેફી પદાર્થ ખવડાવવામાં આવ્યો હતો. આવી સ્થિતિમાં તેને પણ એ ભૂતે ખભે નાખી. આ પ્રમાણે બન્નેને ઉંચકીને એ પિશાચ ત્યાંથી રવાના થઇ ગયું. સૂર્યોદય થતા સુધીમાં તેણે ત્રણ ચાર ગાઉ જમીન કાપી નાખી. પછી એક વહેળાને કીનારે ઝાડના છાંયા નીચે એ બેઉને નીચે ઉતારી, તેણે ન્હાઇને પિશાચના જે વેષ લીધો હતો અને શરીરે કાળો રંગ લગાડયો હતો તે તમામ ધોઇ નાખ્યો પછી વિશ્વાસરાવે પોતાના શેઠની છોકરીઓને અનેક ઉપચારથી સાવધ કરી.

નીતિ અને વિમલદુર્ગા આંખો ઉઘાડીને જુએ છે તો પોતે એક નિર્મનુષ્ય ઠેકાણે અરણ્યમાં એક વહેળાને કાંઠે બેઠેલી છે, અને પાસે માત્ર પોતાનો વિશ્વાસુ ચાકર વિશ્વાસરાવ બેઠેલો છે. વિશ્વાસ-

રાવને જોતાં તેમને અત્યંત આનંદ થયો. નીતિએ વિશ્વાસરાવને પોતાની મા વગેરેના સમાચાર પૂછ્યા. વિશ્વાસરાવે હજુ તેનો ઉત્તર આપ્યો નથી, એટલામાં એ જ રસ્તે થઇને ઠાકરાસ્વામીના બે માણસો સાથે મામાસાહેબ બળદની ગાડીમાં બેસીને કર્નાળી તરફ જતા હતા, તેમની એકદમ દષ્ટોદષ્ટ મળી. પછી એ વખતના આનંદનું પૂછવું જ શું! મામાસાહેબે નીતિ અને વિમલદુર્ગાને પૂર્ણ પ્રીતિથી બોલાવી, ખબરઅંતર પૂછી, તેમને ગાડીમાં બેસાડીને કર્નાળી લઈ ગયા; અને વિશ્વાસરાવ સુમતિ અને તારાબાઈની શોધ કરવા વડોદરે જવા પાછો ફર્યો. વિશ્વાસરાવની મહેનત અને નીમકહલાલીનું નેક ફળ આ પ્રમાણે ઈશ્વરે નીતિ અને વિમલદુર્ગાને મેળવીને તથા ધર્માજીરાવના સમાચાર આપીને આપ્યું.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### રૈયતનું જબરૂં હુલ્લડ.

" अबला यत्र प्रबला बालो राजा निरक्षरो मंत्री ।
" नहि नहि तत्र धनाशा जीवित आशापि दुर्लभो भवति॥"

---

બરાબર બપોરનો વખત થયો છે. આ વખતે વડોદરા શહેરમાં ઘણાખરા લોકો જમી ખાઇને પરવાર્યા હતા. કચેરીમાં જનારા લોકો કચેરીઓમાં ગયા હતા; અને સરદાર, જાગીરદાર, ઇનામદાર વગેરે સુખી લોકો ઘેર જ બેઠા હતા; પરંતુ કોઇના પણ મોં પર આનંદની ખરી છાયા જણાતી નહોતી. શહેરમાં પણ ઔદાસિન્ય

ફેલાઇ ગએલું હોવાથી ભયાનક જણાતું હતું. આકાશમાં પણ સૂર્યનો રંગ દરરોજના કરતાં જૂદો જ જણાતો હતો. ભરા બપોરને વખતે પણ સૂર્ય નિસ્તેજ દેખાતો હતો. શહેરમાંના લોકોને એમ લાગતું હતું કે, મલ્હારરાવ મહારાજને મદ્રાસ લઇ ગયાને ઘણા દિવસ થઈ ગયા છતાં વડોદરાની રાજ્યવ્યવસ્થા સરેડે ચઢી નહોતી ત્યારે અંગ્રેજ સરકારના મનમાં ગાયકવાડી રાજ્યગાદી માટે કંઇક પણ ડાળમાંકાળા જેવું હશે. અને મલ્હારરાવ મહારાજની કારકીર્દીના વખતના કેટલાક ડાહ્યા લોકો ચોરીચુપકીથી વડોદરામાં હજુ સુધી રહ્યા હતા, તેમના મોંમાંથી પણ સારાનરસા ઉદ્દગારો નીકળીને ગરીબ લોકોમાં દરરોજ ફેલાતા હતા જ. તેને લીધે અશિક્ષિત અને અજ્ઞાન લોકોના મગજમાં ચિત્ર વિચિત્ર—ખરાબ વિચારો ભરાઇ ગયા હતા; અને તેનું પરિણામ કંઇક ખરાબ રીતે આવે એવા વિચારો પણ તેવા લોકોમાં અંદરખાનેથી ચાલતા હતા. સારાંશ કે, આ વખતે વડોદરાની સ્થિતિ અતિ ભયપ્રદ, અસ્થીર અને અત્યંત નાજુક થઇ પડી હતી. આવી સ્થિતિમાં ગાયકવાડી રાજ્યગાદીનું આગળ શું થશે, એ સંબંધે કહેવું એ મોટા રાજકાર્યધુરંધર પુરૂષને પણ મહા મુશ્કેલ થઇ પડયું હતું.

વડોદરા શહેરની આ પ્રમાણે સ્થિતિ થઈ પડી છે, એ વખતે વડોદરાની બહાર એક અતિ ભયંકર પ્રકાર અમલમાં મુકવાનો ઘાટ ઘડાતો હતો. એટલે ભ્રમર અને સદ્દગુણને ફાંસીને લાકડે લટકાવી મારી નાખવાની તૈયારી થઇ રહી હતી ! આ દેહઘાતક જગો અતિ ભયંકર દેખાય છે. પણ વાચકો ! તમે બધા દેખાવો જોવા માટે જેમ અમારી સાથે પછવાડે પછવાડે આવ્યા હતા તેમ અહીં પણ ચાલો. જો કે આ દેખાવ તમને બતાવેલા બધા દેખાવો કરતાં મહા ભયંકર છે. પણ તેનું પરિણામ તેટલું ભયંકર આવશે નહીં, એટલું તમારા જીવને

શાંતિ થાય માટે એ પ્રથમથી જ કહીએ છીએ. નબળા મનના નહીં થતાં ભયંકર દેખાવો પણ જોવાની ટેવ પાડવી એ માણસ માત્રની ફરજ છે. આ સંસારસાગરમાં હમેશાં શાંત પાણીના પ્રવાહમાં જ તરવાનું હોય છે એમ સમજશો નહીં. તેમાં ક્યારેક ક્યારેક એવા મોટા અફાટ લોઢ આવી તમારા સામે ઉછાળા મારે છે કે જે જોતાં નબળા મનના માણસ હેબકીને ત્યાં જ શરણચરણ પામી જાય; પણ એમાં મનુષ્યત્વ-ખરૂં પુરુષત્વ ન કહેવાય એ હમેશાં સ્મરણમાં રાખી મારી જોડે જ્યાં ભ્રમર અને સદ્‌ગુણને ફાંસી દેવાનો સમારંભ રચાયો છે ત્યાં ચાલો. ગભરાશો નહીં. અમે તમને વિલા મૂકીને જરા પણ દૂર જઇશું નહીં, કે તમારી પાછળ રહીશું નહીં; પણ હમેશાં તમારી આગળ રહીને તમને બધું બતાવીશું.

જુઓ, આ ભ્રમર અને સદ્‌ગુણને ફાંસી દેવા માટે ઉભો કરેલો ફાંસીનો માચડો! સામી બાજુએ ચાર પાંચ ભંગીઆ આવીને ઉભા છે, અને પોલીસના પહેરા નીચે પગમાં મજબૂત બેડીઓ નાખેલા કેદી-ભ્રમર અને સદ્‌ગુણ ચિંતાગ્રસ્ત ચહેરે બેઠેલા છે. તે અત્યારે શા વિચાર કરતા હશે? શાના વિચારમાં હશે? અત્યારે તેમના મનમાં એક પછી એક હજારો વિચાર ઉભરાઇ આવતા હતા. પોતે નિર્દોષ હોવા છતાં પોતાના પર આ મહાઘોર પ્રસંગ આવવાથી તેમની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલી રહ્યો છે. સદ્‌ગુણ તો શાંત પ્રકૃતિનો અને સહેજ બાલસ્વભાવનો હોવાથી એને બહુ દુઃખ ન થાય એમાં કાંઇ નવલ નથી; પરંતુ ભ્રમર ડાહ્યો, હોંશીઆર અને યુક્તિબાજ હોવા છતાં આ વખતે તેની પણ કેડ વાંકી વળી ગઇ હતી! "આજ આપણો આ દુનીઆપરથી હમેશને માટે નાશ થનાર" એવું જ્યારે તેના મનમાં થઇ આવ્યું ત્યારે તેની સ્થિતિ તદન બેહોશ થઇ ગઇ.

અંત સમયે પોતાની વ્હાલી બહેન, મા, માસી, મામા વગેરે સાંભરી આવ્યાં. એ બધા કરતાં પણ જ્યારે નીતિ અને મણિનું તેને સ્મરણ થઇ આવ્યું ત્યારે તેના મનની જે સ્થિતિ થઇ તે અવર્ણનીય હતી. સાક્ષાત્ યમ તેની દ્રષ્ટિ સામે આવીને ઉભો રહ્યો! હાયહાય! શો આ દુઃખદ પ્રસંગ! બીચારાઓ પર ખૂન સાબીત થયું અને તે પછી બે ન્યાયાધીશો (ચીફ જસ્ટીસ) આવી ગયા; પરંતુ આ ખૂનનો મુકર્દમો ખરો છે કે ખોટો એ કોઇએ જોયું પણ નહીં!

પ્રથમ જ્યારે કામસેનાનું ખૂન થયું ત્યારે વડોદરામાં મલ્હારરાવી અમલ ચાલતો હતો! તે વખતે જે લોકોના હાથમાં રાજસૂત્ર હતું, એ જ લોકો કામસેનાને ત્યાં જનાર આવનાર તથા તેના દોસ્ત; તે જ લોકો ધર્માજીરાવના કુટુંબનો નાશ કરવા યત્ન કરનારા; અને ન્યાયખાતાના અમલદારનું માથું તેમના હાથમાં!! પછી જોવાનું શું? ગોળના જ ગણપતિ અને ગોળના જ નિવેદ! આ કેસ પોલીસે પહેલેથી જ એવો બનાવટી બનાવ્યો કે, માજીસ્ટ્રેટ આગળ જતાં તુરત જ ફાંસી આપવાનો ઠરાવ થઇને, એ પ્રકરણ મંજુરી માટે હજુરની કૌન્સીલમાં ગયું! પછી મલ્હારરાવી ગવર્નમેંટની મંજુરી મળતાં વાર શી હતી! કારણ ત્યાં જે કૌન્સીલર હતા, તેજ આ ખૂની કેસમાંના મુખ્ય આચાર્યું જ હતા! પછી મંજુરી મળતાં વાર શાની લાગે? ફાંસીનો હુકમ મંજુર થયો! અને એ પણ એકને નહીં પણ બન્નેને!

પ્રિય વાચકો! આ સ્હાડા ત્રણ વર્ષની કારકીર્દી આટલેથી જ પૂરી કરીશું. કારણ આના કરતાં વિશેષ મહત્વનું ઉદાહરણ કેવું જોઇએ? માત્ર આ એક જ ઉદાહરણ પરથી સ્હાડા ત્રણ વર્ષની કારકીર્દી કેવી થઇ હશે, એ સુજ્ઞ વાચકોના જાણવામાં સહેજ રીતે

આવી શકે તેમ છે. છેવટે મલ્હારરાવ મહારાજ રાજ્યપદ ભોગવવાને નાલાયક ઠર્યા અને મદ્રાસવાસી થયા એ પણ 'એ ચંડાળ ચોકડી'-ના પ્રતાપને લીધે જ, એ વાત જગતપ્રસિદ્ધ જ હશે. બિચારા ભ્રમર અને સદ્‍ગુણ મરણભૂમિ પર મૃત્યુપળની વાટ જોતા બેઠા છે; પરંતુ માજીસ્ટ્રેટ વગેરે જે અમલદારો ત્યાં આવવા જોઇએ તેઓ આવી પહોંચ્યા નથી, તેથી મોડું થયું હતું. હમણાંનો આ ફાંસીનો દિવસ ત્રીજી વખતનો ઠરેલો હતો. પહેલાં બે વખત ફાંસી દેવાના દિવસો નક્કી કરવામાં આવ્યા હતા, પણ ફાંસી દેવાનો યોગ આવ્યો નહોતો. ભ્રમર અને સદ્‍ગુણના આયુષ્યની દોરી લાંબી અને મજબૂત હોવાથી પહેલાં બે વખત ફાંસી દેવાને વખતે વિઘ્નોએ આડાં પડીને તેમને બચાવ્યા હતા, અને આ ત્રીજી વખત પણ એવું જ થયું. જેને બચાવનાર ઈશ્વર સમર્થ છે તેને કોણ મારનાર છે?

પ્રથમ મલ્હારરાવ મહારાજની પરવાનગીથી ફાંસીનો જે દિવસ ઠરાવવામાં આવ્યો હતો, તે દિવસ મહારાજ પોતે જ કેંપમાં કેદી થયા; અને વડોદરામાં રાજકીય સત્તા બદલાઇ ગઇ. એટલે આ ગરબડમાં ફાંસીનો દિવસ વચ્ચેનો વચ્ચે જ ઉડી ગયો! પછી વચ્ચે થોડા દિવસ માટે જે કામદાર રાજ્યનું કામકાજ ચલાવતા હતા તેની પરવાનગીથી એક વખત આ હતભાગ્ય કેદીઓનો નીકાલ કરવાનો દિવસ ઠરાવવામાં આવ્યો હતો; પણ તે જ દિવસે વાઇસરોયના હુકમ પ્રમાણે મલ્હારરાવ મહારાજને સ્પેશ્યલ ટ્રેન મારફતે ગાયકવાડી હદબહાર લઈ જવાની મોટી કામગીરી બજાવવાની આવી પડી, એટલે એ દિવસે પણ એ દુર્દૈવી ભાઇઓને આ લોકમાંથી મુક્ત કરી સ્વર્ગલોકમાં મોકલવાનું સારૂં મૂર્હૂત ન મળ્યું! અને વળી ઈશ્વરકૃપાથી

આજનો દિવસ પણ તેવી જ કોઇ રાજકીય ખટપટથી અનાયાસે જ ટળી ગયો.

સર્વ તૈયારી થઇ ગઇ, ફાંસી જોવા માટે હજારો લોકો એકઠા થયા; પરંતુ મુખ્ય અમલદાર કે જેની રૂબરૂ આ કામ થવું જોઇએ, જેની આગળ તે વખતે જેના હુકમથી સર્વ સત્તા ચાલતી હતી તેનો મંજુરીનો હુકમ હતો એ માજીસ્ટ્રેટ સાહેબ આજે આ મરણભૂમિ પર બાર પર બે વાગવા આવ્યા તોપણ આવી પહોંચ્યા નહોતા! આ કામ નવ વાગે થવાનું હતું, તેને બદલે બાર વાગીને ઉપર પણ એક બે વાગી ગયા તોપણ હુકમ અમલમાં આવ્યો નહીં. આશરે બાર વાગતાં શહેરમાં હુલ્લડનો પવન ફૂંકાવા લાગ્યો, જેથી જ્યાં ત્યાં દોડાદોડી થઇ રહી. લોકો પોતપોતાનાં ઘર બંધ કરીને અંદર લપાઇને ભરાઈ બેઠા. શહેરમાંની બધી દુકાનો તડાતડ બંધ થઇ ગઇ. લહેરીપુરાનો, ફત્તેપુરાનો, ગેંડીનો, અને પાણીનો એ ચારે દરવાજા બંધ થઇ ચારે દરવાજાની અંદર તોફાની પવન ફુંકાવા લાગ્યો!

આ તોફાનમાં આશરે દશ હજાર લોકો મળ્યાં હતાં. તેમાંના કોઇના હાથમાં લાકડી, કોઇના હાથમાં ડંડા, કોઇના હાથમાં પત્થરા, ઇંટો, સાંબેલાં, ચાકુ, છરી, દાતરડાં, વગેરે હતાં. માંડવા આગળ અને માંડવાથી ચારે બાજુના દરવાજા સુધી માણસોનો મોટો જથ્થો એકઠો થઇ ગયો હતો. પણ એ બધા નિર્બળ લોકો હતા. ઘણાખરા વાણીઆભાઇ જેવા જ! 'આમ શું? અને તેમ શું?' કરનારા એટલે તેમના આ કૃત્યને હુલ્લડ કહેવાય પણ કેમ? તોપણ એ લોકોએ એક દિવસની સાંજ સુધી આખું વડોદરા શહેર, કેંપ—એટલું જ નહીં પણ સુરત, અમદાવાદ, મુંબઇ, પૂના વગેરે મોટાં મોટાં શહેરો અને ત્યાંના રાજકર્ત્તા ગવરનર આદિ સર્વ બડા સાહેબોને એક આંગળીના

ટેરવા પર નચાવી મૂક્યા ! જે તે તરફ ટેલીગ્રાફ ઉપર ટેલીગ્રાફ છૂટવ માંડ્યા હતા ! વડોદરામાંના બડાસાહેબનાં રોમાંચ ઉભાં થઇ ગયાં હતાં. જો કે, તેમણે બહારથી હોંશીઆરી બતાવીને વ્યવસ્થા કરવા માંડી હતી, તોપણ મનમાં મોટી દહેશત પેસી ગઇ હતી. કારણ આ પ્રકરણ કેટલે સુધી વધે છે અને આમાં કોનો કોનો હાથ છે, એ સંબંધે તેમને પાકી બાતમી મળી નહોતી. લોકો વિવિધ પ્રકારની વાતો ફેલાવવા લાગ્યા. કોઈ કહે કે આ હુલ્લડમાં સર્વ સરદારો, માનકરીઓ અને પારેખોની મદદ છે; ત્યારે કોઇ કહે કે, ગાયકવાડની પાયદળ, પલટણ અને ઘોડેસ્વાર રસાલો વગેરે બધાં ફીતુરી થઈ ગયાં છે. વળી કેટલાકોએ ગપ્પ ફેલાવી કે, વડોદરાથી પાંચ સાત ગાઉ ઉપર દસ હજાર ભીલ, કોળી, વાઘરી વગેરે લોકો એકત્ર થઇને બેઠા છે, અને એ લોકો કાલે સવારે મળસ્કામાં વડોદરાના લોકોની મદદે આવશે ! કેટલાકોએ તો એવી પણ તોપ મારી દીધી હતી કે, મલ્હારરાવ મહારાજને ફરી પાછા લાવીને ગાદી પર બેસાડવાનો હુલ્લડ કરનારાઓનો ઈરાદો છે ! ! આ પ્રમાણે શહેરમાં વિવિધ પ્રકારની ને પાયા વગરની ભયંકર બાતમીઓ ઉડી રહી હતી !

વાસ્તવિક રીતે જોતાં આ બાતમીઓમાં જરા પણ સત્યાંશ નહોતું. શહેરમાંના મોટા લોકોમાંનું કોઇ પણ હુલ્લડ કરનારાઓની મદદમાં નહોતું, પાંચ સાત ગાઉ પર ભીલ્લ વગેરે લોકો બિલકુલ એકઠા થયા નહોતા, અને ફોજમાંની એક પલટણ સિવાય કોઇપણ ફીતુરી થઈ નહોતી. એ એક પલટણ પણ ગફલતથી ફસાઇ પડી હતી, કંઇ ખાસ ફીતુરી થઇ નહોતી. તાત્પર્ય કે આ હુલ્લડમાં સારા લોકોમાંનું કોઇ જ નહોતું. હોવામાં માત્ર વાણીઆ, અલર છોકરાઓ, અજ્ઞાન,.

હલકા, દરીદ્રી, અને હળદર મીઠું તથા ભાજીપાલો વેચનારા વગેરે સામાન્ય લોકો ઘણે ભાગે હતા.*

આટલી આ ખટપટને પરિણામે હુલ્લડ કરનારા લોકોએ એટલું કર્યું કે, મલ્હારરાવ મહારાજના બાલપુત્ર જીયાજીરાવને માત્ર થોડા જ વખત સુધી ગાદીએ બેસાડી સરકારવાડા આગળ એક પલટણ આગળ તેમને સલામી અપાવી અને શહેરમાં સાકર વહેંચી ! ! આટલું થાય છે એટલામાં શહેરની પોલીસને કેંપમાંના લશ્કરની મદદ આવી પહોંચી. પણ સોલજર અને લશ્કરી લોકોને શહેરમાં પેસતાં મોટી મુસીબત વેઠવી પડી. લ્હેરીપુરાનો દરવાજો અંદરથી બંધ કર્યો હતો એ લોકો ઉઘાડતા નહોતા. ત્યારે તોપ ગોઠવીને દરવાજાને ઉરાડી દેવાનો વિચાર કરવો પડ્યો અને દરવાજા સામે તોપ આણી પણ ખરી; પરંતુ એટલામાં અંદરના લોકોમાંના કેટલાકોએ દરવાજો ઉઘાડ્યો. દરવાજો ઉઘડતાં જ લશ્કર અંદર પેઠું, એટલે બહુ જ ગરબડ મચી રહી. મારામારી અને લડાલડી ચાલી રહી. નળીઆં, પથરા અને ઈંટોનો વરસાદ વરસી રહ્યો. આ સપાટામાં અનેક જણાઓએ માર ખાધો, અને માર્યો પણ ! કોઇની પાઘડી પડી ગઇ તો કોઇનું પોતીયું નીકળી ગયું. કોઇનો ગાલ લાલચોળ થઇ ગયો તો કોઇનો પગ ભાગી ગયો. એકનું તો નાક જ ઉડી ગયું ! કોઇના શરીર પરના દાગીના ગયા, કેટલાક લોકો સુરસાગર તરફ દોડ્યા. આ પ્રમાણે સાંજ સુધી આખા શહેરમાં હાલકહોલક ચાલી રહ્યું હતું.

*મલ્હારરાવ મહારાજને મદ્રાસ લઈ ગયા પછી એટલે તા. ૨૨ મી એપ્રીલ સન ૧૮૭૫ ના રોજ મહારાજને કેંપમાંથી પરબારા સ્પેશ્યલ ટ્રેન માર્ફતે મદ્રાસ મોકલી આપ્યા પછી તા. ૨૮ મી એપ્રીલ સન ૧૮૭૫ ના રોજ શહેરમાં લોકોએ હડતાલ પાડી આ હુલ્લડ મચાવ્યું હતું, એવી નોંધ ઇતિહાસોમાંથી મળી આવે છે. **ભાષાંતરકર્તા.**

છેવટે સશસ્ત્ર લોકો આગળ ગામના નિઃશસ્ત્ર લોકોનું શું ચાલે? ચો તરફ ન્હાસાન્હાસ થઇ રહી. જેને જે તરફ રસ્તો મળે તે તરફ દોડવા લાગ્યા. પછી ઘેલાભાઇ ડાહ્યાભાઇના ઘરમાં, અને નેમચંદભાઇ પ્રેમચંદભાઈના ઘરમાં, એમ જેને જ્યાં ફાવતું જણાયું ત્યાં આશ્રય શોધવા લાગ્યા; પરંતુ ઘરમાંની સ્ત્રીઓ પારકા પુરૂષોને ઘરમાં પેસવા ન દે, અને રસ્તા પર તો પકડા પકડી ચાલી રહી છે! ત્યારે બિચારાઓને ધરણીમાતા પાસે આશ્રય માગવાનો વખત આવ્યો! સરકારના લોકો તો મશાલો સળગાવી ઘરમાં પેસીને હુલ્લડખોર લોકોને પકડવા મંડયા હતા. આ વખતે આગલો પાછલો દાવ સાધવાની કેટલાકોને ઠીક સંધી મળી આવી હતી. કેટલાકોએ પોતાના શત્રુઓનાં ખોટે ખોટાં નામ દઇ તેમને પકડાવી, તેમની આબરૂ લેવરાવી દાવ સાધ્યો પણ ખરો!

છેવટે ઘણાક લોકોને પકડીને તેમને શિક્ષા કરી, અને ઘણાકને છોડી મુકયા. બીજે દિવસે મલ્હારરાવ મહારાજની બે રાણીઓ બાલસાબાઇ અને લક્ષ્મીબાઇને ગાદીએ બેસાડેલા કુંવર જીયાજીરાવ સાથે મલ્હારરાવ મહારાજ પાસે મદ્રાસ મોકલી આપી; અને રીતુરી ચએલી પલટણનાં હથીઆરો ખુંચવી લઇ તે લોકોને ઘેર કહાડી મુકયા.

આ અકસ્માત જાગેલી ધાંધલને લીધે એ દિવસે ભ્રમર અને સદ્‌ગુણને ફાંસી દેવાનું કામ આપોઆપ જ મુલતવી રહ્યું. પછી બે ચાર દિવસમાં આ હુલ્લડ સમી જઇ સારીપેઠે સમાધાની થઇ, અને ધીમે ધીમે રાજકીય વ્યવસ્થાનો આરંભ થયો એ તમામ હકીકત આગળ આવશે જ.



# પ્રકરણ ૨૧ મું.

## ગરીબ બિચારી મણિ !

" કોઇ પણ માણસ જુક્તિથી કામ ન કરી જાણે તો તે નિરૂપયોગી
" છે. તિક્ષ્ણ સમજશક્તિ તથા ખાસ ચતુરાઇથી આ કુદરતી બક્ષીસ હોય
" તો આપણે જગતમાં આપણો માર્ગ સરળ કરવા ફતેહ સાથે બાથ કેમ
" ભીડી ના શકીએ ? " —જેમ્સ એલિસ.

પ્રિય વાચકો ! ધર્માજીરાવ, મામાસાહેબ, અને સુબુદ્ધિબાઇને ચક્રસ્વામીના મઠમાં: સુમતિ અને તારાને ડાક્રરમાં બાબાસાહેબ તાંબેકરના આશ્રય નીચે; અને નીતિ તથા વિમલદુર્ગાને મામાસાહેબ જોડે કર્નાળી તરફ: એ પ્રમાણે ધર્માજીરાવના કુટુંબની વ્યવસ્થા થઇ ગઇ. ભ્રમર અને સદ્દગુણ સદ્દભાગ્યે ત્રણ વખત ફાંસીએ લટકવાની તૈયારીમાંથી બચી ગયા. એટલે હવે એ બધાંને હમણાં જ્યાં ત્યાં રહેવા દઇને કામસેનાને ત્યાં જે રાત્રે ચોરી થઇ તે રાત્રે ચોરોના હાથમાં સપડાયલી ગરીબ બિચારી મણિની શી દશા થઇ છે, અને તે હાલમાં ક્યાં છે, તેની હવે આપણે તપાસ કરીએ. તેનો પત્તો મળતાં ધર્માજીરાવના કુટુંબનાં બધાં માણસોનો પત્તો મળી રહ્યો કહેવાશે.

કામસેનાનું ખૂન કરી દાગીનાની પેટી અને સૌંદર્યની ખાણ મણિને લઇ ચોરો પોતાના મુકામ પર મહી નદીને કાંઠે આવી પહોંચ્યા. ઘેર આવ્યા પછી તેમણે માતાને નિવેદ ધરી આનંદોત્સવ કર્યો. કારણ આટલુંબધું દ્રવ્ય આજ સુધીમાં તેમને કદી પણ મળ્યું નહોતું તેથી એ બધા લોકો હર્ષથી ફુલાઇ ગયા હતા. તેમનાં કેટલાંક માણસો

ભ્રમર અને સદ્‌ગુણના હાથે કામસેનાના ઘરમાં મરાયાં હોવાથી તેમનામાં તેટલા પૂરતી દિલગીરી જણાતી હતી; તોપણ તે મંડળીનો મુખ્ય નાયક આ વખતે બહુ જ આનંદમાં હતો; અને શરીરનું ભાન પણ ભૂલી ગયો હતો. આનું કારણ બીજું કંઇ નહીં, પણ તેના હાથમાં મણિ જેવું રત્ન આવ્યું હતું એજ હતું. તેના મનમાં મણિને પોતાની સ્ત્રી કરી રાખવાનો વિચાર હતો; અને એ સંબંધે તે પોતાના મનમાં અનેક વિચારો ઘોળ્યા કરતો હતો.

મણિ બિચારી અતિશય દિલગીર થઇ ગઈ હતી. તેને આ નવી સ્થિતિથી 'શહેરનાં બળ્યાં વનમાં ગયાં તો વનમાં લાગી લાય' તેના જેવું, અથવા 'ચૂલામાંથી નીકળી ઉલામાં પડયા' જેવું થયું હતું. લાખો રૂપીઆની પ્રાપ્તિની લાલચે જે દરબારની મંડળીને વશ થઇ નહીં, જે જીવ કહાડવા તૈયાર થઇ પણ કામસેનાનું અયોગ્ય કહેણુ માન્યું નહીં, એ ગરીબ ગાય બિચારી અત્યારે મહીકાંઠા પરના જંગલી ભીલોના હાથમાં ફસાઇ પડી છે! અત્યારે તેનો એકે ઇલાજ રહ્યો નથી. ન્હાસી જવાનો વિચાર કરે છે તો તેરો લાગ ફાવે તેમ નથી, અને બીજી કોઇ રીતે સમજે તેમ પણ છે નહીં. ત્યારે હવે તો આ મહાસંકટમાંથી મણિને બચાવી મુક્ત કરવાનું પરમકૃપાળુ પરમેશ્વરના જ હાથમાં છે! મણિની આસ્થા પણ એ જ પરમાત્મા પર હતી. તેણે અહીં આવ્યા પછી ખાવું પીવું છોડી દીધું હતું. તેને ભ્રમર અને સદ્‌ગુણની ભારે ચિંતા થઈ પડી હતી. ઘરમાં તોફાન થયા પછી તેમની શી સ્થિતિ થઇ હશે એ વિચાર આવતાં બિચારી મણિ ધ્રુસકે ધ્રુસકે રોતી હતી. તેની આંખોના ઊના પાણીનો પ્રવાહ ગાલ ઉપર થઇને સ્તન પર પડતો હતો, તેથી ઉન્હાળાની પ્રખર રૂતુમાં જેમ કુમળાં બાળકોનાં મોં સૂકાઈ જાય, તેમ તેના ગુલાબી

ગોરા ગાલ અને માખણના પીંડ જેવા વિરુદ્ધ ગુણધારી સ્તન સૂકાઈ— કરમાઈ જતા હતા.

ભીલ લોકોનો નાયક વખત એવખત **મણિ** પાસે આવીને પોતાનું કહેણ સ્વીકારવા આર્જવ કરતો હતો. તે તેને પ્રસન્ન કરવા માટે વિવિધ પ્રકારનો જંગલી મેવો લાવીને તેની આગળ ધરતો. બકરાનું માંસ, ઉંટનું માંસ, સસલાનું માંસ વગેરે લાવી **મણિ** આગળ ધરીને એ મિષ્ટ ભોજન કરવા આગ્રહ કરતો ! આથી તો **મણિને** અતિશય કંટાળો ઉત્પન્ન થતો, અને ઈશ્વર અહીંથી છુટકો ક્યારે કરશે—આના કરતાં કામસેનાના ઘરમાં પડી રહી હોત કે મરી ગઇ હોત તોપણ સારૂં હતું—એવી ચિંતામાં **મણિ** સતત પડી રહેતી હતી. ક્યારેક ક્યારેક વનપુષ્પોની માળા કરી લાવીને **મણિની** ડોકમાં નાખવા તેના ઘરની સ્ત્રીઓ માર્ફતે એ આગ્રહ કરાવતો, પણ **મણિ** એમાંનું કાંઇ માનતી નહીં. આ બધું પેલો નાયક એની સ્ત્રીથી ગુપ્તરીતે કરતો હતો; કારણ તેની સ્ત્રી બહુ સજ્જન હતી, અને જો તે આ હકીકત જાણે તો નાયકની સારી પેઠે પચ્ચી ઉડાવે તેવો દાબ તેની સ્ત્રીનો હતો. આ સ્થિતિ **મણિ** પણ કંઇક જાણવા પામી હતી. શાથી કે, નાયકે એક દિવસે પોતાની સ્ત્રીથી ગુપ્ત રાખવા **મણિને** વાતમાં ને વાતમાં સૂચના કરી હતી.

આ પ્રમાણે એ નાયક **મણિને** દરરોજ પજવતો હતો તેથી છેવટે **મણિ** બહુ જ કંટાળી ગઈ. એટલે હવે અહીંથી શી રીતે છૂટવું એ જ વિચાર તેનું મુખ્ય કાર્ય થઇ પડયો. કંઈ ઉપાય સૂઝે નહીં, એટલે મન વધારે ગુંચવણમાં પડવા લાગ્યું. ભીલને ઘેર પડેલી એટલે મનનું સમાધાન પુસ્તક વાંચીને પણ કરે એવું નહોતું. પણ તેણે કામસેનાને ત્યાં સ્ત્રી ઉપયોગી સારાં સારાં પુસ્તકો ઘણાં વાંચ્યાં હતાં. તે સંબંધે એક વખત વિચાર કરવા મંડી. બહુ જ વિચાર કરતાં

કરતાં છેવટે 'સુશીલ યમુના 'માંનો એક પ્રસંગ તેને પોતાને માટે અનુકૂળ લાગ્યો; અને એ પ્રયોગ કરીને આ દુષ્ટના પંજામાંથી એક વખત તો છૂટવું, પછી જે થવાનું હશે તે થશે, એવો વિચાર કર્યો. એક દિવસે તેણે નાયકને તેના સંદેશા લાવનાર સ્ત્રી જોડે સંદેશો કહેવડાવ્યો કેઃ—" આજ સુધી હું તમારા મારી પરના પ્રેમની પરીક્ષા " કરતી હતી; પણ હવે મને જણાયું છે કે તમારી મારા પર ખરી " પ્રીતિ છે. માટે તમારા કહેવા પ્રમાણે કરવાને હવે મારૂં મન લલ- " ચાય છે. પણ તમારી સ્ત્રીની નજર આગળ એ જોગ બની શકશે " નહીં, માટે તમે અને હું બીજે કોઇ એકાંત સ્થળે આજ રાત્રે " જઇએ તેમ બંદોબસ્ત કરો તો સારૂં."

આ સંદેશો નાયકને મળતાંની વારમાં જ એ તો ખુશી ખુશી થઇ ગયો; અને મણિ તરફથી મળવાના સુખના હવાઇ કિલ્લા બાંધવા મંડી પડયો ! જાણે આજે પોતાને આખી દુનિયાનું રાજ્ય મળવાનું હોય તેવા હર્ષમાં આવી જઇ તે મનમાં ને મનમાં નાચવા કુદવા લાગ્યો. આનંદના ઘેનમાં દરરોજ કરતાં દારૂના બેએક પ્યાલા વધારે ચડાવ્યા. એટલે હવે ક્યારે સાંજ પડે, અને ક્યારે મણિ જોડે એકાંત કરૂં એમ તેને થઇ રહ્યું. સાંજ પડી, બધા લોકોનાં વાળુપાણી થઇ ગયાં, અને લગભગ બધાં સૂઇ પણ ગયાં. આવે વખતે એ નાયક દારૂના ઘેનમાં પોતે મણિને એકાંતમાં મળવા નક્કી કરેલા સ્થાન પર ચાલ્યો. મણિ પણ હિંમત ધરી તેની પછવાડે પછવાડે ચાલતી હતી. આ વખતે મણિએ દારૂના બે સીસા પોતાની જોડે છાની રીતે લઈ લીધા હતા. નિર્જન જંગલમાં જતાં કામાંધ નાયકની મનોવૃત્તિઓ પ્રદીપ્ત થઈ આવી એટલે તેણે પાછા વળી મણિને આલિંગન દેવા પહોળા હાથ કર્યા. મણિ તેની વૃત્તિઓ જાણતી હતી જ, એટલે

સંભાળીને તેનાથી દૂર જ ચાલતી હતી. દારૂના ઘેનમાં તે " મણિ ! મણિ ! " કહેતો આંધળો માણસ જાણે કોઇ વસ્તુને શોધતો હોય તેમ કરવા મંડયો. મણિએ આ વખત વિચારી મધુર ભાષણવડે એ કામી નાયકના મનનું સમાધાન કર્યું: અને ત્યાં જ નીચે બેસાડ્યો. નાયકે દરરોજના કરતાં દારૂ વધારે પીધેલો હોવાથી અત્યારે એ ઘેનમાં ચકચૂર થઇ રહ્યો હતો. અને મણિએ થોડીવાર કૃત્રિમ રીતે જાણે તેની જ થઇ હોય તેમ મધુર શબ્દો કહીને, આગ્રહ કરીને અને સોગન દઇને પોતાની પાસેના દારૂના ભરેલા બન્ને શીસા તેને પાઈ દીધા. આટલો દારૂ પેટમાં જતાં નાયકનામાં શુદ્ધબુદ્ધ રહી નહીં. તેનું પેટ તણાવા લાગ્યું, અને છેવટે થોડીકવાર સુધી "મણિ ! મણિ ! ! " કહી ગાંડાં કહાડી ત્યાં જ લાંબો થઇને પડયો !

મણિએ હવે અહીંથી જેમ બને તેમ જલદી ન્હાસી છૂટવાનો વિચાર કર્યો. પણ જતાં પહેલાં આ દુષ્ટ નાયકને પૂરો કરીને જવું કે આમને આમ પડેલો જ રહેવા દઇને જવું, એ વિચાર તેને થઇ આવ્યો. ઘડીક વિચાર થયો કે આવા લોકોને તો સ્વધામ પહોંચાડવામાં જ પુણ્ય છે. પછી તુરત જ બીજો વિચાર થયો કે, કરશે તે ભોગવશે, દરેકના પાપપુણ્યનો હીસાબ લેનાર ઇશ્વર સમર્થ છે. વિચારાંતે બીજો વિચાર નક્કી કરી મણિ ત્યાંથી જંગલમાં ચાલવા લાગી.

ગરીબ બિચારી મણિ કસાઇના હાથમાંથી તો છૂટી પણ જંગલમાં રાત્રે ચાલવું તેને ભારે દુઃખદાયક થઈ પડયું. કદી ઉઘાડે પગે જમીન પર પગ મૂકેલ નહીં તેને નિર્જન જંગલમાં, ભયંકર રાત્રીએ, એકલા અને ઉઘાડે પગે ચાલવું એ કેટલું કષ્ટદાયક થાય ? બિચારીના સુકોમળ પગની પેની અને આંગળીઓમાં કાંટા, ગોખરૂ અને કાંકરીઓ

લાગી તેથી પગમાં લોહી પણ નીકળ્યું. તોપણ તેણે ધીમે ધીમે આગળ ચાલવા માંડયું. તે બહુ જ થાકી જતી ત્યારે વળી રસ્તામાં જરા વાર બેસતી, પણ કદાચને પેલો નાયક પાછળ આવશે તો વળી મહા પીડા થશે એ ભારે બીકને લીધે વગર વિલંબે અસહ્ય દુઃખ સહન કરીને પણ ઉતાવળે ઉતાવળે માર્ગ કાપતી ચાલતી હતી. આ પ્રમાણે છેક સૂર્યોદય થતાં સુધી બિચારીએ આડે વગડે ચાલ્યા જ કર્યું. સૂર્યોદય થતાં તો અત્યંત થાકી જવાથી એક વહેળાને કાંઠે ઊંડા નિશ્વાસો નાખી બેસી ગઇ. અને વિશ્રાંતિ માટે આંખો મિંચી જમીન પર માથું ટેકીને ઉંધે માથે પડી !

થોડીવારે આંખો ઉઘાડીને જુએ છે તો પોતાની પાસે એક સાદો અને વૃદ્ધ પુરૂષ ઉભેલો છે. મણિએ આંખો ઉઘાડીને એ પુરૂષ સામે જોયું તો તરત જ તે બોલ્યોઃ—"બાઇ સાહેબ ! તમે મારા શેઠ "ધર્માજીરાવ દાભાડેના દીકરાનાં સ્નેહી છો; અને હું તેમનો વિશ્વાસુ "નોકર છું. આપ ચિંતા કરશો નહીં. હવે તમને દુઃખ થશે નહિં. "સુમતિબાઇ અને તારાબાઇનો પત્તો ડાકોરમાં મળ્યો છે. તેમની "તપાસ માટે હું તે તરફ જ જાઉં છું. રસ્તામાં તમારો પણ અક- "સ્માત મેળાપ થયો એ અતિ આનંદદાયક જ થયું. તમારો પત્તો "મળવાથી અમારા નાના શેઠ ભ્રમરની મેં એક મોટી કામગીરી "બજાવી એવું કહેવાશે."

ઓળખાણનાં નામો અને નિશાનીઓ મળતાં મણિને હિંમત આવી. તેણે સ્પષ્ટ આંખો ઉઘાડીને વિશ્વાસરાવ તરફ જોયું, અને તેનો ચહેરો તેણે સારી પેઠે નીહાળીને જોયો. ત્યારે તેની ખાત્રી થઇ કે ખરેખર આ માણસ ભલો જણાય છે; તેથી તેના પર વિશ્વાસ રાખવાને હરકત નથી. આવો વિચાર કરી તેણે વિશ્વાસરાવને

પૂછ્યું:—"હું અહીં સંકટમાં છું એવી બાતમી તમને શી રીતે મળી ?" ત્યારે તેણે ધર્માજીરાવના કુટુંબની આજ સુધીની તમામ હકીકત કહીને પોતાને આવેલાં દૈવી સ્વપ્નની પણ વાત કહી. અને તેના જ પ્રતાપે નીતિના પાતિવ્રત્યનું સંરક્ષણ પોતાના હાથથી થયાનું કહીને નીતિને વિમલદુર્ગા સહ મામાસાહેબ જોડે કર્નાળી મોકલી આપ્યાનું પણ કહ્યું. અને તમારી બાતમી પણ દેવીએ સ્વપ્નમાં આપી હતી એમ જણાવી, પોતાની દેવીની સત્યતાનાં થોડાંક વખાણ કર્યાં.

વિશ્વાસરાવ અને મણિની આ વાત ચાલે છે એટલામાં કર્મધર્મસંયોગે પડદાવાળી બે ગાડીઓ, બે સવાર, પાંચ સાત હથીઆરબંધ સિપાઇ, અને એક ઉત્તમ ધોળા ઘોડાપર એક ગંભીર ચહેરાવાળો બેઠેલો પુરૂષ: એ વગેરે ત્યાં આવીને એ વહેળાને કાંઠે ઉતરી પડયાં.

થોડીજ વારે પડદાવાળી ગાડીમાંથી બે સ્ત્રીઓ નીચે ઉતરી. તેમની તથા વિશ્વાસરાવની દૃષ્ટાદૃષ્ટ મળતાં એ દોડતો જઇને તેમના પગે પડયો. ત્યારે સુમતિ અને તારાની આંખોમાંથી એક સરખી આંસુની ધાર ચાલી રહી. ઘણે દિવસે આ મેળાપ થવાથી આનંદ અને દુઃખનાં આંસુથી આંખો ભરાઇ આવી હતી. વિશ્વાસરાવે સર્વ મંડળી ખુશી હોવાનું કહીને મણિની સંપૂર્ણ હકીકત જણાવી ને તેને સુમતિબાઇ, તારાબાઇ અને બાબાસાહેબ તાંબેકરને પગે લગાડી. પછી બધાં ત્યાં જ જમ્યાં. બિચારી મણિએ કોણ જાણે કેટલા દિવસે આજ અનાજને હાથ અડકાડયો હશે ! જમતાં જમતાં વિશ્વાસરાવે ઘરની બધી મંડળી ખુશાલ હોઇ, ભ્રમર તથા સદ્ગુણ સિવાય બીજાં બધાં કર્નાળીમાં ટોકરાસ્વામીના મઠમાં એકઠાં થયાનું કહ્યું. સુમતિ અને તારાએ પોતાની હકીકત, અને પોતાના પર ડાકોરમાં આવેલો પ્રસંગ, તથા બાબાસાહેબે લીધેલી સંભાળ: એ

વગેરે હકીકત કહી એ ઘડી આનંદની વાતો કરીને આ બધી મંડળી વડોદરે જવા માટે રસ્તે પડી.

સુમતિ અને તારાને ધર્માજીરાવને સોંપવાં, અને તેમની વડોદરામાં કાયમને માટે સુવ્યવસ્થા કરવી એવું બાબાસાહેબના મનમાં હતું. અને તેટલા માટે જ તેઓ આ બધી મંડળીને લઇ વડોદરે જવા નીકળ્યા છે, એ વાચકોના લક્ષમાં આવ્યા સિવાય રહ્યું નહીં જ હોય.



# પ્રકરણ ૨૨ મું.

## આનંદ અને ધર્મસ્થાપના.

* "રાજ્ય તથા વસ્તી પોતાના વૈભવ અને સુખને માટે જ ફક્ત "છે, એવું મહા સમર્થ બાદશાહને પણ માનવાનો સમય ગયો છે. જાતે "સુખ ભોગવવા કરતાં વધારે ઉંચા હેતુને માટે બધાં રાજ્યકુળ છે. ભલું "અને ભૂંડું કરવાનાં સાધનો જેમને હસ્તક હોય છે, તેમની જવાબદારીને "માટે અકળામણ થાય. તથાપિ સુભાગ્યે એનાં સારાં ફળ છે. પણ તે મેળવ- "વાને પંડનું સુખ કે માણસનાં વખાણને બાજૂ પર મૂકી, જેથી બીજાને પીડા થાય, કે પોતાનું ઉપયોગીપણું અટકે તેનાથી દૂર રહેવું જોઈએ."

સર જેમ્સ ફરગ્યુસન,

---

* આ વાક્યો હાલના રાજકાર્યકુશળ અને વિદ્વાન્ મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડને તા. ૨૮-૧૨-૮૧ ના રોજ સર્વ રાજ્યાધિકાર સોંપ્યો તે વખતે મુંબઈના ગવરનરે ના. મહારાજા સાહેબને ઉપદેશ તરીકે કહેલાં હતાં.

ભાષાંતરકર્ત્તા.

ચાર મહીનાનો ઉન્હાળો અને એક ઘડીનું ચોમાસું, એમ જે સામાન્ય રીતે કહેવાય છે એ બરાબર છે. ઉન્હાળામાં તપ્ત થયેલી જમીન અને ભયાનક થએલું જંગલ ચોમાસાના ચાર છાંટા પડતાં તુરત જ થંડાં અને શોભાયમાન થઇ જાય છે. આંખોને ચોતરફ લીલું છમ દેખાય છે. જ્યાં જોઇએ ત્યાં લીલો ગાલીચો પાથર્યા જેવી શોભા દેખાય છે. તેમાં પણ લીલા ગાલીચાપાર થઇને રૂપેરી જલપ્રવાહ વહેતા હોય છે, ત્યારે એ દેખાવ વધારે જ રમ્ય દેખાય છે, અને તેથી ચિત્તને અત્યંત આનંદ થાય છે. બધાના કરતાં આ રૂતુમાં નાના નાના પક્ષીઓને બહુ જ આનંદ થએલો જણાય છે. તે અતિ કૌતુકથી આ ઝાડ પરથી પેલા ઝાડ પર અને પેલા ઝાડ પરથી ઓલ્યા ઝાડપર ઠેકડા મારતાં હોય છે. તે પ્રમાણે આ વખતે પણ ઉત્સવ થએલો દેખાય છે; કારણ તેમના ચારાની વિપુલતા થએલી હોય છે.

એ પ્રમાણે મેઘરાજાની વૃષ્ટિ સર્વ પ્રાણી માત્રને અતિ સુખદાયક લાગે છે; પરંતુ આ વૃષ્ટિનો ઇશ્વરની કૃપાદ્રષ્ટિ પર આધાર રહે છે. મેઘવૃષ્ટિથી બહારનો તાપ શાંત થાય છે પણ અંતઃકરણમાંનો તાપ ઇશ્વરની કૃપાદ્રષ્ટિ સિવાય શાંત થતો નથી. મનુષ્યના પાપ તાપ અને દૈત્ય દૂર થવા માટે ખરેખર જગદીશ્વરની જ કૃપાવૃષ્ટિ થવી જોઇએ, એ સિવાય બીજો માર્ગ નથી. અત્યાર સુધી વડોદરાના લોકોને, કિંબહુના ગાયકવાડી રાજ્યની બધી પ્રજાને ત્રિવિધ તાપ સંતાપતા હતા, તે તેમણે નિરુપાયાસ્તવ સહન કર્યું, પરંતુ એ પ્રજાને માટે હવે જગતપિતાના મનમાં કરુણા આવેલી છે. એ પ્રજાની લોઢાને પાયે બેઠેલી પનોતી ઉતરી ગઇ છે અને આનંદ થયો છે. શહેરમાંની મલીનતા નીકળી જઇને સર્વ સ્વચ્છતા થઇ ગઈ છે. પર્જન્યના પ્રતાપે હવે જ્યાં જોઇએ ત્યાં લીલાલહેર થઇ રહી છે. વૃક્ષો ટવટવિત

થયાં, પક્ષીઓ આનંદથી ઉડી કલ્લોલ કરી રહ્યાં, ગાયો ભેંસો વધારે દૂધ દેવા લાગી, લોકોમાં હોંશીઆરી આવી, પ્રત્યેકના મોંપર સતેજતા દેખાવા લાગી, લોકોને નવીન ઉદ્યોગ કરવાની ઉમેદ થઇ આવી, સરકારી કામકાજની વ્યવસ્થામાં સુધારો થયો; અને નિયમિત સ્થિતિ થઇ. ન્યાય ખાતામાંની લાંચ રૂશવત બંધ થઇ ન્યાય તુરત અને બરાબર મળવા લાગ્યો. દરેક ખાતામાં જે ક્રાફર્ડ સાહેબ અને 'ઢ' સાહેબ હતા તે બધાને એકદમ બરતર્ફી મળી ગઇ!! દરેક ખાતામાં અને અઢારે કારખાનામાં સારા, હોંશીઆર, પ્રામાણિક, અને સુશિક્ષિત કામદારો દાખલ થયા. જહાગીરદાર, સરદાર, માનકરી, વગેરે મંડળીની નીમણુંક સંબંધી તકરાર હતી, તેપર એક ખાસ કામદાર નીમાઇને તેની ચોકશી શરૂ થતાં તેમની રીતસર સમજુતી થવા લાગી. ખાનગી ખજાનાની તપાસણી થવા લાગી, તોશાનો બંધ થયાં, અને લુચ્ચા ને ચાડીઆ વગેરે લોકોનાં ગાંસડાં પોટલાં ઉપડી ગયાં. સરકારી કચેરીમાં અને ખાનગી કામકાજમાં સર્વત્ર બધાને મોઢે નીતિનું સ્મરણ થવા લાગ્યું. ધર્મની ગૃહદશા ફરવાનો વખત નજીક જ આવી લાગ્યો; અને સુબુદ્ધિનો મંદવાડ ધીમે ધીમે કમી થઇને એ પથારી પરથી ઉઠતાં બેસતાં થયાં હતાં. આ પ્રમાણે વડોદરા શહેરમાં આનંદનો પાયો નંખાયો, યશસ્તંભ રોપાયો અને ધર્મની ધ્વજા ફરકવાનો વખત પાસે આવી પહોંચ્યો.

પણ આ બધું થયું શાથી? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉભો થાય છે. કારણ વડોદરા રાજ્યધાનીમાં બિલકુલ અવ્યવસ્થા થઇ જઇને એ હવે ટકી રહે છે કે નહીં એ માટે પણ સમજુ લોકોમાં ભારે શંકા ઉત્પન્ન થઇ હતી. તે જ રાજધાની અલ્પાવકાશમાં બીજી રાજધાનીને સુધારણાની બાબતમાં નકલ કરવા જેવી થઇ ગઇ, ત્યારે

આ અત્યંત નવાઈ જેવો ફેરફાર શી રીતે થયો એ પ્રશ્ન સુજ્ઞ વાચકોને સ્વાભાવિક રીતે થઈ આવે એવો જ છે; માટે આ સ્થળે તેનું સમાધાન થવાની ખાસ આવશ્યકતા છે.

પ્રિય વાચકો ! ઉકરડા જેવાની પણ છ મહીને ગ્રહ દશા ફરે છે; અને ઉકરડાની જગોએ જ એક સરસ ઇમારત અથવા સુવાસિક પુષ્પ-લતાનો બાગ થઇ જાય છે. નિરૂપયોગી ગણાતો પથ્થર પણ કારીગરના હાથમાં જાય તો તેની સર્વોત્તમ અને પૂજનિક મૂર્તિ બને છે. સોમલ જેવા પ્રાણઘાતક પદાર્થ ઉત્તમ વૈદ્યના હાથમાં જતાં તે જ પદાર્થની પ્રાણરક્ષક દવા બને છે ! તે જ પ્રમાણે ચાળણીના જેવાં હજારો છિદ્રોથી યુક્ત એવી વડોદરા રાજધાનીની ખરાબ ગૃહદશા પૂરી થઇને તેના સારા ગૃહોની દશા શરૂ થઇ ત્યારે તેને **સર ટી. માધવરાવ** જેવા ઉત્તમ કારીગર, અનુભવી ધન્વંતરી, ભૂગર્ભશાસ્ત્રવેત્તા માળી, હોંશીઆર મુત્સદી, માર્મિક લેખક, ચતુર વક્તા, અને રાજકાર્ય-ધુરંધર એવા કાબેલ વ્યવસ્થાપક મળ્યા. સર ટી. માધવરાવનાં પગલાં વડોદરામાં થતાં જ વડોદરાના ઉત્કર્ષનો આરંભ થયો. સારા સારા કામદારો, હોંશીઆર અને સત્યપ્રિય ન્યાયાધીશો, ધન્વંતરીને પણ શરમાવનારા ડૉકટરો, અને બૃહસ્પતિને નીચે બેસાડી દે એવા સલાહ-કારો; એવું મંડળ એ મહાપુરૂષના પ્રતાપે તુરત મળી ગયું. પોલીસ ખાતાની સુધારણા થઈ. ન્યાયખાતામાં ખા. બ. ખરસેદજી અને રા. બ. ગાડગીળ જેવા પુરૂષો આવીને હાઇકોર્ટમાંના પવિત્ર આસને વિરા-જીત થયા. મુલકી ખાતાનું મુખ્ય સૂત્ર અનુભવી, હોંશીઆર અને ચાલાક એવા ખા. બ. કાજી શહાબુદ્દિનના હાથમાં સોંપવામાં આવ્યું. સત્યપ્રિય, અતિ ગંભીર, ઉત્તમ મુત્સદી, શાન્ત વિચારી, અને દશે-દીશામાં નજર ફેરવનાર એવા રા૦ બા૦ કીર્તને સર ટી. માધવરાવ-

ને મુખ્ય મંત્રી મળ્યા, ધન્વંતરીપુત્ર **ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર** જેવા મુખ્ય ડૉકટર થયા; અને ખા. બા. પેસ્તનજી જેવા વિદ્વાન, શોધક, અને પરીક્ષક ગૃહસ્થ ઇનામ કમીશન અને દેવસ્થાનનું કામ જોવા લાગ્યા. આ પ્રમાણે થતાં "**શુભસ્ય શીઘ્રં**" એ પ્રમાણે રાજકાર્યકુશળ સર ટી. **માધવરાવ**ને વડોદરા રાજધાનીના સંબંધમાં જલદી જ સુયશ આપવામાં આ અમૂલ્ય રત્નરૂપ માણસો સહાયક થયા.

મુખ્ય સરકારના હુકમથી, અને સર ટી. **માધવરાવ**ની અનુમતિથી મહારાણી **જમનાબાઇ**નું પૂનેથી વડોદરામાં આગમન થયું. અને પછી જલદી જ વડોદરાની પ્રજા આનંદનો દિવસ ઉગેલો જોવાને ભાગ્યશાળી થઇ. એટલે સદ્ધર્મપ્રતિપાળક, પરમદૈવવાન શ્રીમંત **મહારાજ સયાજીરાવ ગાયકવાડ** જેવા કુળદીપક પુણ્યવાન પુત્રને મહારાણી માતુશ્રી **જમનાબાઇ**એ દત્તક લીધા. આ વખતે તોપોનો ધનધનાટ, હજારો બંદુકોનો ફડફડાટ, ત્રાંસાનો કડકડાટ અને ગાડીઘોડાનો ખડખડાટઃ એ વગેરેથી વડોદરા ગાજી ઉઠયું હતું. અને હજારો રૂપીઆથી યાચકોનાં મન સંતોષાયાં હતાં. આ અપૂર્વ સમારંભમાં અંગ્રેજ સરકાર તરફથી રીત પ્રમાણે તોપોની સલામી થઇ હતી, તથા કેંપમાંથી રેસીડેન્ટ સાહેબ નજરાણો વગેરે લઇને આવ્યા હતા. નજરબાગમાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો, અને મુખ્ય મુખ્ય મંત્રીઓને વસ્ત્રાલંકાર બક્ષિસ આપવામાં આવ્યાં. આખા શહેરમાં મિષ્ટ ભોજન થયાં. બ્રહ્મભોજન પણ સારી પેઠે થયાં. ગરીબ ગરબાં, લૂલાંપાંગળાં, અને આંધળાં બહેરાં વગેરેને મિષ્ટાન્નનાં ભોજન મળ્યાં. કેટલુંક દ્રવ્ય ખેરીઆત વહેંચવામાં આવ્યું. વિદ્વાનોની યોગ્ય સંભાવના થઈ. શાસ્ત્રી, પંડિતો અને વૈદ્યોને શાલજોડા મળ્યા, અને અતિત,

અભ્યાગત વગેરેને લોટા, જોડા, ધાબળીઓ, છત્રીઓ વગેરે મળ્યાં.

આ શુભ દિવસના ઉત્સવનું વર્ણન શું કરીએ? આ દિવસે ઘેરેઘેર રંગોળીઓ વગેરે કહાડીને બહુ જ ઉત્તમ રીતે શણગારવા ઉપરાંત રસ્તાઓને ધ્વજાપતાકાથી વધારે સુશોભિત બનાવવામાં આવ્યા હતા. આ શોભા જોવા માટે વડોદરાની આસપાસનાં ગામડાંઓનાં હજારો લોકો એકઠા થયા હતા. વડોદરાની બહાર જેટલા પગરસ્તા હતા, તેટલા બધા માણસોથી ઉભરાઇ ગયા હતા. આ વખતે આપણી ઓળખાણનાં પાંચ સાત માણસો ડાકોર તરફના રસ્તેથી વડોદરા નજીક આવી પહોંચ્યાં હતાં. એ માણસો સાંજને સમયે શહેરમાં આવી પહોંચ્યાં. આ મંડળીમાં ડાકોરનાથના કારભારી બાબાસાહેબ તાંબેકર હતા. આ વખતે સંધ્યાકાળનો સમય હોવાથી દીવાઓનો લખલખાટ થઇ ગયો હતો, એટલું જ કહેવું અહીં બસ થશે. આ દીવાળી રાજવાડાથી એક સરખી શરૂ થઇને, લહેરીપૂરાના દરવાજા વાટે કેંડ કેંપ સુધી જઈ પહોંચી હતી. આ રોશનાઇ જોતાં જોતાં બે ગાડીઓ, બે ઘોડા, અને કેટલાંક પગે ચાલતાં માણસો સુરસાગર પરના એક જૂના અને જીર્ણ થએલ તથા કેટલોક ભાગ બળી ગએલ એવા ઘર પાસે આવીને ઉભાં રહ્યાં. પછી વિશ્વાસરાવે તાળું ઉઘાડ્યું, એટલે આ બધાં માણસો ઘરમાં ગયાં.

આ મંડળીનો વિચાર પહેલાં ધર્માજીરાવ પાસે કર્નાળી જવાનો હતો; પરંતુ એ વિચાર પાછો બદલાયો હતો. તાંબેકરે તેમને એવી સલાહ આપી કે, હવે ધર્માજીરાવને અહીં રહેવા અને આવવા જવા કંઈ હરકત જેવું નથી. કારણ વડોદરાની પ્રસ્તુતની સ્થિતિ ફરી ગઇ છે. હવે અહીં રહેવામાં યત્કિંચિત્ પણ દુઃખ થશે નહીં. આ સલાહ બધાંએ માન્ય કરી એટલે વિશ્વાસરાવે કર્નાળી જઇને ધર્માજીરાવ

વગેરેને બોલાવી લાવવા એવું ઠર્યું. પ્રથમ **નીતિ** અને **વિમલદુર્ગાને** લઇને એ જંગલમાં ગયો હતો, એ અમારા પ્રિય વાચકો જાણે જ છે. પછી **મામાસાહેબની** મુલાકાત થતાં **નીતિ** તથા **વિમલદુર્ગાને** તે પોતાની જોડે કર્નાળી લઈ ગયા; અને **વિશ્વાસરાવ** પાછો વડોદરા તરફ આવ્યો. કારણ **સુમતિ**, **તારા**, **ભ્રમર** અને **સદ્‌ગુણની** શોધ કરવાની હજુ બાકી જ હતી. આ શોધ **વિશ્વાસરાવ** સિવાય બીજાથી થશે નહીં એમ **મામાસાહેબને** લાગ્યું. અને તેમનું એ અનુમાન ખરૂં પણ હતું. કારણ કે **ટોકરાસ્વામીએ મામાસાહેબ** જોડે બે હોંશીઆર માણસો આપીને, તેમને આ જ કામ માટે વડોદરે મોકલ્યા હતા, પણ તેનો ઉપયોગ શો થયો ? **મામાસાહેબ** ત્રણ મહિના સુધી વડોદરામાં રહ્યા પણ સોગન ખાવા જેટલો પણ પત્તો તેમને મળી શક્યો નહીં ! બિચારા ભોળા ડોસાને કપટથી ભરેલાં કારસ્થાની કૃત્યની સમજણ પડે પણ કેમ ?

છેવટે ત્રણ મહિના સુધી વડોદરામાં રહ્યા છતાં કંઇ જ પત્તો નહીં લાગવાથી બિચારા ભોળા **મામાસાહેબ** હાથ હલાવતા જ પાછા કર્નાળી તરફ રવાના થયા. ચાર પાંચ ગાઉ જતાં રસ્તામાં **નીતિ**, **વિમલદુર્ગા** અને **વિશ્વાસરાવની** મુલાકાત થઇ. પછી **વિશ્વાસરાવને** સુમતિ અને **તારાબાઇની** શોધ માટે પાછો વડોદરે મોકલ્યો; અને **નીતિ** તથા **વિમલદુર્ગાને** લઇને પોતે કર્નાળી તરફ ચાલતા થયા.

**વિશ્વાસરાવને** તે દિવસે રાત્રે આવેલાં દૈવી સ્વપ્નમાં તેની માનીતી દેવીએ **નીતિ** અને **વિમલદુર્ગાના** સંબંધમાં કહેવા ઉપરાંત **સુમતિ** અને **તારાના** સંબંધમાં એમ કહ્યું હતું કે, ‘તારે જો તેમને મળવાની ઇચ્છા હોય તો ડાકોરમાં જા; પરંતુ જતાં **મહીનદીને** કીનારે થઇને જજે, એટલે રસ્તામાં એક નિરાધાર સ્ત્રી મળશે. એ

તારા શેઠના કુટુંબમાંની જ એટલે કે ભ્રમરને મનથી વરી ચુકેલી છે, તેને ત્યાંથી લઇને આગળ જજે એટલે તારા બધા મનોરથ પૂર્ણ થશે.'

પછી દેવીના કહેવા પ્રમાણે કરીને તે મણિને મળ્યો, એટલામાં સુમતિ વગેરેની મુલાકાત થઇ, એ પાછલા ભાગમાં વાચકો વાંચી ગયા છે તેથી સ્મરણમાં જ હશે.

## પ્રકરણ ૨૩ મું.

### ધર્મનો જય.

જેણે નીતિ ગૃહી સુનંત્ર થઇને, રાખી અનીતિ પરી,
જે આપત્તિ વિશેષ આવી અડતાં, ક્ષેશે ગયા ના ડરી;
જે ધારી શુભ ધૈર્ય ઢાલ સતનું, ખાંડું ધરીને ફર્યો,
તેણે તો જય જગતમાં જરૂર છે, સાચે જ સાચો કર્યો.

મામાસાહેબ નીતિ અને વિમલદુર્ગાને લઇને કર્નાળી જઇ પહોંચ્યા. ત્યાં બધા મળ્યા. પછી થોડા જ દિવસમાં વડોદરાની સ્થિતિ ફરી ગયાના સમાચાર ટોકરાસ્વામીને મળ્યા. એટલે તેમણે પોતે સર ટી. માધવરાવ પર એક પત્ર લખીને, પોતાના હોંશીઆર શિષ્ય જોડે મોકલાવ્યો. એ પત્ર સર ટી. માધવરાવને મળતાં તેમણે તેને વંદન કરી માથે ચડાવ્યો. કારણ ટોકરાસ્વામીની યોગ્યતાની કીર્તિ સર ટી. માધવરાવ સારી પેઠે જાણતા હતા. ટોકરાસ્વામીનો પત્ર તેમણે વાંચ્યો, તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

રાજકાર્ય ધુરંધર, વિશ્વાસનિધિ
રા. રા. સર ટી. માધવરાવ
દિવાન નિસ્બત ગાયકવાડ સરકાર,
મુ. વડોદરા.

શ્રી ક્ષેત્ર કર્નાળીથી લિ. શ્રીધરાનંદ સરસ્વતી ઉર્ફે ટોકરાસ્વામીના પ્રેમપૂર્વક અનેક આશીર્વાદ.

વિશેષ—ઇશ્વરકૃપાથી ગાયકવાડી રાજ્યનું સૂત્ર આપના હાથમાં આવ્યાનું સાંભળીને અમને અત્યંત સંતોષ થયો છે. હવે વડોદરાની પડતી દશાનો અંત આવ્યો એમ કહેવું જોઇએ. આપના પ્રૌઢપ્રતાપની કીર્તિ આજ સુધી માત્ર સાંભળવામાં જ આવતી હતી, પણ હવે તો સાક્ષાત્ નજરે જોવાનો યોગ આવ્યો છે. મુલાકાત થશે તો સુભાગ્ય ગણી શકાશે.

કોઇપણ રાજ્યની સુવ્યવસ્થા રહેવી એ બે મહત્તત્વો પર અવલંબીને રહે છે. એક ધર્મસંસ્થાપના બરાબર હોય, અને બીજું પ્રજા સંતોષમાં રહે. આ બે મહત્તત્વો રાજ્ય સુવ્યસ્થિત રહેવાનાં મુખ્ય સાધનો છે, અથવા ધર્મ તેનો પાયો છે, અને પ્રજા સંતોષ એ તેપરની ઇમારત છે. આ સર્વ આપ સમજો જ છો, એટલે મારે ખાસ સમજાવું જ જોઇએ એવું કંઈ છે નહીં. તોપણ માજી ગાયકવાડી રાજ્યમાં આ બે મહત્તત્વોનો લય થવાથી સાર્વભૌમ બ્રિટિશ સરકારને આપના જેવા દક્ષ ગૃહસ્થને વડોદરામાં લાવવા પડયા છે, એ આપ ભૂલશો નહીં. માજી અમલમાં ધર્મનો અત્યંત છળ થયો, નીતિને ભૃષ્ટ કરવાના યત્નો થયા, સુબુદ્ધિને પથારીવશ કરી દીધી, સુમતિ અને તેની બહેનને બહુ જ સંતાપી, અને સદ્ગુણનો તો પત્તો જ રહેવા દીધો નથી !

આ રૂપક વિચારાંતે આપના લક્ષમાં આવવા જેવું હોવાથી, એ સંબંધે આપ અવશ્ય વિચાર કરશો એવી મને આશા છે. વડોદરામાં બહુ જ તવાઇ થવા લાગવાથી હમણાં ધર્મમૂર્તિ અહીં ક્ષેત્રવાસ કરી રહેલ છે. વિચાર કરતાં આપનું મન કબૂલ કરે તો તેમને સન્માનથી આપના રાજ્યમાં તેડી જવાની તજવીજ કરવી; અને સદ્ગુણનું

ગૌપ્યત્વ દૂર કરીને તેનો ઉદ્દય કરવો. આ પ્રમાણે કરશો એટલે આપની કીર્તિ અજરામર થશે. વધારે શું લખું ? લોભ–પ્રીતિ–ની વૃદ્ધિ રહે, એજ આશીર્વાદ.

મુ. શ્રીક્ષેત્ર કર્નાળી. } **શ્રીશ્વરાનંદ સરસ્વતી ઉર્ફે**
નર્મદાતટ. } **ટોકરાસ્વામી.**

ટોકરાસ્વામીનો આ પત્ર **માધવરાવજી** વાંચતા હતા એટલામાં જ ડાકોરનાથના વહીવટદાર **બાબાસાહેબ તાંબેકર** મળવા આવેલા હોઇ નીચે બેઠા છે, એવી વરદી આવી. **તાંબેકર** વયોવૃદ્ધ, માનનીય અને સભ્ય ગૃહસ્થ હોવાથી **માધવરાવજીએ** તુરત જ તેમને ઉપર બોલાવીને તેમની મુલાકાત લીધી. ઘડીભર વાતો કરીને **માધવરાવજીએ** ટોકરાસ્વામીનો પત્ર **તાંબેકરના** હાથમાં મૂકી વાંચવાનું કહ્યું; અને તેનો અર્થ શો હોવો જોઇએ, એવો પ્રશ્ન કર્યો. એટલે **તાંબેકરે** કહ્યું કે, હું એ જ હકીકત જણાવવા માટે ખાસ ડાકોરથી આપની પાસે આવ્યો છું. આ પત્રને લીધે એ વાત અનાયાસે જ નીકળી એ બહુ સારૂં થયું. આમ કહીને તેમણે આરંભથી અત્યાર સુધીનું ધર્માજીરાવનું વૃત્તાંત કહી સંભળાવ્યું. ડાકોરમાં **સુમતિ** અને **તારાબાઇ** કેમ આવ્યાં અને ત્યાં તેમનો છળ કેવી રીતે થયો એ પણ બધું કહ્યું. એ સાંભળતાં **માધવરાવજીના** મનને **ધર્માજીરાવની** થએલી અપેક્ષા અને **નીતિના** છળ માટે બહુ જ ખોટું લાગ્યું. **માધવરાવજી** પોતે ધર્માભિમાની, નીતિપ્રિય, અને **સદ્‌ગુણના** ચાહનારા હોવાથી **ધર્માજીરાવના** કુટુંબની આ હકીકતથી તેમના મનને બહુ જ લાગી આવ્યું. વાતને છેવટે **તાંબેકરે** કહ્યું કેઃ–“ આપે **વડોદરામાં** સુધારણા કરવાનો આરંભ “ કરેલો છે એ મારા જાણવામાં આવ્યું ત્યારે જ હું મુદ્દામ **સુમતિ**,

" એટલે ધર્માજીરાવનાં પત્નીને અને તેમનાં બહેનને અહીં તેડી
" લાવ્યો છું. હવે ટોકરાસ્વામીની ઇચ્છા અને મારી વિનતિ પ્રમાણે
" ધર્માજીરાવને કર્નાળીથી માનપૂર્વક અહીં બોલાવીને તેમની કાયમને
" માટે સુવ્યવસ્થા કરવી એ આપના હાથમાં જ છે. તો મરજી
" અનુરૂપ કરશો. "

માધવરાવજીએ બાબાસાહેબ તાંબેકરને તે જ ઘડીએ જણાવ્યું કે:—" હું આજે ટોકરાસ્વામીને વિનતિપત્ર લખીને ધર્માજીરાવને બહુ
" બહુ આદરમાનથી અહીં બોલવવાની તજવીજ કરૂં છું. આપ હવે
" શાંત ચિત્તથી મુકામ તરફ જાઓ. અને ધર્મ તથા નીતિ અહીં
" આવીને યોગ્યતાથી સ્થાપિત થાય ત્યાં સુધી તમે ડાકોર જશો
" નહીં. આ સંબંધે હું બધી વ્યવસ્થા હમણાં જ કરૂં છું. "

આ પ્રમાણે માધવરાવજી તરફથી જવાબ મળતાં તાંબેકરે રજા લીધી. તાંબેકર ગયા પછી માધવરાવજીએ ઘોડા, ગાડી, પાલખી વગેરે વાહનો, અને છત્રી, મશાલ, ભાલદાર, ચોપદાર વગેરે શાગીર્દો તથા કેટલાએક શિબંદી સ્વાર વગેરે એક સભ્ય કામદારની જોડે આપીને ટોકરાસ્વામીપર વિનતિપત્ર લખી આપી ધર્માજીરાવને તેડી લાવવા માટે તેને કર્નાળી મોકલ્યો.

**શ્રીમંત પરમહંસ પરિવ્રાજકાચાર્ય**
**મહારાજ શ્રીધરાનંદસ્વામી ઉર્ફે ટોકરા સ્વામી,**
**મુ. કર્નાળીક્ષેત્ર.**

ચરણ સેવક માધવરાવના સાષ્ટાંગ નમસ્કાર. બહુ દિવસે આપના તરફથી આજ્ઞાપત્ર આવ્યો એ માથે ચડાવી લીધો છે. એજ પ્રમાણે નિરંતર આજ્ઞાપત્ર લખીને સદ્બોધનો લાભ આપતા રહેશો, એવી સેવક આશા રાખે છે. પત્રમાંનો મજકુર જોઇને મને અત્યંત

આનંદ થાય છે. આપની આજ્ઞા પ્રમાણે હવે જલદી જ અમલ થશે. ધર્મની સંસ્થાપના કરવા માટે આ વિનંતિ પત્ર મળતાં જ તેમને આ તરફ મોકલવાની કૃપા કરશો. તેમને માટે સરંજામ મોકલ્યો છે. ધર્મની યોગ્યતા તથા નીતિની પ્રતિષ્ઠા અને પવિત્રતા જેટલી રીતે અમારા હાથથી સંભાળી શકાશે તેટલી રીતે સંભાળવામાં હયગય નહીં થાય એ અમારો નિશ્ચય છે. તે જ પ્રમાણે સદ્દગુણનો ઉદય કરીને, પ્રજાને સંતોષિત રાખવા તરફ પણ અમારૂં લક્ષ રહેશે. સુબુદ્ધિને સારી કરવાનું, તથા સુમતિને અખંડ સૌભાગ્ય સુખ ભોગવવા દેવામાં સાહ્ય કરવાનું પણ અમારા મનમાં પૂર્ણ રીતે છે. માજી રાજ્યમાં જે જે ગૃહસ્થોએ ધર્માજીરાવ અને તેમના કુટુંબને ત્રાસ દઇને છળ્યા છે, તે તે લોકોને ઈશ્વરેચ્છાથી અનાયાસે જ શિક્ષા થઇ ગઇ છે, તેમનાં કર્મનાં ફળ તેમને મળી ચૂક્યાં છે! એટલે હવે એ સંબંધે વિશેષ વિચાર કરવાનું કંઇ કારણ રહેતું નથી. એજ વિજ્ઞાપના.

વડોદરા*બાગ. } આપનો નમ્ર સેવક
ટી. માધવરાવ.

આ કામદાર કર્નાળી જઈ પહોંચ્યો અને તેણે માધવરાવજીનો પત્ર ઠાકરાસ્વામી આગળ ધરી તેમને નમન કર્યાં. સ્વામીએ પત્ર વાંચી જોયો. અને પછી તુરત જ ધર્માજીરાવને મંડળી સહીત મોટા ઠાઠથી વડોદરા તરફ રવાના કર્યાં.

ધર્માજીરાવ સ્વામીને સાષ્ટાંગ નમસ્કાર કરીને આજ્ઞા પ્રમાણે વડોદરાને રસ્તે ચાલતા થયા. ધર્માજીરાવ એક ઉમદા ઘોડા ઉપર, સુબુદ્ધિ મ્યાનામાં, અને નીતિ તથા વિમલદુર્ગા પાલખીમાં બેઠાં હતાં.

આ પ્રમાણે આ મંડળી મોટા દમામ—ઠાઠ—સાથે વડોદરા નજીક આવી પહોંચી, ત્યારે સર ટી. માધવરાવ કેટલાક આગેવાન માણસોને જોડે લઇને તેમને લેવા માટે સામે ગયા. શહેર બહાર એક આરામસ્થાને ધર્માજીરાવ અને માધવરાવની મુલાકાત થઈ. એક બીજા દૃઢ પ્રેમાલિંગન આપીને મળ્યા પછી વાજતે ગાજતે ઘણા ઠાઠમાઠથી ધર્માજીરાવની સ્વારીએ વડોદરામાં પગલાં કર્યાં. બગલાની પાંખ જેવા શુભ્ર વર્ણના ઘોડા જોડેલા એવી સુશોભિત બગીમાં ધર્માજીરાવ અને માધવરાવજી બેઠા હતા. તેમની બગી પછવાડે શિષ્ટ પુરૂષોમાંના કોઇ ગાડીમાં તો કોઇ ઘોડા પર બેસીને સ્વારી જોડે ચાલતા હતા. આગળ ઘોડેસ્વારો અને કેટલાંક પ્યાદલનાં માણસો ચાલતાં હતાં. બગીની પછવાડે ધર્માજીરાવનો વિશ્વાસુ ચાકર વિશ્વાસરાવ ઉભો હતો. વિશ્વાસરાવ સુમતિ અને તાંબેકરના કહેવા પ્રમાણે કર્નાળીથી ધર્માજીરાવને તેડી લાવવા માટે શેરથી નીકળ્યો હતો, પરંતુ અર્ધે રસ્તે જ તેની અને ધર્માજીરાવની મુલાકાત થઈ. ધર્માજીરાવ ઉમદા ઘોડા પર બેસીને વડોદરા તરફ આવે છે. એ જોતાંજ વિશ્વાસરાવની આંખોમાં આનંદનાં આંસુ આવી ગયાં. પછી એ તેમની સ્વારી જોડે પાછો ફર્યો એ દેખીતું જ છે. આ પ્રમાણે ધર્માજીરાવની સ્વારી પ્રથમ રાજમહેલમાં ગઇ. ત્યાં જઇ પહોંચતાં જ **શ્રીમંત સયાજીરાવ મહારાજ** પોતે ધર્મ અને નીતિની સામે પાંચ ડગલાં ચાલીને આવ્યા, અને ધર્મને પ્રેમાલિંગન દઇ પોતાની જમણી બાજુંએ અતિ માનથી બેસાડયા. નીતિ અને સુબુદ્ધિ વગેરે પડદામાં હતાં. પછી ધર્માજીરાવને મહારાજા સાહેબ તરફથી વસ્ત્રાભૂષણ તથા બહુ માનથી પાનનું બીડું આપવામાં આવ્યું. તે જ પ્રમાણે નીતિ, સુબુદ્ધિ, અને વિમલદુર્ગા વગેરે સ્ત્રીઓને પણ સાડીઓ, ચોળીઓ, અને દરદાગીના વગેરે

આપીને તેમનું યથાયોગ્ય સન્માન કરવામાં આવ્યું. પછી કેટલીકવાર સુધી આનંદની વાતો કરીને આ દરબાર બરખાસ્ત થયો.

પછી ધર્માજીરાવ એ જ ઠાઠથી, મહારાજાએ આપેલો કિંમતી પોશાખ પહેરીને આનંદમગ્ન થતા સુરસાગર પરના પોતાના ઘર તરફ જવા નીકળ્યા. સ્વારીમાં વાજીંત્રો વગેરે વાગી રહ્યાં હતાં, તથા માન-કરી વગેરે ગૃહસ્થો તેમને પહોંચાડવા માટે આવ્યા હતા. ધર્માજી-રાવ પાછા વડોદરામાં આવ્યા અને મહારાજાના હાથથી તેમની બહુ માનથી આગતાસ્તાગતા થઇ તેથી શહેરમાંના લોકોમાં અત્યંત આનંદ આનંદ થઇ રહ્યો હતો. ધર્માજીરાવને ઘેર તાંબેકરે એક મોટો મંડપ ઉભો કરાવીને કેળના થંભ રોપાવ્યા હતા, તથા બારણે બારણે તો-રણો બંધાવી દેવામાં આવ્યાં હતાં. ધર્માજીરાવે પોતાની માતુશ્રી અને બે પુત્રીઓ નીતિ તથા વિમલદુર્ગા—જોડે ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે સુમતિબાઇ પંચારતી લઇ મધ્ય ઘરના દ્વારમાં ધર્મનાં ઓવારણાં લેવા માટે સામે આવીને ઊભી રહી. અત્યારે તેની આંખો પ્રેમાશ્રુ તથા આનંદાશ્રુથી ભરાઇ આવી હતી. આ બધું તારાબાઇ સજળ નયનથી જોતી હતી. એ દિવસે ઈષ્ટ મિત્રો સહીત ધર્માજીરાવને ત્યાં પાંચ પકવાનનું ભોજન થયું. બીજે દિવસે બ્રહ્મભોજન, દાનધર્મ અને આંધળાં પાંગળાં, લૂલાં લંગડાં ઇત્યાદિ ગરીબ લોકોને ધર્માજીરાવે જમાડીને ઘણું જ દાન ધર્મ કર્યું.

આટલું સર્વ થયું પણ ધર્માજીરાવના કુટુંબમાંનાં એકે માણસ-ના મોંપર ખરા આનંદની નિશાની દેખાઇ આવતી નહોતી. કારણ આ આનંદમાં ભાગ લેવા ધર્માજીરાવના પરમ પ્રિય બે દીવા—દીકરા નહોતા!

આ થયાને કેટલાક દિવસો ગયા પછી એક દિવસે સવારે વિ-શ્વાસરાવે દોડતાં આવીને ધર્માજીરાવને કહ્યું કે, "આપના બે દીકરા

ભ્રમર અને સદ્દગુણુને આજ શહેરની બહાર મેદાનમાં ફાંસી દે છે!" આ બાતમી સાંભળતાં ધર્માજીરાવ પોતે જે મેદાનમાં ભ્રમર અને સદ્દગુણુને ફાંસી દેવાની હતી ત્યાં દોડતા ગયા, અને "અન્યાય થાય છે!!" એમ મોટેથી એક સરખી બુમો પાડી.

ફાંસી દેવાની પૂરેપૂરી તૈયારી થઇ ગઇ હતી; પરંતુ ધર્માજીરાવની બૂમો સાંભળીને એકઠાં થએલાં બધાં માણુસો આશ્ચર્યચકિત થઇ ગયાં. જે અમલદારની નજર નીચે આ ઘોર કૃત્ય થનાર હતું, એ અમલદાર પણુ સહેજ ભયભિત થઇ ગયો, અને દોડીને ધર્માજીરાવ આગળ આવીને ઉભો રહ્યો. ત્યારે તેને ધર્માજીરાવે કહ્યું કે, "આ બન્ને છોકરા અમારા છે, અને તદન નિર્દોષ છે. તમે "નિરપરાધી છોકરાઓને ફાંસીએ શા માટે ચડાવો છો? આની જવાબ-"દારી તમારા પર આવશે: માટે તમે આ સંબંધે પૂરતો વિચાર "કરીને પછી જે કરવાનું હોય તે કરો." ધર્માજીરાવના આ કહેણુનો ઉત્તર એ અમલદારથી આપી શકાયો નહીં; ત્યારે છેવટે આ બધું પ્રકરણુ સર ટી. માધવરાવ તરફ ગયું. માધવરાવજીએ તે દિવસે ફાંસી દેવાનું મોકુફ રખાવીને, કેસના તમામ કાગળો મંગાવી પોતે તપાસ્યા: પણુ એ કાગળો ઉપરથી આ કેસ બરાબર છે એમ જ તેમના લક્ષમાં આવવા લાગ્યું. આથી ધર્માજીરાવ ઉતરેલે મોંએ પાછા ઘેર ગયા. આ હકીકત ઘરમાં જણાતાં અતિ આક્રંદ થઈ રહ્યો. પરંતુ મણિએ બધના મનનું સમાધાન કરીને કહ્યું કે, "મને "માધવરાવજી પાસે લઇ ચાલો એટલે આ કેસની બધી ખરી હકી-"કત જણાવીને ખરા ગુન્હેગારોને હું પકડાવી આપીશ; અને તમારા "બન્ને દીકરાઓને છોડાવીશ."

આથી ધર્માજીરાવનામાં સ્વાભાવિક રીતે જ થોડી હિંમત આવી

એટલે મણિને પોતાની જોડે લઇને માધવરાવજી પાસે ગયા. ત્યાં મણિએ પોતાની મા ( કામસેના ) ને ત્યાં બનેલી તમામ હકીકત કહી. અને ખરા ગુન્હેગાર તથા મુદ્દામાલ મહી નદીને કાંઠે છે એમ પણ કહ્યું. પછી પૂછવાનું જ શું ? તરત જ માધવરાવજીએ એક હોંશીઆર પોલીસ કામદારની સશસ્ત્ર લોકોની મદદ સાથે એની તપાસ કરવા યોજના કરી. એ લોકોએ જઇને એ કાર્ય ફત્તેહમંદી રીતે પાર પાડયું પણ ખરૂં. મુદ્દામાલસાથે બધા ચોરોને પકડી લાવ્યા, અને છેવટે એ લોકોએ પોતાનો સર્વ ગુન્હો કબૂલ પણ કર્યો. કામસેનાના ઘરમાંથી એ લોકો જેટલો માલ લઇ ગયા હતા એ બધો બતાવી દીધો, અને એ મણિએ ઓળખ્યો પણ ખરો. પ્રભુ ઇચ્છાથી આ કેસનો નીકાલ યથાયોગ્ય રીતે થઇને ભ્રમર અને સદ્‌ગુણ નિર્દોષ ઠર્યા, એટલે તેમનો છૂટકો પણ થયો. આમ થતાં ધર્માજીરાવના આનંદની પરીસીમા ન રહી, એ જૂદું જણાવવાની જરૂર રહેતી જ નથી.

જે દિવસે ભ્રમર અને સદ્‌ગુણનો છૂટકો થયો તે દિવસે કચેરીમાં લોકોની ભારે ગીરદી થઈ હતી. તેમના છૂટકારાનો ઠરાવ સાંભળતાં જ લોકોએ બંનેને બે ઘોડાની ગાડીમાં બેસાડીને વાજતે ગાજતે તેમને ઘેર તેડી ગયા. ઘેર ગયા પછી એક મોટો દરબાર ભર્યો, અને ત્યાં તેમના સન્માનાર્થ વિદ્વાન્ અને આબરૂદાર લોકોનાં ભાષણો થયાં. તેમાં બધાંએ ધર્માજીરાવ અને તેમના કુટુંબને વેઠવી પડેલી દુઃખદાયક વિપત્તિ બદલ તેમનું શાંતવન કર્યું. ધર્માજીરાવના ઘરમાં તો આજના આનંદની પરમાવધી જ થઇ રહી હતી, જેનું પુરતું વર્ણન આ અશક્ત કલમ શી રીતે કરી શકે ?

બીજે દિવસે સર ટી. માધવરાવની ઇચ્છાનુસાર રાજમહેલમાં એક મોટો દરબાર ભર્યો; અને સર્વ સમક્ષ શ્રીમંત ગાયકવાડ સરકારે

ધર્માજીરાવ સંબંધે અતિ સન્માન પ્રદર્શિત કરીને તેમને પોતાની હુજુરમાં પ્રથમ પંક્તિના માનકરીની જગો આપી પ્રથમ પંક્તિના સરદાર બનાવ્યા અને કિંમતી પોશાખ આપ્યો.

સદ્‌ગુણને પણ યોગ્ય આશ્રય આપી પોતાની પાસે રહેવાનું ઠરાવી વસ્ત્રાભૂષણો આપ્યાં. ભ્રમરને તેના શૂરત્વની પ્રશંસા કરી, પોતાના સૈન્યમાં એક મોટા હોદ્દાની જગો આપી. આ પ્રમાણે શ્રીમંત સયાજીરાવ મહારાજે તખ્તનશીન થતાં જ રાજ્યમાં જામી ગયેલી બદીનો જડમૂળથી નાશ કરીને, ધર્મ અને સદ્‌ગુણનો થયેલો ઉચ્છેદ પુનરપિ સંસ્થાપિત કર્યો, તથા નીતિને ઉત્તેજન આપી પ્રજાને સુખી કરી. આથી આખા ગાયકવાડી રાજ્યમાં આનંદ આનંદ છવાઈ રહ્યો.

પછી થોડા જ વખતમાં નીતિ અને ભ્રમરનાં, તથા વિમલદુર્ગા અને સદ્‌ગુણનાં લગ્ન મોટી ધામધુમથી થયાં. યોગ્ય અવસરે એ બંને દંપતિને પુત્રરત્નોની પ્રાપ્તિ થઇ એટલે સુમતિ અને તારાના આનંદનો કળશ સંપૂર્ણ ભરાયો. પૂર્વે ઠર્યા પ્રમાણે ભ્રમરને તારાબાઇને ખોળે બેસાડીને તેનો વંશ ધર્માજીરાવે ચાલુ કરી તેને સુખી કરી. તે જ પ્રમાણે મણિ પણ જન્મ પર્યંત તેની જ સાથે રહી અને તેને ધર્માજીરાવે પોતાની પુત્રી સમાન ગણી એક લાયક ગ્રહસ્થ સાથે પરણાવી. આ પ્રમાણે જે કુટુંબ થોડાં વર્ષો પહેલાં ઘરને આગ લગાડીને આત્મઘાત કરવા તૈયાર થયું હતું, તે જ કુટુંબ ઇશ્વરકૃપાથી આજ કેટલું સુખી થયું તે જુઓ! આ કુટુંબનું આ સુખ ચિરકાળ અખંડિત રહો, એવી પરમાત્મા પાસે માગણી કરીને આ કથા પુરી કરીશું.



# કવિતા-સાહિત્યનાં નવીન પુસ્તકો.

**ગીતાંજલિ**-સર રવીન્દ્રનાથ ટાગોરને "ગીતાંજલિ" નામે જે કાવ્યગ્રંથ માટે સવાલાખ રૂ. નું "નોબલ પ્રાઈઝ" મળ્યું હતું, તે જગવિખ્યાત ગ્રન્થનું ગદ્ય તથા પદ્યમાં ખાસ પરવાનગીથી કરેલું ભાષાન્તર. કિંમત રૂ. સવા.

**સ્મરણસંહિતા**-એક સચિત્ર કરૂણ પ્રશસ્તિ. લેખક ન. ભો. દીવેટીઆ. પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવના લાંબા ઉપોદ્ઘાત તથા આઠ ચિત્રો સાથે કિં. રૂ. સવા.

**નૂપુરઝંકાર**-નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆકૃત ત્રીજો કાવ્યસંગ્રહ. વિસ્તૃત ટીકા તથા કવિતદેવીના ચિત્ર સહિત. કિ. રૂ. એક.

**મેઘદૂત**—ન્હાનાલાલ દલપતરામ કવિ કૃત મૂળ સાથે સમશ્લોકી ભાષાન્તર. ટીકાસહ. કિ. બાર આના.

**ભણકાર**—પ્રો. બી. કે. ઠાકોર કૃત કાવ્યોનો સંગ્રહ. સમજ તથા લાંબા ટિપ્પણ સાથે. કિ. રૂ. બે.

**દીવાને સાગર**-સાગર કૃત ગઝલો-ભજનો-વગેરેનો ૫૦૦ પૃષ્ઠનો મોટો સંગ્રહ. સુરીઝમના ખાસ શબ્દોનો કોશ તથા નારદ ભક્તિસૂત્ર સાથે. કિંમત રૂ. અઢી.

**હૃદય-પુષ્પાંજલિ**—ગીતાંજલિના ભાષાન્તરકાર "મસ્ત-મણિ" કૃત નવીન કાવ્યોનો સંગ્રહ. કિ. રૂ. પોણો.

**પ્રવાસપુષ્પાંજલિ**-સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત યુરોપ યાત્રાનાં કાવ્યોનો સુંદર સંગ્રહ. કિં. રૂ. દોઢ.

**હૃદયકુંજ**—રા. કુંજનાં કાવ્યોનો સંગ્રહ. કિ. રૂ. એક.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો.

**રાસમન્દિર**—આનંદ સાથે બોધ મેળવવા સારૂ સ્ત્રીઓને નવરાશના વખતમાં ગાવા યોગ્ય રાસ-ગરબા વગેરે. છપાઈ બંધાઇ ઉત્તમ. કિ. **આઠ આના.**

**સ્ત્રીઓને સંદેશ**—મુંબઇની ગુર્જર સ્ત્રીસમાજ આગળ બેસતા વર્ષ નિમિત્તે ગુજરાતના જુદા જુદા વિદ્વાનોએ આપેલાં ભાષણોનો સંગ્રહ. **કિંમત રૂ. ૧ાા.**

**કુલભૂષણ મહિલા**—ગૃહસ્થ સન્નારીને મનન કરવા યોગ્ય ઉપયોગી બાબતોની ચર્ચા.

**કિ. રૂ. ૧.**

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—ખંડ૧-૨. બાળ ઉછેર તથા બાળકોની ગૃહકેળવણીના સંબંધમાં ખાસ અનુભવિક બાબતોની પતિપત્નીના પત્રવ્યવહારરૂપે ચર્ચાના ૩૨ પત્રો. **કિ. રૂ. એક.**

**સુશિક્ષિત સ્ત્રી**—અથવા બાળકોના ગૃહશિક્ષણનો આદર્શ. (ખાસ સ્ત્રી ઉપયોગી નવલકથા)

**કિં. રૂ. સવા.**

**તપસ્વિની (નાટક)**—સતીત્વ મહત્વદર્શક ત્રણ અંકી. કિ. **દસ આના.**

**સત્યભામા**—આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી સચિત્ર નાટક કિ. રૂ. એક.

ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો **રૂ. દોઢ.**

**તત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી**-

મહાત્મા જેમ્સ એલનકૃત સ્ત્રીપુરૂષ સર્વેને મનન કરવા યોગ્ય તારીખવાર શિક્ષાપત્રી. જાન્યુઆરીથી ડીસેંબર સુધીના બારે મહીનાના બેઉ ખંડ ભેગાની કિ. રૂ. ૨-૮-૦. છૂટાની કિં. ૨-૧૨-૦.

# ધર્મ સાહિત્યનાં પુસ્તકો.

**પ્રભુભક્તિ**—ધર્મજીજ્ઞાસુજનોને ખાસ મનન કરવા જેવો ગ્રંથ. "ગીતાંજલિ"ના ભાષાન્તર કર્તા મણિભાઇ હરિભાઇ દેસાઇ કૃત. આ પુસ્તકનાં (૧) પ્રભુભક્તિનું સત્ય સ્વરૂપ (૨) વિશ્વવ્યાપી પ્રેમ અને પ્રભુભક્તિનું આધુનિક સ્વરૂપ (૪) વેદાન્ત અને પ્રભુભક્તિ (૫) સ્વરૂપ નિરૂપણ (૬) ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારો (૭) પ્રભુભક્તિમાં સત્યાનંદ અને (૮) પ્રકીર્ણ. એ પ્રમાણે આઠ પ્રકરણો પાડેલાં છે. સોનેરી પુંઠું. કિ. રૂ. એક.

**ઈસુનું અનુકરણ**—મૂળ એ પુસ્તકોનું અંગ્રેજીનું ભાષાન્તર કર્તા ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. મહાત્મા ક્રાઇસ્ટે ધર્મ તથા નીતિ સંબંધી કરેલા સર્વ સામાન્ય ને નીતિના ઉપદેશોનું ઉત્તમ તારણ. કિ. આઠ આના.

**મુક્તિમાળા**—અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન. ચાર ભાગમાંનો પ્રથમ ભાગ. વેદાન્તનો સ્વતંત્ર સંવાદરૂપે ગ્રન્થ. કિં. રૂ. દોઢ.

**સ્વર્ગની સામગ્રી—વિચાર તેવું વર્તન**—મૂળ લેખક મહાત્મા જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે. કિ. રૂ. અર્ધો.

**પશુમાંથી દેવ**—અથવા પુણ્યાત્માનો પંથ. સાગરે લખેલા ઉપોદ્ઘાત સાથે. કી. રૂ. ૦ાા.

**ભક્તિયોગ**—બંગાળી ઉપરથી ભાષાન્તર કર્તા અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી, બી એ. કિ. રૂ. સવા.

**વાલ્મિકી રામાયણ—બાલકાન્ડ**—મૂળનું ગૌરવ સાચવીને રામછંદમાં ભાષાંતરકર્તા રા. રા. મનહરરામ હરિરામ મહેતા બી. એ. કિ. રૂ. સવા.

# વાર્તા—નવલકથા—કવિતાનાટક—નિબંધ

# વગેરેનાં નવાં પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—બૌદ્ધધર્મ પ્રચારક મહાન્ સમ્રાટ અશોકના સમયની કલ્પનામિશ્રીત ધાર્મિક નવલકથા. પૃષ્ટ ૩૫૦ કિ. રૂ. બે.

**"ચંદા"—રાજસ્થાનની વીરરમણી**—હિન્દુ–મુસલમાન ભાઇઓની એકતા કેવી રીતે સધાય અને દૃઢ થાય એવા દૃષ્ટિબિંદુથી ખાસ લખાયલી શહેનશાહ અકબરના સમયની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિ. રૂ. દોઢ.

**નૂરજહાન**—સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા નલીનકાન્ત નરસિંહરાવ દીવેટીઆ. કિ. ૦–૧૨–૦.

**ઉષાનન્દિની**—સ્વ. બહેન ઉર્મિલાકૃત નવલકથા. કિ. આઠ આના.

**નીલનેની**—પ્રો. બેઇનની વાર્તા ઉપરથી સરળ–મધુર ભાષામાં ભાષાન્તર કર્તા સાકરલાલ અમૃતલાલ દવે. કિ. ૦–૮–૦

**અનંગભસ્મ**—ઉપરનાજ કર્તાની મૂળ લેખકના ઉપોદ્‌ઘાત સાથે બીજી આવૃત્તિ. પાકા પુંઠાની કિ. ૦–૮–૦.

**અદ્‌ભુત આગબોટ**—વૈજ્ઞાનિક નવલકથા, પાકું પુંઠું. કિ. રૂ. ૧.

**સંભાજી**—કર્તા દ્વારકાદાસ મોતીલાલ પરીખ. કિંમત બાર આના.

**દિવ્યરંભા**—અદ્‌ભુત રસભરી ડીટેકટીવ નવલકથા. કિ. ૦–૮–૦.

**વિનોદ વાટિકા**—ભાગ ૧–૨ ભેગા. પાકા પુંઠાથી બધેલાં કિ. ૧)=

**કમળાદેવી**—ઐતિહાસિક નવલકથા. કિ. રૂ. ૧॥.

**મેજીકલેન્ટર્ન એટલે જાદુઈ ફાનસો**—બાળકોને સમજ પડે તેવું સરળ પુસ્તક. **કીં. આઠ આના.**

**પોતાનો પ્રયત્ન**—સ્માઇલ્સના "સેલ્ફહેલ્પ" નામે ઉત્તમ પુસ્તકમાંના એક પ્રકરણ ઉપરથી. જુવાનોને ઉત્તેજક છે. **કીં. ૦-૨-૦.**

**બુદ્ધ-ધર્મ અને સંઘ**—બૌધ ધર્મ વિષેની સંપૂર્ણ માહિતી આપનારો ગ્રંથ. **કિંમત છ આના.**

**ગૃહસ્થાશ્રમ**—રા. પ્રભુશંકર ન. વ્યાસકૃત, સુધારા વધારાવાળી સચિત્ર નવી આવૃત્તિ. **કિં. રૂ. દોઢ.**

**ઈસુનું અનુકરણ**—અંગ્રેજી ઉપરથી બે ભાગનું સંપૂર્ણ ભાષાંતર કર્તા રા. રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. **કીં. આઠ આના.**

**સતીમંડળ**—ભાગ ૧-૨. દરેક ભાગની **કિં. રૂ. અઢી.**

**દિવાને સાગર**—**સાગર**કૃત. કાવ્યો—ગઝલો—ભજનો વગેરેનો મોટો સંગ્રહ સૂફીઝમના વિસ્તૃત શબ્દકોશ સાથે ૫૦૦ પૃષ્ટ **કિં. રૂ. અઢી.**

**યુરોપનો પ્રવાસ**—જાતે પ્રવાસ કરીને નિત્ય નોંધરૂપે લખાયેલો ૩૪ ચિત્રો સાથે. યુરોપખંડના તમામ દેશોની સંપૂર્ણ માહીતી મળે તેવો નવોજ ગ્રંથ. **કીં. રૂ. બે.**

**પશુમાંથી દેવ**—જેમ્સએલનના ગ્રંથ ઉપરથી. **કિં. આઠ આના.**

**સ્વર્ગની સામગ્રી** યાને વિચાર તેવું વર્તન—મૂળ લેખક જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે. **કીંમત આઠ આના.**

**મુક્તિમાળા** અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન. ચાર ભાગમાંનો પહેલો ભાગ. વેદાન્તનો સરળ સંવાદ રૂપે ગ્રંથ. **કીં. રૂ. દોઢ.**

**તપસ્વિની (નાટક)**—સતીત્વ મહત્વદર્શક. **કીં. દસ આના.**

**ગૌતમબુદ્ધની જીવનરેખા**—કિં. ૭ આના.

**શારદા અને ચંદ્રલેખા**—વીરરસપ્રધાન નાટક **કિં. આઠ આના.**

**કર્નલ મેડાઝ ટેલરનું જીવનચરિત્ર**—સ્વદેશ પ્રેમી—સાહસિક—ઉદ્યોગી અંગ્રેજ પુરૂષનું બોધકચરિત્ર. **કિં. રૂ. દોઢ.**

**મજનુ જોગી ને ફીરસ્તો**—**સાગર** કૃત એક લાંબો સ્નેહસંવાદ. **કિં. આઠ આના.**

**સંસારિકા**—મર્હુમ **બી. એમ. મલબારી** કૃત દેશભક્તિનાં કાવ્યો. **કિં. રૂ. બે.** ( બહુજ થોડી સીલકે છે. )

**પ્રવાસીના પત્રો**—સમાજ, ધર્મ, રાજ્ય, સાહિત્ય વગેરે વિષયોની પત્રોદ્વારા છુટી છુટી ચર્ચા—કર્તા **કે. હ. શેઠ.** પાકું પુંઠું. મૂળ કીં. રૂ. બે હતી તેની ઘટાડેલી **કીં. રૂ. એક.**

**સત્યભામા**—અથવા પત્નીથી પસંદગી. આપણી લગ્નપદ્ધતિ વિશેનું પાંચ અંકી સચિત્ર નાટક. **કીં. રૂ. દોઢ.**

**સોક્રેટીસ અને તેના છેલ્લા સંવાદ**—**કીં. આઠ આના.**

**જર્મનીની ઉન્નતિ**—ત્યાંની ખેતીવાડી હુન્નરકળા, રાજ્યવ્યવસ્થા, કેળવણી, પ્રજાસંવર્ધન માટેના ઉપાયો વગેરેની માહિતી આપનારો ૨૫૦ પૃષ્ઠનો ગ્રન્થ. **કિંમત ૧—૧૦—૦.**

**સ્ત્રીઓને સન્દેશ**—મુંબઇની ગુજરાતી સ્ત્રી સમાજ સમક્ષ જુદા જુદા વિદ્વાનો તરફથી અપાયેલાં ભાષણોનો સંગ્રહ. **કિં. રૂ. દોઢ.**

**મ્હારી કમળા**—લેખક કનૈયાલાલ મુનશી. કિં. રૂ. સવા.

ઉપરનાં તથા બીજાં સારાં પુસ્તકો મગાવાનું ઠેકાણું:—

**જીવનલાલ અમરશી મહેતા;**

પીરમશારોડ—અમદાવાદ.